સબંધોની માહિતી, ઇસ્લામ અને વિશ્વશાંતિ, જીલાટીન (ચરબી તથા હાડકા)વાળી વસ્તુઓના હલાલ હરામ હોવા બાબત, આલ્કોહોલની બનેલ દવાઓ તથા વસ્તુઓ બાબત, જૈનેટીક ટેસ્ટ (વૈજ્ઞાનિક ઢબે બાળકનો જન્મ તથા ઉછેર), મેડીકલ વીમો, બેંકો તરફથી ઈશ્યુ થયેલ ક્રેડીટ, એ.ટી.એમ; ડેબીટ કાર્ડોનો શરઈ વપરાશ, ડી.એન.એ. ટેસ્ટની શરઈ હેસીયત, હજ્જમાં શયતાનને કાંકરી મારવા બાબતે થતી બેદરકારીનો હલ, શ્વાસ લેવાના મશીન (ઈન્હીલર)ને લગતા મસાઈલ, યુથીન્ઝા, નેટવર્ક માર્કેટીંગ, એજ્યુકેશન લોન, સ્ત્રીઓની નોકરી બાબત, કેદીઓ સાથેનો વર્તાવ બાબત, પ્લાસ્ટીક સર્જરીને લગતા મસાઈલ, વિડીયો, કેમેરાને લગતા મસાઈલ, વગેરે નવા ગુંચવડભર્યા મસાઈલ ઉપર જે તે વિષયને લગતી વિગતવાર માહિતીથી ભરપૂર ચર્ચાઓ અને દલીલો કરવામાં આવી છે.

અલ્હમ્દુલિલ્લાહ ! દેવબંદી, તબ્લીગી વિચારસરણી ધરાવતા ઉલમાએ કિરામ તથા તેમના કરોડો અનુયાયીઓ આ પ્રકારના રચનાત્મક કામોમાં જ રસ ધરાવે છે. કોઈ પણ વ્યક્તિ, સંપ્રદાય કે ધર્મ વિરૂધ્ધ કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિઓથી તેઓ દૂર રહે છે, બલ્કે તેમના આવા પ્રકારના ભલાઈ-નેકી તથા સેવાભાવી કામોમાં અડચણરૂપ બનતા લોકો સાથે પણ તેઓ દરગુજર અને સબ્રથી કામ લે છે. તેનાથી વિરૂધ્ધ તે વ્યક્તિઓ કે સમૂહો જેમણે દેશ માટે કોઈ બલીદાન આપ્યુ નથી, બલ્કે અંગ્રેજોના ઝુલ્મ અને અત્યાચાર વખતે પણ તેમણે ભારતને દારૂલ્ઇસ્લામ કહી અંગ્રેજોને ખુશ રાખ્યા હતા. તથા ભારતના મુસ્લિમોને લગતા કોઈ પણ દીની, આર્થિક, રાજકીય, શૈક્ષણિક કે સામાજિક કામોથી તેમણે કદી પણ દિલચસ્પી રાખી નથી. તે બિચારા દેવબંદી આલિમો વિરૂધ્ધ પાછલા સો વર્ષથી તનતોડ મહેનત કરી રહ્યા છે. છતાં નિષ્ફળતા સિવાય તેમને કાંઈ જ હાથ આવ્યુ નથી, તો હવે ગમે તેવા એલફેલ શબ્દોથી પોતાના અનુયાયીઓ ઉપર અંકુશ બાકી રાખવા માંગે છે. આવા લોકોથી ગુઝારિશ છે કે આજના કપરા સમયમાં દેવબંદી વર્ગ વિરૂધ્ધ મિડીયા દ્વારા વાણી વિલાસ કરવાની જગ્યાએ એમના જેવા રચનાત્મક કામોની ભારતીય મુસ્લિમોને વધુ જરૂરત છે.

દેવબંદી વર્ગના ફકત એક આલિમે દીન હઝરત મૌલાના ગુલામ મુહમ્મદ વસ્તાનવી સા. (દા.બ.)ની વિવિધ ક્ષેત્રોમાં કરેલ અનથક કોશિશો જોવા અને તેનાથી પ્રેરણા લેવા માટે અક્કલકુવા (ડી.ધુલિયા, મહારાષ્ટ્ર)ની એક મુલાકાત કાફી થઈ પડશે. આપ જે વર્ગનું પ્રતિનિધિત્વ કરી રહ્યા છો, તેમના ધાર્મિક, સામાજિક, શૈક્ષણિક, આર્થિક અને રાજકીય ઘણા જટીલ પ્રશ્નો હલ કરવાના બાકી છે. તેના માટે સખ્ત મહેનત કરશો તો એ આપના તરફથી આપના અકીદતમંદોથી સાચી લાગણી રાખેલી ગણાશે. ફકત નફરત ફેલાવવાથી ઉમ્મતના મસ્અલા હલ થશે નહીં. અલ્લાહપાક સહીહ સમજ આપી ઉમ્મતને એક અને નેક બનાવે, આમીન.

## ❀ મદ્રસાઓનો અભ્યાસક્રમ-પ્રવૃત્તિઓ ❀

પુસ્તકમાં અભ્યાસક્રમ દર્શાવવાનો હેતુ એ છે કે, મદ્રસાઓમાં શું ભણાવ -વામાં આવે છે, તેનો ખ્યાલ આવે અને આપણે મદ્રસાઓના શિક્ષણની સંકુચિતતા તથા ધાર્મિકતા બાબત શું વિચારીએ છીએ. જ્યારે વાસ્તવમાં ત્યાં આધુનિક વિષયો તથા પ્રશ્નોની છણાવટ કેટલા બહોળા પ્રમાણમાં થાય છે તેનો ખ્યાલ આવે. બલ્કે આ અભ્યાસક્રમ અસલ તો સરકારી અભ્યાસ -ક્રમ હતો, એને પ્રાપ્ત કર્યા બાદ સરકારી ઉચ્ચ હોદ્દાઓ તથા નોકરીઓ પ્રાપ્ત થતી હતી. આ વાત દાખલાઓ સાથે મૌલાના અબુલકલામ આઝાદે મદ્રસાઓના અભ્યાસક્રમ વિશે યોજાયેલ સેમીનાર (લખનૌ)માં ચર્ચા કરતાં જણાવી હતી. એમના સિવાય મદ્રસાઓના અભ્યાસક્રમના ઘણા નિષ્ણાંતોએ વિસ્તૃત ચર્ચા કરતાં લખ્યું છે કે, આ અભ્યાસક્રમ ફક્ત ધાર્મિક આલિમો પેદા કરવા માટે ન હતો, બલ્કે ધાર્મિક જ્ઞાન અને બૌધ્ધિક પ્રગતિ સાથે એમને સરકારી કામો માટે પરિપૂર્ણ બનાવવા માટે હતો. અને સેંકડો વર્ષો સુધી આ અભ્યાસક્રમથી ભણેલા જ ઉચ્ચ સરકારી હોદ્દાઓ ઉપર બિરાજમાન થઈ હુકૂમતનો વહીવટ ચલાવતા હતા.

આટલા જટિલ અને અઘરા વિષયોમાં પરોવાયેલા વિદ્યાર્થીઓને આતંક -વાદ વિશે વિચારવાની પણ ફુરસદ મળે છે કે કેમ ? ૨૪ કલાકના દૈનિક કાર્યક્રમ અને ભારે ભરખમ અભ્યાસક્રમમાં ન તો વિદ્યાર્થી અને ન તો શિક્ષકોને ફુરસદ મળે છે કે, તે અન્ય પ્રવૃત્તિઓમાં શામેલ થાય. બલ્કે સત્ય હકીકત એ છે કે, પોતાના સામાજિક કામો માટે પણ ફુરસદ કાઢવાનો સમય મળતો નથી.

તેના શિક્ષણમાં જ્યારે વધુ નૈતિક મૂલ્યો, ઉચ્ચ સંસ્કારો સાથે જાતિવાદ, જૂથવાદ, જ્ઞાતિવાદ, વર્ણભેદ, ભાષાભેદથી ઉપર ઉઠી **"સર્વસૃષ્ટિ અલ્લાહ તઆલાના કુટુંબ સમાન છે"** એવા આદેશને જીવનમૂલ્ય બનાવી ભણાવ-વામાં આવે. એક વ્યક્તિનો જીવ બચાવવો સમગ્ર માનવજાતને બચાવવા સમાન અને એક વ્યક્તિને મારી નાંખવી સમગ્ર માનવજાતને મૃત્યુદંડ દેવા

બરાબર ગુનોહ લાગુ પડતો પવિત્ર કુર્આની નિયમ જેના સમક્ષ હોય, તે કેવી રીતે આતંકવાદ પ્રતિ લેશમાત્ર પણ સહાનુભૂતિ દાખવી શકે !

પુસ્તકમાં આપ મદ્રસાઓના અભ્યાસક્રમના બધા જ વિષયો અને પાસાઓ વિશે વિગતવાર માહિતી વાંચશો, તો એમાં પારિભાષિક શબ્દોનો વપરાશ વધુ પ્રમાણમાં છે, પરંતુ તેને સંપાદકની લાચારી સમજો કે જ્ઞાનની ક્ષતિ. કારણ કે જયારે એક ભાષાના શબ્દોનું બીજી ભાષામાં રૂપાંતર, અર્થઘટન કે ભાષાંતર કરવું ઘણું જ કઠિન કામ છે, તો આ તો એક સંસ્કૃતિ અને વિચારધારાનું અને તે પણ ફક્ત શબ્દકોર્ષનું નહીં, બલ્કે પારિભાષિક શબ્દોનું ભાષાંતર કરી બીજી ભાષાના પારિભાષિક શબ્દોમાં રૂપાંતર કરી સમજાવવાનો પ્રયાસ કરવાનું છે. જેમાં બન્નેવ ભાષાઓનું શબ્દોકોષિક તથા વૈચારિક અંતર પણ નિહાળવાનું છે. એ છતાં યથાશક્તિ પ્રમાણે વિષય સમજાવવાની કોશિષ કરી છે. જેમાં ભૂલો અને ક્ષતિઓ ચોક્કસ હશે.

મદ્રસાઓના અભ્યાસક્રમમાં ફેરફાર અને તેના આધુનિકરણની વાત કરનારા તેમાં ગણિત, વિજ્ઞાન અને એન્જીનિયરીંગ વગેરેની ઉચ્ચ કક્ષાની શિક્ષણ વ્યવસ્થા શામેલ કરવાની રાય આપે છે. (૧) જેથી મદ્રસાના વિદ્યાર્થીઓ પોતાની રોજી-રોટી માટે સ્વાવલંબી થઈ શકે. (૨) તથા વર્તમાન-યુગ સાથે ખભે ખભા મિલાવી આધુનિક જગતમાં પ્રવેશી શકે.

આ પ્રકારની વાતો મદ્રસાઓના સંપૂર્ણ અભ્યાસક્રમથી અજાણતા તથા તેમના મૂળભૂત હેતુઓ ન સમજવાને લઈ કહેવામાં આવી રહી છે. મદ્રસા-ઓનો બુન્યાદી હેતુ દુન્યવી સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ એવા ઉચ્ચ કક્ષાના આલિમો (ઇસ્લામી કાયદાશાસ્ત્રીઓ અને જ્ઞાનવેત્તા) પેદા કરવાના છે, જે કુર્આન શરીફ, હદીષ શરીફ અને તેમના સબંધિત જ્ઞાન ભંડારોના તલસ્પર્શી અભ્યાસમાં સંપૂર્ણ માહિતગાર હોય.

આ હેતુ જે અનથક મહેનત, એકચિત્તતા તથા સખ્ત પરિશ્રમ માંગે છે, (જેનો ખ્યાલ પુસ્તકમાં અભ્યાસ વિશેની માહિતી વાંચ્યા બાદ આવશે.) તેની સાથે આ વાત તદ્દન અશક્ય છે કે, એક વ્યક્તિ એક સાથે કુર્આન

શરીફ અને હદીષ શરીફને લગતા સઘળા વિષયોની સંપૂર્ણ માહિતી ધરાવતો હોય અને તેની સાથે તે પ્રખર અનુભવી ડૉક્ટર, વૈજ્ઞાનિક કે અર્થશાસ્ત્રી પણ હોય, જ્યારે કે વર્તમાનયુગ તો દરેક જ્ઞાનમાં સ્પેશ્યલિસ્ટોનો છે, જેમાં એક વ્યક્તિ ફક્ત એક જ વિષયમાં નિષ્ણાંત હોય છે, અને તે જ ક્ષેત્રને લાગતા બીજા વિષયોથી અંજાણ હોય છે. આ અજાણતાને તે પોતાના જ્ઞાનની ક્ષતિ કે ખામી નથી સમજતો.

મહત્વની બાબત એ કે, એક વ્યક્તિ સાયન્સનો કોર્ષ અપનાવે તેને એવું નથી કહેવામાં આવતું કે, તેની સાથે આર્ટસ અને કોમર્સના વિષય પણ લે. ફક્ત કોમર્સના વિષયની કોલેજ ઉપર મેડીકલ વિષય અપનાવવાનો આક્ષેપ નથી થઈ શકતો. વકીલાતની કોલેજ ઉપર ખગોળશાસ્ત્રનો વિષય ન ભણાવવાને તેની ખામી નથી સમજતા, તો પછી આ સઘળા વિષયો દાખલ કરવાનો મદ્રસાઓથી જ કેમ આગ્રહ રખાય છે ?

જ્યારે કે મદ્રસાઓમાં સામાન્ય રીતે સાત ધોરણ પાસ થયા બાદ ઉચ્ચ ધાર્મિક શિક્ષણ સાથે અંગ્રેજી (ફરજીયાત), કોમ્પ્યુટર, જનરલ નૉલેજ, હુનર ઉદ્યોગો અને અમુક મદ્રસાઓમાં તો આઈ.ટી.આઈ.ના પણ કોર્ષો શામેલ છે. તે સાથે ઈસ્લામિક ફિકહ તથા ભૌતિક વિજ્ઞાનમાં કાયદાકિય, સામાજીક, આર્થિક અને ભૌતિક વિષયોની છણાવટ થાય છે અને વર્તમાનયુગને લગતા રોજીંદા પ્રશ્નો તથા નવી શોધખોળોની સચોટ બૌધ્ધિક, સામાજીક અને ઉચ્ચ ધાર્મિક ચર્ચા રોજ મૂફતી કલાસમાં થાય છે. તથા લોકો તરફથી પૂછવામાં આવતા પ્રશ્નો, જેમાં શિક્ષિત વર્ગને લગતા બધા જ આધુનિક પ્રશ્નોથી મૂફતી સાહેબો તથા વિદ્યાર્થીઓ માહિતગાર થઈ મોર્ડન યુગ સાથે કદમ મિલાવી આગળ ધપી રહ્યા છે. જેની મદ્રસાના વાતાવરણમાં થોડા કલાકો વિતાવ્યા બાદ જ ખબર પડે છે. **જેમકે જુન મહિના (૨૦૦૦ ઈ.)માં ફ્રાન્સ અને જર્મનીના ભારતિય એલચીઓએ સ્વજાતે દારૂલ ઉલૂમ દેવબંદની મુલાકાત લીધી, જેમાં જર્મનીના નાયબ એલચી ૨૪ કલાકથી વધારે થોભ્યા અને ક્લાસોમાં જઈ પ્રાધ્યાપકો તથા વિદ્યાર્થીઓના પાઠો સાંભળ્યા. વિદ્યાર્થીઓના રૂમોમાં જઈ તેમની રહેણી-કરણી અને જીવનશૈલીના સઘળા**

**વિષયોનો ઝિણવટ-ભર્યો અભ્યાસ અને વિદ્યાર્થીઓ સાથે વિસ્તૃત ચર્ચા કર્યા બાદ ત્યાંના પ્રિન્સીપાલ હઝ. મૌલાના મરગૂબુર્રહમાન સાહેબથી વિનંતી કરી કે, આપના મદ્રસાના પ્રાધ્યાપકોનું એક પ્રતિનિધિમંડળ જર્મની જાય અને ત્યાંના મુસલમાનોને પોતાના આચાર-વિચાર તથા જીવનપધ્ધતિથી માહિતગાર કરે અને ત્યાર બાદ નાયબ એલચીએ દિલ્હી પહોંચીને અંગ્રેજી ન્યૂઝ પેપરોમાં દારૂલ ઉલૂમ દેવબંદ વિશે એક લેખ લખ્યો, જેમાં દારૂલ ઉલૂમ વિશે પોતાના ઘણા જ સારા વિચારો અને મંતવ્યો રજૂ કર્યા છે.**

## કોર્ષની ક્રમવાર સમજૂતિ

મદ્રસાઓમાં શિખવાડવામાં આવતો કોર્ષ ચાર તબક્કામાં વહેંચવામાં આવ્યો છે, જેની ટૂંકી વિગત આ પ્રમાણે છે :

**પ્રાથમિક ધાર્મિક શિક્ષણ (નાઝરહ) :**

સામાન્ય રીતે ૪-૫ વર્ષથી લઈ ૧૪ વર્ષ સુધીના બાળકોને સવારમાં બે થી અઢી કલાક ગામના મકતબ (પ્રાયમરી)માં અરબી તથા ઉર્દૂના કક્કા-બારાખડી ભણાવવામાં આવે છે. ત્યાર બાદ કુર્આન શરીફના પાઠોનું થોડુ થોડુ (અર્થ વગર) વાંચન શિખવાડવામાં આવે છે. સાથે ઉર્દૂમાં ધાર્મિક જ્ઞાન જેમાં ઘણી જ સરળ અને સાદી ભાષામાં (સવાલ-જવાબના રૂપમાં) પાકી, સ્વચ્છતા, નમાઝ પઢવાની રીત, રોઝા, ઝકાત વગેરેનું વર્ણન હોય છે તથા વિશ્વ રહમત હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના પાક જીવનચરિત્રના પાઠોનું શિક્ષણ અપાય છે. જેમાં આપના ઉચ્ચ અને આદર્શ સંસ્કારો, પ્રેમ, માફી, કૃપા, વિનમ્રતા, સત્યતા, સભ્યતા અને સાદગીભર્યા પ્રસંગો ટાંકીને તેના અનુકરણની પ્રેરણા અપાય છે, જેથી બાળકના કુમળા માનસમાં પ્રારંભથી જ દયાભાવના અને સભ્યતાનું જતન થઈ શકે. સાથે મહાન સૂફીસંતોનું આદર્શ જીવન દર્શાવતા નાના-નાના કિસ્સાઓ અને બાળ કથાઓના પાઠ પણ અપાય છે.

આ કોર્ષ ૭ વર્ષનો હોય છે. 'બચ્ચોંકા ઘર' નામની સંસ્થાઓમાં આ વિષયો સાથે પ્રાયમરી તથા માધ્યમિક શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવે છે.

## હિફ્ઝ ક્લાસ :

ઉપર દર્શાવેલ સાત વર્ષનો પ્રાથમિક કોર્ષ સમાપ્ત કર્યા બાદ કુર્આન શરીફ (લગભગ ૮૫૦ પેજ) સંપૂર્ણ મોઢે (કંઠસ્થ) યાદ કરવાનું હોય છે. આમાં બાળકની સ્મરણશક્તિ અને યાદશક્તિ બન્નેવ મુખ્ય આધાર છે. સામાન્ય રીતે બે થી ત્રણ વર્ષમાં બાળકો પુરૂ કુર્આન શરીફ કંઠસ્થ યાદ કરી લે છે. અને રમઝાન માસમાં રાત્રિ નમાઝ દ્વારા તેની પરીક્ષા પણ લેવામાં આવે છે.

જગતના કોઈ પણ ધાર્મિક પુસ્તકના અમુક શ્લોક યાદ કરનારા તો મળી જશે, પરંતુ સંપૂર્ણ અને આટલું દળદાર તથા તે પણ બીજી ભાષામાં મોઢે યાદ હોય એવું ભાગ્યે જ જોવા મળે છે, બલ્કે કદાચ બિલ્કુલ પણ ન મળે. જ્યારે કુર્આન શરીફનો આ જીવંત ચમત્કાર છે કે, મુસ્લિમોના કોઈ પણ નાના ગામડામાં આપણને બે-ચાર હાફિઝો અવશ્ય મળી આવશે. આપણાં દેશમાં આવા હાફિઝોની સંખ્યા લાખોની ઉપર છે.

## તજવીદ (શુધ્ધોચ્ચારણ) :

કુર્આન શરીફના કંઠો અને સ્વરોને શુદ્ધ, સ્વચ્છ અને વ્યવસ્થિત જગ્યાએથી તેમની આગવી અદા, છટા, શૈલી અને શુધ્ધોચ્ચારપૂર્વક પઢવાને તજવીદ કહેવામાં આવે છે. આ વિષય ઘણો જ મહત્વનો છે. વ્યાકરણ તથા સાહિત્યના નિયમોની જેમ આ વિષયના નિયમો પણ ઘણા જ વિસ્તૃત બલ્કે પ્રેક્ટીકલ સ્વરૂપે અદા અને શૈલીના મુખ્ય આધારરૂપ હોવાને લઈ એનું મહત્વ અને પરિશ્રમ પણ વધી જાય છે. અત્યંત બારીકાઈ અને ઝિણવટભર્યા ફર્કથી શુધ્ધોચ્ચારણ કરવું પડે છે.

આપણી ગુજરાતી ભાષાના અમુક ઉચ્ચારોનું અરબી ભાષા શબ્દો-ચ્ચારમાં ન હોવું તેમજ અરબી શબ્દોચ્ચારનું ગુજરાતી ભાષામાં ન હોવું અથવા ઉચ્ચારિક ફર્ક હોવો, ગુજરાતીમાં **ડ-દ, જ-ઝ, સ-શ-ષ, ત-ટ, ઠ-થ, ઢ-ઘ, ર-ળ-ણ** વગેરેના ઉચ્ચારોમાં ફર્ક છે, તેમ અરબી ભાષામાં આ પ્રકારના ઉચ્ચારો કે વર્ણોનું સામ્ય ધરાવતા શબ્દોમાં નજીવા ફર્કથી અર્થ

બદલાઈ જવાને લઈ (ખાસ કરીને નમાઝોની વિધિમાં) આ વિષયની મહત્વતા અને મહાનતા સમજી ખાસ મહેનત અને ધગશથી પૂરતુ ધ્યાન આપવામાં આવે છે.

ત્યાર બાદ કિરાઅતે સબ્અહ (સાત પ્રકાર અને ઢબે) પણ પઢાવવામાં આવે છે. અરબ કબીલાઓ માટે તેમના કંઠો, ઉચ્ચારણિય ફર્કો અને વ્યાકરણના નિયમોની વિશાળતા તથા વ્યાપકતાને આધારે શરીઅતે આપેલ સહુલતોને લઈ વિવિધ કંઠો, માત્રાઓ (એઅરાબ) અને શૈલી તથા શાબ્દિક ફેરફારો આધારિત પાઠોનું પઠન થાય છે. આ વિષય પણ અત્યંત મુશ્કેલ છે.

હાફિઝ તથા આલિમ ક્લાસના પ્રથમ વર્ગોથી જ આ વિષય પઢાવવામાં આવે છે અને છ-સાત વર્ષની લગાતાર મહેનત બાદ જ પ્રમાણપત્ર આપવામાં આવે છે.

આ બન્નેવ વિષયોની પરિપૂર્ણતા પ્રાપ્તિની મહેનત અને સફળતામાં હાલના તબક્કે ગુજરાતના મદ્રસાઓને આગવું સ્થાન પ્રાપ્ત છે.

## ઉચ્ચ ધાર્મિક શિક્ષણ (આલિમ ક્લાસ) :

સ્કૂલમાં સાત ધોરણ પાસ કર્યા બાદ બાળકોનો ઉચ્ચ ધાર્મિક શિક્ષણનો આ કોર્ષ નવ વર્ષનો છે.

જેમાં પ્રથમ બે વર્ષમાં ઉર્દૂ-પર્શિયન ભાષાના ભાષાકીય, વ્યાકરણ અને સાહિત્યરૂપી વિષયો ભણાવવામાં આવે છે. ત્યાર બાદ સાત વર્ષનો અરબીનો કોર્ષ છે, જેમાં અરબી ભાષા, વ્યાકરણ અને સાહિત્યના વિષયો (ગદ્ય-પદ્ય વ્યાખ્યાન તથા લેખનશૈલી વગેરે) તબક્કાવાર ચાર વર્ષ સુધી સંપૂર્ણ વ્યાખ્યાઓ, નિયમો અને ઉદાહરણો સાથે ઉચ્ચ કક્ષાની તાર્કિક દલીલોને આધારે ભણાવવામાં આવે છે. અંગ્રેજી ભાષા, વ્યાકરણ અને સાહિત્યનું જ્ઞાન S.S.C. સુધીનું આપવામાં આવે છે.

સાથે બૌધ્ધિક વિષયો જેમાં તર્કશાસ્ત્ર, ફિલોસોફી, તત્વજ્ઞાન, ભૌતિક-શાસ્ત્ર, પૃથ્વી અને બ્રહ્માંડના અસ્તિત્વ, અલ્લાહપાકના અસ્તિત્વ અને તેની અપાર શક્તિ વિશે બૌધ્ધિક તથા વૈજ્ઞાનિક દલીલો, નાસ્તિકોની તાર્કિક

દલીલોના સઘળા પાસાઓનો ઝિણવટભર્યો અભ્યાસ કરી તેના બૌધ્ધિક જવાબો આપવા. અન્ય ધર્મો અને વિવિધ મુસ્લિમ સંપ્રદાયોની માન્યતાઓ તથા વિધિઓ વિશે પણ (વાદવિવાદમાં પડ્યા વગર) તેમના ધાર્મિક પુસ્તકોને આધારે ચર્ચા થાય છે.

સાથે ઈસ્લામિક ફિકહના (રોજીંદા પ્રશ્નોનો ઉકેલ શોધનાર) સઘળા વિષયો ખાસ કરીને વારસા વહેંચણીના નિયમોના પાઠ ભણાવાય છે. છેલ્લા વર્ષમાં કુર્આન શરીફ તથા હદીષ શરીફના સંપૂર્ણ વિગતવાર ક્રમો, વિષયો અને નિયમોનું વિવરણ તથા ભાષાંતર સાથે ચર્ચા થાય છે.

## મુફ્તી કલાસ :

આલિમનો નવ વર્ષનો કોર્ષ સારા નંબરોથી પાસ થનાર વિદ્યાર્થીઓને જ મુફ્તીનો કોર્ષ શિખવાડવામાં આવે છે. આ બે વર્ષનો કોર્ષ છે, તેમાં મુખ્યત્વે કુર્આન શરીફ, હદીષ શરીફ અને ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓના સંદર્ભગ્રંથો અને સુલભ ફતાવા સંગ્રહોના ઘણા જ ચિંતન-મનન, ગહનતા, ઉંડી માહિતી અને ચકાસણીપૂર્વક અભ્યાસ કર્યા બાદ સમયને લગતા જટીલ અને ગૂંચવડભર્યા પ્રશ્નોનો ઉકેલ શોધવામાં આવે છે. સાથે મદ્રસાઓના ફતાવા વિભાગમાં ઈસ્લામી ફિકહ એકેડેમીઓ તરફથી આધુનિક વિષયો બાબતે થતા સેમિનારોના પ્રશ્નપત્રો ઉપર નિબંધો તૈયાર કરવામાં આવે છે. અને દેશ-વિદેશથી પૂછાતા પ્રશ્નોના ઉત્તરો આપી સામાન્ય મુસ્લિમોને ઘેર બેઠા મફત તેમની અંગત અને રોજીંદા જીવનને લગતી પ્રત્યેક બાબતોમાં ખાસ કરીને દાંપત્યજીવનની ગૂંચવાયેલ બાબતો અને આર્થિક પ્રશ્નોના નિકાલમાં પણ સહાયરૂપ થાય છે.

ખાસ કરીને વર્તમાન વૈજ્ઞાનિક અને ટેકનિકલ શોધખોળો, નિતનવા સંશોધનો, ઉદ્યોગો, વેપાર-વાણિજ્ય અને આયાત-નિકાસની નવી પદ્ધતિઓ, નિતિ-નિયમો તથા ડૉક્ટરી લાઈનની હરણફાળ પ્રગતિએ જન્માવેલ ઘણા નવા પ્રશ્નો અને સમસ્યાઓના નિરાકરણ કરવાની અત્યંત નાઝુક અને મહત્વની જવાબદારી નિભાવવાની પ્રેક્ટીસ કરાવવામાં આવે

છે. જેના માટે મુફતી સાહેબે પોતે વર્તમાનયુગની બધી જ બાબતોની સામાન્ય જાણકારી મેળવવી અનિવાર્ય બને છે.

## મદ્રસાઓના શિક્ષણ માધ્યમની ભાષા ઉર્દૂ વિશે મહાન હિંદુ સાહિત્યકારો અને વિદ્વાનોના અભિપ્રાય :

પર્શિયન તથા અરબીના ઉચ્ચ ધાર્મિક શિક્ષણના માધ્યમ સ્વરૂપે ઉપયોગમાં આવવાને લઈ ઉર્દૂ ભાષાનું મહત્વ ઘણું વધી જાય છે. માટે વિદ્યાર્થીને ઉચ્ચ ધાર્મિક શિક્ષણ પહેલાં ઉર્દૂના ભાષાકિય સાહિત્ય તથા વ્યાકરણ વગેરેનું પૂરતું જ્ઞાન હોવું જરૂરી છે. એ જ હેતુસર પ્રાથમિક શિક્ષણમાં ઉર્દૂ ભાષાની સાહિત્ય અને સંસ્કારરૂપી વાર્તાઓ, ઈબાદતો (ભક્તિ) તથા દુઆઓ (પ્રાર્થના), કવિતાઓ વગેરે શિખવાડવામાં આવે છે.

**મિસ્ટર એ.સી.ચેટરજી** (આઈ.સી.એસ. અને ભારતિય હાઈ કમીશ્નર લંડન) પોતાના પુસ્તક શોર્ટ હિસ્ટ્રી ઑફ ઈન્ડિયામાં લખે છે કે, મુસ્લિમ યુગમાં એક સંયુક્ત ભાષા અસ્તિત્વમાં આવી, જેને અંગ્રેજો ‘હિન્દુસ્તાની’ કહેતા હતા. આ હિંદીનું જ પ્રગતિ પામેલ સ્વરૂપ છે, જે દિલ્હી અને એની આજુબાજુ પ્રચલિત છે. પ્રારંભમાં આ ભાષા પારસ્પરિક વાતચીત માટે વપરાતી હતી. સમયની માંગને અનુસાર તેમાં સુધારા-વધારા થતા રહ્યા. જ્યારે તુર્કોએ દક્ષિણ ભારત જીત્યું તો આ સંયુક્ત ભાષા દક્ષિણમાં પણ પ્રગતિ પામી.

**ડો. તારાચંદ** પોતાના પુસ્તક “ભારતિય સંસ્કૃતિ ઉપર ઈસ્લામની પ્રભાવશાળી અસરો”માં લખે છે કે, સામાન્ય વ્યક્તિઓની ભાષાકીય જરૂરત સંસ્કૃતથી પૂરી ન થતી હતી, એટલે તેમના વિચારો વ્યક્ત કરવા માટે નવી નવી ભાષાઓ જન્મ લેતી હતી. એમાં એક નવી ભાષાએ જન્મ લીધો, જેનું નામ ‘ઉર્દૂ’ રાખવામાં આવ્યું અને હિંદુ-મુસ્લિમોએ પોતાના વિચારો વ્યક્ત કરવા હિંદી ભાષાની જેમ તેનો સંયુક્ત ભાષા તરીકે સ્વીકાર કર્યો. *(પેજ : ૧૩૯)*

**પ્રોફેસર સી. એસ. શ્રી ન્યાસ** અને **પ્રોફેસર એમ. એસ. રામાસ્વામી**

પોતાના પુસ્તક "ભારતીય ઈતિહાસ"માં લખે છે કે, હિંદુ મુસ્લિમોના મિલન અને રોજીંદી જીવન જરૂરિયાતને લઈ ભાષાકીય માધ્યમ તરીકે એક સંયુક્ત ભાષા 'ઉર્દૂ' અસ્તિત્વમાં આવી, જે પ્રારંભમાં લશ્કરી ભાષા રહી, પરંતુ પાછળથી તે સામાન્યજનોમાં પ્રચલિત થઈ ગઈ. *(પેજ : ૧૨૩-૧૨૪)*

પ્રખર ઈતિહાસકાર **પ્રો. સરોજડુનાથ** પોતાના એક લેખ "ઈન્ડિયામાં ઈસ્લામ"માં લખે છે કે, મુસ્લિમોએ ભારતને જે દસ ભેટો અર્પિત કરી તેમાં એક ભાષા પણ છે, જે હિન્દુસ્તાની અથવા 'રૈખ્તા'ના નામથી પ્રખ્યાત છે.

**શ્રી રઘુપતિ સહાય ફિરાક** (અલ્હાબાદ યુનિવર્સિટી) લખે છે કે, સામાન્ય રીતે એમ સમજવામાં આવે છે કે, ઉર્દૂમાં પર્શિયન તથા અરબીના શબ્દો વધુ પ્રમાણમાં છે, પરંતુ વાસ્તવિક્તા એનાથી વિપરીત છે. ઉર્દૂ શબ્દકોષમાં પંચાવન હજાર શબ્દો છે, જેમાં ફક્ત હિંદીના ચાલીસ હજાર શબ્દો છે. તેર હજાર શબ્દો અરબી અને પર્શિયનના છે અને બાકી બધા સંસ્કૃતના છે. તેર હજાર અરબી અને પર્શિયનના શબ્દોમાંથી પાંચ હજાર શબ્દો શિખવામાં કોઈ મહેનત કરવી પડતી નથી. જો વધુ બે હજાર શબ્દો જાણી લેવામાં આવે તો સંપૂર્ણ ઉર્દૂ ભાષા ઉપર કાબૂ મેળવી શકાય છે. ૧૯૩૮માં બિહાર સરકારી ભારતીય શબ્દકોષ કમિટી નિયુક્ત કરી હતી, જેના પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદ હતા. તે કમિટીનો રિપોર્ટ એ હતો કે, ઉર્દૂ અને હિંદી ભાષાઓના ૯૦% શબ્દો એવા છે, જે બન્નેવ ભાષાઓમાં સંયુક્ત રીતે વપરાય છે.

**ડો. રામબાબુ સક્સેના** પોતાના પુસ્તક "ઉર્દૂ સાહિત્યિક ઈતિહાસ"માં લખે છે કે, લોકો ઉર્દૂને પર્શિયનની શાખા સમજે છે, પરંતુ વાસ્તવિક્તા એ છે કે, ઉર્દૂ ભાષા હિન્દી ભાષાની જ એક શાખા છે, જે સદીઓ સુધી દિલ્હી અને મીરઠની આજુબાજુ પ્રચલિત હતી. ઐતિહાસિક સંજોગોને લઈ ઉર્દૂ ભાષા (જેને 'ખળી' ભાષા પણ કહે છે) ઉત્તર ભારતમાં ૧૭મી સદીના પ્રારંભ સુધી ફક્ત બોલચાલની ભાષા હતી, જ્યારે દખ્ખણ અને ગુજરાતમાં ૨૦૦ વર્ષ પહેલાં તેનો સાહિત્યની ઉચ્ચ ભાષા તરીકે ઉપયોગ થતો હતો. એનું કારણ એ બન્યું કે, ગુજરાત અને દખ્ખણના મુસ્લિમ હાકિમોને દિલ્હીની

કેન્દ્ર સરકારથી અલગ થઈ ગયા બાદ પોતાની સલામતી એમાં લાગી કે જે હિંદુ ફૌજીઓ તેમની ફૌજમાં હતા, તેમની ઉપર પોતાની પર્શિયન ભાષા જબરદસ્તી લાગુ કરવા કરતાં તેમની ‘ખળી’ ભાષા પોતે જ અપનાવી લે.

જો કે વાતાવરણના અસરથી દખ્ખણમાં મરાઠી શબ્દો અને ગુજરાતમાં ગુજરાતી શબ્દો અને વાક્યરચનાઓ પણ ખરી ભાષામાં શામેલ થઈ ગઈ.

આ ઐતિહાસિક બાબતોને ધ્યાનમાં રાખીને જ ભારતના પ્રથમ **વડાપ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂ**એ કહ્યું હતું કે, ઉર્દૂ આપણી ભાષા છે, તેનો ઉછેર આપણા દેશમાં થયો અને તેણે આપણા સંસ્કૃતિના વારસામાં વધારો કર્યો છે.

એક પુસ્તક “સુખુન વરાને ગુજરાત” (ગુજરાતના સાહિત્યકારો)માં શેરાની સાહેબના હવાલાથી ઐતિહાસિક સત્ય પુરાવાઓ સાથે સાબિત કર્યું છે કે, વર્તમાન જાણકારીના આધારે કહી શકીએ છીએ કે, ઉર્દૂ ભાષાની સાહિત્ય શકલ (રૂપ) સૌપ્રથમ ગુજરાતમાં મળે છે. *(પેજ-૨૭)* પેજ-૧૧ ઉપર લખ્યું છે કે, ઉર્દૂ ભાષાના ઈતિહાસ વિશે ગવાહીઓથી સ્પષ્ટ થાય છે કે, ગુજરાતમાં સંયુક્ત ભાષાનો આરંભ ૮મી સદીથી થઈ ચૂક્યો હતો.

## પર્શિયન (ફારસી) :

લાંબા ગાળા સુધી શાસકિય ભાષા હોવાને લઈ ભારતિય શિક્ષણ સંસ્કૃતિ ઉપર એની ઘેરી છાપ પડેલી છે. ખાસ કરી સૂફી-સંતોના બોધદાયક, આધ્યાત્મિક પુસ્તકો વધુ પડતા પર્શિયનમાં હોવાને લઈ કોર્ષમાં પર્શિયનનો સમાવેશ કરવામાં આવ્યો છે.

ભાષા, વ્યાકરણ અને સાહિત્યના પુસ્તકો વિશેષમાં ગુલીસ્તાં અને બોસ્તાં, જેમાં વિવિધ વિષયો દ્વારા ઉપદેશ અને માર્ગદર્શન આપવામાં આવ્યું છે. જેના અલગ-અલગ પ્રકરણોમાં (૧) સૌપ્રથમ સરકાર સંબોધિત ઉપદેશોમાં અમલદારોને અલ્લાહપાકનો ડર, પ્રજાનો ખ્યાલ, ન્યાય તથા ચાણક્ય બુધ્ધિથી પ્રજાહિતના કામોમાં લાગેલા રહેવાનો આદેશ તથા પ્રજા ઉપર ઝુલ્મ અને અત્યાચાર કરવાથી દૂર રહેવાનું આહ્‌વાન કરવામાં આવ્યું

છે. નહીં તો તેના માઠા પરિણામ ભોગવવા માટે તૈયાર રહેવા જણાવ્યું છે. સાથે આધ્યાત્મિક જીવનની રૂપરેખા દર્શાવી. ભૌતિકવાદથી મુક્તિના માર્ગ તથા આધ્યાત્મિક જીવન માટેની અવરોધરૂપ સઘળી રૂહાની (આત્માની) બિમારીઓ અને તેના ઈલાજોનું સવિસ્તર (ઈબ્રતનાક કિસ્સાઓ અને સરસ મજાના ઉદાહરણોના આધારે) વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં ખાસ કરીને પોતાની ઉપકારક અને સહાયક વ્યક્તિના ઉપકારને જીવનમાં કદી ન ભૂલવો, જેમાં સૌપ્રથમ જીવનની પ્રત્યેક ઘડી અને પળના મહાન ઉપકારક અલ્લાહ તઆલાના ઉપકારોને યાદ કરી તેની ઈબાદત અને તેની મખ્લૂક (સૃષ્ટિના સઘળા સજીવો) સાથે નરમી અને દયા તથા પ્રેમનો વર્તાવ કરો, નાના-મોટા, ગરીબ-અમીર દરેક સાથે નમ્રતાથી વર્તવું. પોતાની કુશળતા અને સુખ-શાંતિને લઈ અલ્લાહપાકનો આભાર માની કમજોરો, નિરાધારો, યતીમો, બેવાઓ વગેરે સમાજના કચડાયેલ વર્ગોનો ખાસ ખ્યાલ રાખવો.

ચૂપ (ખામોશ) રહેવાના ફાયદાઓ અને વધુ બોલવાની આદતના નુકસાનો, સારી અને સંસ્કારી વ્યક્તિઓનો સહવાસ, ખરાબ કુટેવો અને દોસ્તીના નુકસાનો અને ઘરડા માણસોનો ખ્યાલ રાખવો તથા તેમણે પણ ઘડપણ અવસ્થામાં દુન્યાની માયા છોડી ઈબાદત (ભક્તિ) અને દુઆ (પ્રાર્થના)માં પરોવાઈ જવું જોઈએ.

અલ્લાહપાક સાથે ઈશ્ક (પ્રેમ)નો સબંધ જોડતા કૃત્યો કરવા, તેની પ્રસન્નતા પ્રાપ્તિના રસ્તાઓ અપનાવવા અને તેની અપ્રસન્નતા (નારાજગી)ના માર્ગોથી અળગા રહેવું. જે ધનદૌલત અને રાહતની સામગ્રીઓ પ્રાપ્ત થઈ, તેની ઉપર સંતોષ માણવો, વધુ ધનસામગ્રીની બહુ લાલસા ન રાખવી. તરબીયત (પ્રશિક્ષણ) પ્રત્યે ખાસ ધ્યાન રાખવું, સૂફીઓના સંસ્કાર, કૃપા, દયા વગેરે અપનાવવા તથા તૌબા (પ્રશ્ચાતાપ) અને મુનાજાત (પ્રાર્થના) દ્વારા આત્માની શુધ્ધિનો માર્ગ અપનાવવો.

બાળકોના કુમળા માનસમાં આ પ્રમાણે બાળપણથી જ બોધપાઠ દર્શાવતી વાર્તાઓ અને ઉદાહરણો દ્વારા માનવતા, સભ્યતા અને સદાચારવાળા ઉચ્ચ

સંસ્કારોનું સિંચન કરવાના પ્રયત્નો કરવા માટે જ આ ભાષા શિખવાડવામાં આવે છે.

## અરબી ભાષા શિક્ષણ :

અરબી ભાષાથી મુસ્લિમોનો આધ્યાત્મિક સબંધ હોવાને લઈ તેને લગતા સઘળા ભાષાકીય શબ્દકોષિય, સાહિત્યિક, સુભાષણિય વિષયોના ગહન અભ્યાસ અને તેમાં ચિંતન-મનન તથા એકચિત્તતા દાખવવાને મુસ્લિમોએ પોતાનો જીવનધ્યેય બનાવ્યો હતો અને તેમાં કાયદાઓ અને તાર્કિક દલીલો ઉમેરી નવા જ્ઞાનભંડારોના દ્વાર ખોલ્યા હતા. અને શિક્ષણ જગતને અત્યંત સ્ફુર્તિજનક તથા ચેતનવંતી બનાવી તેમાં નવો જોમ-જુસ્સો પેદા કર્યો હતો. તેના દાખલારૂપી અમૂક વિષયોની ટૂંકી માહિતી રજુ કરૂં છું.

## અરબી વ્યાકરણ :

જગતની બધી વિખ્યાત અને બહોળા વપરાશવાળી ભાષાઓમાં પોતાના વ્યાકરણના નિયમોની વિશાળતા, શરતોની કડકાઈ અને તેમની સાબિતી માટેની બૌધ્ધિક અને તાર્કિક દલીલો રજૂ કરવામાં અરબી ભાષાને મહત્વનું સ્થાન પ્રાપ્ત છે. આપણી ગુજરાતી અને બીજી સામાન્ય ભાષાઓમાં...

- પુરૂષ + સ્ત્રી વાચક સર્વનામો માટે ૬ રૂપો પ્રચલિત છે.
- અરબી ભાષામાં ૧૪ રૂપો વપરાય છે. તેમાં બીજા અને ત્રીજા પુરૂષમાં નરજાતિ અને નારીજાતિના રૂપોમાં તફાવત છે.
- અરબીમાં એકવચન અને બહુવચનની વચમાં દ્વિવચન માટે અલગ શબ્દ વપરાય છે. જેમાં બીજા + ત્રીજા પુરૂષના નરજાતિ + નારીજાતિ બન્નેના અલગ-અલગ રૂપ હોય છે.
- શબ્દોની વચમાં આવતી માત્રા (એઅરાબ) સિવાય વાક્યના દરેક શબ્દોની છેવટમાં પણ માત્રા આવે છે, જે અત્યંત જરૂરી હોય છે. કારણ કે એના દ્વારા જ કર્તા કે કર્મનો ફર્ક માલૂમ પડે છે. અને અર્થનો અનર્થ થવાની શક્યતાઓ રહે છે. વ્યાકરણની વ્યાપકતા અને વિસ્તૃત

પ્રક્રિયાની ગંભીરતાઓને ધ્યાનમાં લઈ અરબી ભાષાના વ્યાકરણને બે પ્રકારમાં (સર્ફ + નહવ) વહેંચી આપવામાં આવ્યું છે અને બન્નેવ અલગ-અલગ વિષય તરીકે પઢાવવામાં આવે છે. અમુક પરિભાષાઓ બન્ને વિષયોમાં વપરાય છે, પરંતુ બન્નેવ જગ્યાએ તેમનો હેતુલક્ષી ફર્ક સમજવો જરૂરી બને છે.

## કુર્આન શરીફનું સાહિત્યિક ચેલેન્જ :

સુવાક્ય, સુભાષણ અને અલૌકિક કથન એવા ગુણો છે, જેનો સબંધ સમજ, ચેતના અને અનુભવથી છે. તેનું શબ્દોમાં વર્ણન અશક્ય છે. આપણે ભાષાકીય વાંચન અને પરિશ્રમના આધારે સુવાક્ય અને સુભાષણ માટેના નિતીનિયમો બનાવી શકીએ છીએ, પરંતુ વાસ્તવિક્તા આ છે કે, આ નિતી-નિયમો અને વાક્યરચનાની સુંદરતા કે કુરૂપતા (નબળાઈ) વિશેનો અંતિમ નિર્ણય ગદ્ય-પદ્ય રસિકતાથી જ થઈ શકે છે. જેમકે ફુલની સુંદરતા અને કોમળતાનું શાબ્દિક વર્ણન, સુગંધિત મુશ્કનું વિવરણ અને એક સ્વાદિષ્ટ ફળના સ્વાદ તથા મિઠાસનું શબ્દોમાં વર્ણન કરવું અશક્ય છે. એવી જ રીતે કોઈ વાર્તા કે વાક્યના સુવાક્ય અને સુભાષણ વિશેની સઘળી વાસ્તવિક્તા અને તથ્યતાનું શાબ્દિક વર્ણન અશક્ય છે. પરંતુ જ્યારે કોઈ કાવ્યરસિક સાહિત્યકાર તેને સાંભળશે, તો તેને તેની સુંદરતા અને મધુરતાનો આપોઆપ અનુભવ થઈ જશે. કોઈ વ્યક્તિ બીજી કોઈ ભાષામાં ગમે તેટલો અનુભવ મેળવી લે, પણ તે વાક્ય રસિકતામાં કદી પણ માતૃભાષી સમાન નથી થઈ શકતો.

ઇસ્લામ પૂર્વેના અરબ સમાજની કલ્પના કરીએ તો ઈતિહાસથી એ સાબિતી મળે છે કે, ભાષણ અને શાયરી તે સમાજમાં પ્રાણવાયુ સમાન હતી. અરબી કવિતાઓ અને સાહિત્યની પ્રાકૃતિક રસિકતા તેઓના નાના-નાના બાળકોમાં પ્રસરેલી હતી. સુવાક્ય અને સુભાષણતા તેઓની નસોમાં લોહીની જેમ દોડતી હતી. તેઓની સભા-સમિતિઓ, ગામના ચોરાઓની શોભા, તેઓના મેળાઓની પ્રફુલ્લતા, ગર્વ અને અભિમાનની પુંજી અને પ્રચાર માધ્યમ શાયરી તથા સાહિત્ય જ હતું. તેઓને આ પ્રત્યે એટલો ગર્વ

હતો કે, તેઓ પોતાના સિવાય જગતની સઘળી કૌમોને 'અજમી' એટલે કે ગુંગી કહેતા હતા.

આવા સાહિત્યિક યુગમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ખુદાઈ વાણી (કુર્આન શરીફ) લોકો સમક્ષ રજૂ કર્યું અને એલાન બલ્કે ચેલેન્જ કર્યું કે, આ અલ્લાહપાકની અમૃત વાણી છે, સઘળા માનવીઓ અને જીન્નાતો સાથે મળીને આ કુર્આનની જેમ કોઈ વ્યાખ્યાન રજૂ કરવા ચાહે તો પણ રજૂ નથી કરી શકતા.

આ કોઈ સાધારણ એલાન ન હતું. કેમકે આ દાવો એક એવી વ્યક્તિએ કર્યો હતો, જેમણે કદી પણ વિશ્વવિખ્યાત સાહિત્યકારો કે શાયરોથી શિક્ષણ પ્રાપ્ત ન કર્યું હતું તથા કદી પણ શાયરીની મહેફિલમાં શેઅર પઢ્યા નથી. એટલા માટે આ એલાન વાસ્તવમાં તેમની સાહિત્યિક ક્ષમતા માટે એક શક્તિશાળી અને પ્રબળ પડકાર સમાન હતું.

ઉત્બા ઈબ્ને રબીઆ અરબના પ્રખર સાહિત્યવેત્તાઓમાંથી હતા. તે નબી (સલ.) સમક્ષ સુલેહ-શાંતિના દૂત બનીને આવ્યા હતા. નબી (સલ.)એ કુર્આન શરીફની અમૂક આયતો (વાક્યો) પઢી સંભળાવી. તે એકચિત્તે મગ્ન થઈ સાંભળતા જ રહી ગયા અને ઘણા જ પ્રભાવિત થઈ પોતાના ઘરે પાછા ફર્યા. લોકો તેમની પાસે ઉપરોક્ત વાર્તાલાપનું પરિણામ સાંભળવા આવ્યા, તો તેમણે અલ્લાહપાકના સોગંદ સાથે કહ્યું કે, હઝરત મુહમ્મદ (સલ.)એ મને એવું ખુદાઈ કથન અને સાહિત્ય સરભર વાણી સંભળાવી કે મારા કાનોએ આજ સુધી કદી પણ આવી મધુર-સબરસ કથન સાંભળ્યું નથી. મને આ વાતની સમજ જ ના પડી કે હું તેમને શું જવાબ આપું ?

ઈતિહાસમાં આવા અનેક સત્ય બનાવો છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે અરબના મોટા-મોટા સાહિત્યકારો અને શાયરો પવિત્ર કુર્આન શરીફનો સાહિત્ય અને ભાવાર્થિક મુકાબલો તો શું કરે ? બલ્કે તેનાથી ઉલ્ટુ પોતે જ પવિત્ર કુર્આનના પ્રભાવથી અંજાઈ તેના ખુદાઈ કલામ હોવાનો વ્યવહારિક રીતે સ્વીકાર કરવા પર મજબૂર થઈ ગયા.

## પવિત્ર કુર્આનની સાહિત્ય વિશેષતાઓ :

હવે તે મહત્વપૂર્ણ વિશેષતાઓનું ટૂંકમાં વર્ણન કરવું યોગ્ય સમજું છું. જેના કારણે પવિત્ર કુર્આનનું કથન (વાક્યો) ચમત્કારિક બન્યું. સામાન્ય રીતે આ વિશેષતાઓનો સંગ્રહ કરવો માનવ ક્ષમતાથી ઉપરવટ છે. માનવ બુધ્ધિ જ્ઞાનના આધારે આ વિશેષતાઓને ચાર વિષયોમાં વહેંચી શકાય છે.

(૧) શાબ્દિક (૨) જોડણીરૂપ (૩) શૈલી (૪) ગદ્ય કે વાક્યરચના.

(૧) પ્રત્યેક ભાષાના અમુક શબ્દો એવા હોય છે, જે શબ્દકિય રીતે અસુભાષ અને અનિચ્છનીય ગણવામાં આવે છે, પણ ભાવાર્થના વર્ણન માટે ભાષામાં બીજો કોઈ તેનો વૈકલ્પિક શબ્દ નથી હોતો. એટલા માટે તે ભાષાના સાહિત્યકારો તે શબ્દનો ઉપયોગ કરવા માટે મજબૂર હોય છે. પરંતુ પવિત્ર કુર્આન આવા સંજોગોમાં એવી સુંદર વાક્યરચનાની પસંદગી કરે છે કે, વાક્યરસિકો અને સાહિત્યકારો પણ ઉન્માદમાં આવી જાય છે.

(૨) અરબીમાં અમુક શબ્દો એવા પણ છે કે, એકવચનમાં તેનો ઉચ્ચાર ઘણી જ સહેલાઈથી થઈ શકે છે, પણ તે જ શબ્દોનો બહુવચનમાં ઉચ્ચાર કરવો હોય તો તે ઉચ્ચારમાં બોજરૂપ લાગે છે. પવિત્ર કુર્આન બહુવચનથી બચીને એવી સુંદર વાક્યરચના અને શાબ્દિક શૈલીની પસંદગી કરે છે કે, ભાવાર્થનું પણ વર્ણન થઈ જાય અને વાક્ય ઉચ્ચારમાં કોઈ પણ અડચણ ન આવે. તેથી વાક્યની સુંદરતામાં ચાર ચાંદ લાગી જાય છે.

(૩) **જોડણીરૂપ :** શબ્દોના અમુક વાક્યોની જોડણી અને રચનામાં પણ પવિત્ર કુર્આનનું સાહિત્ય સિધ્ધિના સોપાન સર કરી ગયું છે. પવિત્ર કુર્આન શરીફની વાક્યરચનામાં સરળતા, સજ્જતા, વૈભવ અને મિઠાસ છે કે કોઈ તેનું ઉદાહરણ નથી રજૂ કરી શકતું.

(૪) **શૈલી :** પવિત્ર કુર્આનના સાહિત્યનો સૌથી પ્રકાશિત અને જળ-હળિત દેખાવ તેની લેખનશૈલીથી થાય છે. અને આ એક એવી વસ્તુ છે, જેને દરેક વ્યક્તિ નિહાળી શકે છે. તેની શૈલીની મુખ્ય ચમત્કારિક વિશેષ-તાઓ નીચે મુજબ છે.

પવિત્ર કુરૂઆન એક એવા ગદ્ય પર આધારિત છે, જેમાં શાયરીને લગતા કાયદાઓ અને નિતીનિયમોનો ખ્યાલ ન રાખવા છતાં એક એવો આનંદમય અને સુરીલો સૂર ઉત્પન્ન થાય છે કે, તે શાયરીથી અનેકઘણો મીઠો અને મધુર હોય છે. પવિત્ર કુરૂઆનનો સાહિત્યિક ચમત્કાર છે કે, તેણે દુન્યાની વિવિધ ભાષાઓએ નક્કી કરેલ શાયરીના નિતીનિયમોમાંથી કોઈ પણ નિયમનું અનુકરણ નથી કર્યું. છતાં શાબ્દિક સૂર અને મધુરતા સાંકળી લીધી છે. આ જ કારણે પવિત્ર કુરૂઆન ગદ્યમાં હોવા છતાં શાયરીથી અનેકઘણું આનંદમય અને મિઠાસ ભરેલ છે. ફક્ત અરબો જ નહીં, દુન્યાની દરેક ભાષાના લોકો તેને સાંભળી અસાધારણ આનંદ, ઉન્માદ અને હર્ષોલ્લાસ અનુભવે છે.

**બીજી વિશેષતા :** સુભાષણ વિદ્વાનોએ લેખનશૈલીના ત્રણ પ્રકારો વર્ણન કર્યા છે : (૧) ભાષણિક (૨) સાહિત્યિક (૩) વૈજ્ઞાનિક-જ્ઞાનાત્મક. આ ત્રણેય પ્રકારનું ક્ષેત્ર અને વિશેષતાઓ વિભિન્ન પ્રકારની છે. એક જ વાક્યરચનામાં ત્રણેય શૈલીને ભેગી કરવી અશક્ય છે. આપણે જ્યારે ભાષણ કરીએ તે છટા અને સાહિત્યિક ગદ્ય લખી રહ્યા હોય તે શૈલી તથા જ્યારે કોઈ વૈજ્ઞાનિક કે તાર્કિક દલીલ લખી રહ્યા હોય તો તે દરેકમાં વિભિન્નતા અને શાબ્દિક ઉચ્ચારિક તથા કૌશલ્યિક ફર્ક હોય છે. પરંતુ પવિત્ર કુરૂઆનનું સાહિત્ય એવું છે કે, ત્રણેય શૈલીઓને એકસાથે લઈને ચાલે છે. તેમાં ભાષણિક શૈલી, સાહિત્યની સુંદરતા અને શૈક્ષણિક ગંભીરતા એકસાથે ચાલે છે. અને ત્રણમાંથી એકેયમાં કોઈ પણ જાતની સાહિત્યિક કે સુવાક્યિક કમીનો આભાસ નથી થતો.

સંક્ષિપ્તકરણ અને ટૂંક સારાંશ પવિત્ર કુરૂઆનની શૈલીનો વિશિષ્ટ ગુણ છે. આ ગુણમાં તેનું સાહિત્ય ઘણું જ પ્રચલિત છે. પવિત્ર કુરૂઆન કિયામત (મહાપ્રલય) સુધી દરેક યુગના માર્ગદર્શન માટે આવ્યું છે. એટલા માટે તેણે ટૂંકા વાક્યોમાં ભાષાકીય વિશાળતાને આધારે લાંબા પ્રબંધો અને વિષયોનું વર્ણન કર્યું છે કે, દરેક યુગમાં તેનાથી માર્ગદર્શન મેળવી શકાય છે. તે રાજકારણ અને કાયદાશાસ્ત્રનું પુસ્તક નથી, પણ રાજકારભાર માટેના ન્યાયિક અને આદર્શ નિયમોનું એવું વર્ણન કરી આપ્યું, જે કિયામત સુધી મનુષ્યને

માર્ગદર્શન પુરૂં પાડે છે. તે ફિલોસોફી અને વિજ્ઞાનનું પુસ્તક નથી, પરંતુ આર્થિક અને વિકાસ બન્નેવ ક્ષેત્રોનું એવું ટૂંકુ પણ માહિતીસભર વર્ણન કર્યું છે કે, સામ્યવાદ-મૂંડીવાદ અને આ બન્નેવને અનુસરીને ચાલતા તે સમગ્ર અર્થતંત્રો (જેમની કરોડરજ્જુ તૂટી ગઈ છે) જો કુર્આની અર્થશાસ્ત્રનું અનુકરણ કરે, તો તેમના સઘળા આર્થિક પ્રશ્નોનો નિકાલ આવી જાય. આ ઉદ્દેશને કુર્આન શરીફ બે જ વાક્યોમાં દર્શાવી પોતાની સાહિત્યિક સિધ્ધિની સાથે અપાર જ્ઞાનિક શક્તિનું પ્રદર્શન કરે છે.

ઉપરોક્ત બાબતો દર્શાવવાનો હેતુ એ છે કે, સામાન્ય રીતે વૈજ્ઞાનિક, બૌધ્ધિક અને તાર્કિક દલીલોદર્શક ભાષામાં સાહિત્યિક મધુરતા, સજ્જતા અને સુભાષણતાનું પ્રમાણ ઓછું હોય છે અને સુષ્કતા તથા નીરસતા વધારે હોય છે. પરંતુ કુર્આનના બધા જ વિષયો સમાન સાહિત્યથી ભરપૂર છે.

અરબી ભાષાના નિષ્ણાંતોએ કુર્આન શરીફના આ અપાર સાહિત્યિક શક્તિ પ્રદર્શનને સમજવા તથા તેના દ્વારા પોતાની ભાષાકીય શૈલી, છટા અને વાક્યરચનાઓને ઉચ્ચ સજ્જતા અને મધુરતાપૂર્વક રજૂ કરવા માટે ઘણી જ મહેનત અને પરિશ્રમને આધારે કાયદા-કાનૂન બનાવ્યા છે. જે ફસાહત બલાગત (મઆની, બયાન, બદીઅ)થી સંબોધવામાં આવે છે. તેને સમજ્યા વગર કોઈ પણ વિદ્યાર્થી અરબી સાહિત્યના સબરસની લજ્જત માણી શકતો નથી.

ગુજરાતીમાં સંજ્ઞાને ગુણદર્શક વિશેષણ બનાવવું, વિશેષણમાંથી સંજ્ઞા બનાવવું, એક પ્રકારની સંજ્ઞાનું બીજા પ્રકારની સંજ્ઞા બની જવું, ક્રિયાપદને સંજ્ઞાનું રૂપ આપવું, ક્રિયાપદોને અમુક પ્રત્યય લાગ્યા પછી બનેલી સંજ્ઞાને લિંગવચનના રૂપો લાગીને ક્યારેક અન્ય પ્રકારની સંજ્ઞા અથવા વિશેષણ બનવું, વિશેષણ અને ક્રિયાપદને લાગીને તેમનાથી સંજ્ઞાની કામગીરી બનાવવી, ક્રિયાપદમાંથી સંજ્ઞાને વિશેષણ બનાવવું વગેરે પ્રક્રિયાઓ અપનાવવામાં આવે છે. બલ્કે ભાષા સાહિત્યની વિશાળતાને લઈ અરબી સાહિત્યમાં ગુજરાતીથી વધુ પ્રક્રિયાઓ દ્વારા વ્યાખ્યાન અને લેખનશૈલીની સજ્જતાને સુવાક્ય અને સુભાષણવાળી બનાવવાના પ્રયત્નો થાય છે.

## ભૌતિકશાસ્ત્ર-વિજ્ઞાન :

(૧) ભૌતિક વિજ્ઞાન કુદરતને સમજવા માટેનું વિજ્ઞાન છે. ભૌતિક વિજ્ઞાનમાં કુદરતમાં કે રોજબરોજના જીવનમાં બનતી ભૌતિક ઘટનાઓને સુનિયોજિત શ્રેણીબધ્ધ અવલોકનમાં મળતી કોઈ ચોક્કસ વ્યવસ્થા શોધી. આવી ઘટનાઓમાં સંકળાયેલી રાશિઓને સુસ્પષ્ટ અને અર્થસભર રીતે વ્યાખ્યાકિત કરવાની છે. અને તેમને સાંકળતા ચોક્કસ સબંધો અને તેમના કારણો નક્કી કરવાના છે. આવા અભ્યાસોમાં પણ કુદરતના નિયમો કે સિદ્ધાંતોનું નવનીત તારવવાનું છે.

(૨) તારવેલા નિયમો કે સિદ્ધાંતોને તર્કની એરણ પર ચઢાવી તેમાં તત્વજ્ઞાનનો મસાલો ભેળવી સઘળી માહિતીનું સંકલિત ગણિત તૈયાર કરી સૈધ્ધાંતિક રીતે ખૂબ ઉંડેથી કુદરતને સમજવાની છે. ભૌતિક વિજ્ઞાનમાં પ્રયોગો અને સૈધ્ધાંતિકવાદો મારફતે આપણા જ્ઞાનમાં વધારો થતો જ રહે છે. આ પ્રક્રિયા માનવજાતનું અસ્તિત્વ રહેશે ત્યાં સુધી ચાલુ જ રહેશે. આ સઘળુ અસ્તિત્વ મૂળભૂત રીતે શાનું અને શા કારણે બનેલું છે ? તે શોધવાના પ્રયત્નોમાં ભૌતિક વિજ્ઞાનીઓ બ્રહ્માંડના બે મૂળભૂત ઘટકો એવા દ્રવ્ય અને વિકરણમાં ખૂબ ઉંડે સુધી ઉતરી ગયા છે. આથી જ તો દ્રવ્યના મૂળભૂત કણો અને વિકરણના મૂળભૂત કણોનો અભ્યાસ આધુનિક ભૌતિક વિજ્ઞાનમાં ખૂબ અગત્યનો થઈ પડ્યો છે. આ સુક્ષ્મથી સુક્ષ્મ કણોથી આગળ વધીને પરમાણુ ન્યુક્લિયરની વાત આવે છે. આ બધું કર્યા પછી અને આટલો વિકાસ સાધ્યા પછી પણ માનવીની મૂંઝવણ તો વધતી જ જાય છે. શું આ સમગ્ર અસ્તિત્વનો કોઈ એકાકી પાયો ખરો ? બ્રહ્માંડનું ભવિષ્ય શું છે ? અસ્તિત્વને અસ્તિત્વમાં લાવનાર કોણ છે ? આ જટીલ વિષય વિશે ઉંડા અભ્યાસકર્તાઓ ચાર વિચારધારાઓમાં વહેંચાય ગયા. આ મહાન ફિલો-સોફરો (૧) મશ્શાઈઆ (૨) ઈશ્રાકિય્યહ (૩) મુતકલ્લિમીન કુર્આન શરીફ, હદીષ શરીફ અને લોજિક + ભૌતિકશાસ્ત્રના પ્રખર આલિમો, જેમકે ઈમામ રાઝી અને ગઝાલી રહ. (૪) સૂફી-સંતો.

આ ચારેય વિચારધારાની સ્કુલોએ પોતાની રીતે ભૌતિક જીવન અને તેના રહસ્યો અને બ્રહ્માંડના રહસ્યો વિશે ચર્ચા કરી છે. તેમાં ચોથી સ્કૂલે (સૂફી-સંતો) માનવી તથા બ્રહ્માંડના અસ્તિત્વના રહસ્યો ઉપર વિસ્તૃત ચર્ચા કરી તેમાંથી ઘણા રહસ્યો હલ કર્યા અથવા હલ કરવાના યથાર્થ પ્રયત્નો કરી તેમાં સફળતા પ્રાપ્ત કરી. અને માનવીની મૂંઝવણો તથા માર્ગ અવરોધો દૂર કરવાના સ્પષ્ટ અને સરળ રસ્તા બતાવ્યા. મહાન ફિલોસોફી તથા સૂફી ઈમામ ગઝાલી (રહમતુલ્લાહ અલયહ)એ ભૌતિક વિજ્ઞાનમાં વર્ષો સુધી અનથક મહેનત કર્યા બાદ જણાવે છે કે, માનવી તથા બ્રહ્માંડની અસ્તિત્વતાના મર્મો અને ભેદોના કપરા માર્ગને ફક્ત અને ફક્ત સૂફીઓએ જ સરળ અને સુગમ રીતે હલ કર્યો છે.

ગ્રિક ભાષાના શબ્દો ફેલો ચાહવું, પ્યાર કરવો અને સોફી બુધ્ધિ, જ્ઞાન આ બન્નેવ શબ્દો મળી ફિલોસોફીનો અર્થ જ્ઞાન અને બુધ્ધિને ચાહવું થયો. અને પરિભાષામાં સૃષ્ટિ તથા બ્રહ્માંડમાં જેટલી વસ્તુઓનું અસ્તિત્વ છે, તે બધા જ વિશે વિસ્તૃત સંપૂર્ણ જાણકારી મેળવવી એમ થાય છે. બ્રહ્માંડ વિશે અર્વાચિન ફિલોસોફરોનો દૃષ્ટિકોણ પૃથ્વીના તટ ઉપર બ્રહ્માંડમાં ફેલાયેલ સઘળી વ્યવસ્થા કેવી રીતે ચાલે છે ? તેના અનુસંધાનમાં આ લોકોએ મોસમો બદલાવાને અસરકારક માની અને મોસમી ફેરફારને સૂર્ય અને આકાશની ગતિને આધિન માન્યા બાદ સવાલ ઉપસ્થિત થયો કે, સૂર્ય અને આકાશની ગતિમાં ફેરફાર કેમ થાય છે ? તો એના સર્વેક્ષણ માટે મોટી-મોટી વૈદશાળાઓ સ્થાપી અને ત્યાં બેસી ખગોળશાસ્ત્રીઓએ શોધખોળ કરી માનવજગતને પૃથ્વી અને આકાશતંત્ર વગેરેની વિસ્તૃત માહિતી ભેટ ધરી. મદ્રસાઓમાં આ વિષયો ભૌતિકશાસ્ત્ર અને તત્વજ્ઞાનના આધારે પઢાવવામાં આવે છે. માટે તેમાં તત્વવેત્તાઓ અને વૈજ્ઞાનિકોની તાર્કિક દલીલોને આધારે જ ચર્ચા કરવામાં આવે છે. અમુક ઘણા જ જટીલ અને અત્યંત મુશ્કેલ વિષયોને બૌધ્ધિક અને તાર્કિક દલીલ સાથે રજૂ કરવામાં આવે છે. જેમાં અતિ મહત્વના પ્રશ્નો (૧) જગતનું અસ્તિત્વ (૨) માનવીનું મહત્વ (૩) આત્માની હકીકત (૪) પરલોક જીવન (૫) જીવન-મૃત્યુ (૬) મૃત્યુ પછી શરીર અને આત્માનો

સબંધ (૭) પૂર્વ જન્મ (૮) ડાર્વિનનો દ્દષ્ટિકોણ (ઉત્ક્રાંતિવાદ) (૯) પદાર્થના અવિભાજ્ય અંશ વિશે અર્વાચિન ગ્રિક વૈજ્ઞાનિકો અને મુસ્લિમ ધાર્મિક વૈજ્ઞાનિકો દરમ્યાન મતભેદ, જેમાં પરિણામરૂપે મુખ્યબિંદુ એક અલ્લાહના અસ્તિત્વ અને તેના દ્વારા સમગ્ર સૃષ્ટિનું સર્જન તથા સર્જન બાદ અલ્લાહપાકની સર્વોપરી વિશાળશક્તિ અને અગ્રગણ્ય વિશેષણો સાથે તેનું સફળ સંચાલન અને તેમાં કોઈ પણ વ્યક્તિ કે શક્તિનું સહયોગી (ભાગીદાર) ન હોવું, આ બાબતો સિવાય વિષયને લગતી ઘણી જ જટીલ પરિભાષાઓની વિસ્તૃત ચર્ચા કરવામાં આવે છે. જે ભૌતિકશાસ્ત્રને લગતી હોવાને લઈ શાબ્દિક રીતે રજૂ થઈ શકતી નથી. છતાં તેનો આંશિક ખ્યાલ દર્શાવતી પરિભાષા-ઓના ફક્ત શબ્દો રજુ કરૂં છું.

**ફિલોસોફીના બે પ્રકારો છે :** (૧) સિધ્ધાંતિક (૨) વ્યવહારિક.

**સિધ્ધાંતિકના ત્રણ પ્રકારો છે :** (૧) પદાર્થ વિજ્ઞાન (૨) ગણિત વિજ્ઞાન (૩) ઈશ્વરીય જ્ઞાન-ઈલાહિય્યાત.

**વ્યવહારિકના પણ ત્રણ પ્રકારો છે :** (૧) નૈતિક સભ્યતા (૨) કુટુંબિક વ્યવસ્થા (૩) નાગરિકશાસ્ત્ર.

મૂળભૂત રીતે રિયાઝી (Mathematics-ગણિશશાસ્ત્ર) જ્ઞાન ચાર છે : (૧) જોમેટ્રી (૨) ખગોળશાસ્ત્ર (૩) ગણિતશાસ્ત્ર (૪) નૃત્યકલા.

મદ્રસાઓમાં ફિલોસોફીનું શિક્ષણ અપાતા જ્ઞાનો ત્રણ પ્રકારના છે : (૧) લોજીક (તર્કશાસ્ત્ર) (૨) પદાર્થ વિજ્ઞાન (૩) ઈલાહિય્યાત (ઈશ્વરીય સર્જન જે માનવ શક્તિથી બહાર હોય).

**પદાર્થ વિજ્ઞાનના ત્રણ પ્રકાર છે :** (૧) સંપૂર્ણ અસ્તિત્વ વિશે ચર્ચા (૨) ફક્ત ખગોળશાસ્ત્ર (૩) ફક્ત તત્વજ્ઞાન (ભૌતિકશાસ્ત્ર).

**ઈલાહિય્યતના બે પ્રકાર છે :** (૧) જેમાં અલ્લાહપાકની ઝાત તથા વિશેષણો અને બુધ્ધિ, આત્મા વગેરેની ચર્ચા હોય. (૨) ઈલાહિય્યત અને ભૌતિક બન્નેને સ્પર્શ કરતી વસ્તુઓની ચર્ચા. પહેલાને ઈલાહી (ઈશ્વરીય જ્ઞાન) અને બીજાને સામાન્ય પ્રશ્નોનો વિષય કહેવામાં આવે છે.

સામાન્ય પદાર્થોના અસ્તિત્વ બાબતની પરિભાષાઓ, પદાર્થ વિજ્ઞાનના ત્રણ પ્રકારો પૈકી (૧) વાસ્તવિક (પ્રશ્નો) (૨) વૈચારિક (પ્રશ્નો) (૩) આકસ્મિક (પ્રશ્નો) (૪) સામાન્ય (પ્રશ્નો).

**અસ્તિત્વ :** (૧) બાય અસ્તિત્વ (૨) બૌધ્ધિક અસ્તિત્વ (૩) વાસ્તવિક અસ્તિત્વ (૪) કાલ્પનિક અસ્તિત્વ.

**અંતરના પ્રકારો :** લંબાઈ, પહોળાઈ, ઉંડાઈ, તળ, રેખા, બિંદુ, સંકેત, અંશ. (૧) મિશ્રણ અંશો (૨) વિશ્લેષણિય અંશો.

**સમયના પ્રકારો :** (૧) સૃષ્ટિની રચના સમય (૨) સર્વકાલિન (૩) અનંત (૪) ક્ષણ (૫) લાંબી મુદ્દત.

**પદાર્થના પ્રકારો :** (૧) શારીરિક રૂપ (૨) બૌધ્ધિક રૂપ (૩) જાતિરૂપ.

**પદાર્થનો અવિભાજ્ય અંશ પદાર્થનું વિભાજન :** (૧) બાહ્ય વિભાજન (૨) ચોક્કસ વિભાજન (૩) કાલ્પનિક વિભાજન (૪) ભ્રામિક વિભાજન (૫) દબાણિક (અન્યના આધારે) વિભાજન.

**મકાન (સ્પેચ) :** (૧) અંતરિક્ષ (૨) અમર્યાદિત (૩) વાતાવરણ.

**ગતિ :** (૧) મર્યાદિત ગતિ (૨) ચોક્કસ ગતિ (૩) સ્વજાતિય ગતિ (૪) દબાણિક ગતિ (૫) કુદરતી ગતિ. આ સિવાય ગતિના અમુક તે પ્રકારો પણ છે, જેમનો ફક્ત પરિભાષામાં જ ઉપયોગ થાય છે. સ્થિરતાના પણ પ્રકારો હોય છે.

## ખગોળ વિજ્ઞાનનો બીજો પ્રકાર :

**ફક્ત ખગોળશાસ્ત્ર બાબતની ભાષાઓ :** પૃથ્વી-સૂર્યના આસપાસ ભ્રમણ કરતા નવ ગ્રહોમાંનો એક ગ્રહ છે. સૂર્ય એ બ્રહ્માંડમાં રહેલા અબજો તારાઓમાંથી એક તારો છે. આ બધા તારાઓ અવકાશમાં સમાન રીતે વિતરણ થયેલા નથી, પરંતુ અતિ મોટા-મોટા ઝુમખાઓમાં એકત્રિત થયેલા હોય છે. આવા અતિ વિશાળ ઝુમખાઓને ગેલેક્સી કહે છે. તારાઓ-તેજસ્વિતા, રંગ, તાપમાન, કદ જેવા ભૌતિક લક્ષણોને આધારે તારાઓનો પ્રકાર પારખવામાં આવે છે.

**સૂર્યમંડળ :** એ પણ ગેલેક્સીનો એક ભાગ છે. સૂર્યમંડળમાં નવ ગ્રહો છે : (૧) બુધ (૨) શુક્ર (૩) પૃથ્વી (૪) મંગળ (૫) ગુરૂ (૬) શનિ (૭) યુરેન્સ (૮) નેપ્ચુન (૯) પ્લુટો. ચંદ્ર ગતિમાન ગ્રહ (Plan'et) તારો (Star) સૂર્યભ્રમણના પ્રકારો. લઘુગ્રહો (As'teroids), ધૂમકેતુ (Com'ets), ઉલ્કાઓ તથા ઉલ્કાશિલાઓ (Met'eors and Met'eorites) (ખરતા તારાઓ), બસીત (Elensdumetre prosodiqque).

**પ્રકારો :** (૧) વાસ્તવિક (૨) અવાસ્તવિક (૩) પદાર્થિય (શારીરિક) (૪) અપદાર્થિય (આધ્યાત્મિક) દિશા. **આકર્ષણ :** (૧) પ્રાકૃતિક આકર્ષણ (૨) અપ્રાકૃતિક (૩) દબાણિક આકર્ષણ ફક્ત તત્વજ્ઞાન (પદાર્થ વિજ્ઞાનનો ત્રીજો પ્રકાર).

ભૌતિક સંસારના મૂળ ચાર ઘટક તથ્યો (અગ્નિ, પાણી, પૃથ્વી, વાયુ) ત્રી-સૃષ્ટિ (૧) જડ (૨) ચેતન (૩) પ્રાણી (સૃષ્ટિ) (૧) ખનીજ પદાર્થ (૨) વનસ્પતિ (૩) સજીવ.

**વાતાવરણ + અંતરિક્ષ :** પૃથ્વીની સપાટી ઉપર ૪૦૦ કિલોમીટર ઉંચાઈ સુધીના વાયુઓના પ્રસાર વિસ્તારને વાતાવરણ કહે છે. પૃથ્વીની સપાટીથી જેમ જેમ ઉંચે જઈએ, તેમ તેમ વાતાવરણની ઘનતા ઘટતી જાય છે. અને તેમાં રહેલા વાયુઓનું પ્રમાણ પણ બદલાતું જાય છે. આ વાતાવરણ -ની બહારનો વિસ્તાર અવકાશ અથવા અંતરિક્ષ તરીકે ઓળખાય છે.

**વાતાવરણ તથા અંતરિક્ષના માર્ગો :** (૧) ધૂળવાળો વર્ગ (૨) શિત વર્ગ-ઠંડો પ્રદેશ (૩) અગ્નિ વર્ગથી મળેલો વર્ગ (૪) અગ્નિ વર્ગ.

વાદળ, ધુમાડા, વરાળ, વર્ષા, ઝાકળ, હિમ, કરા, ગાજવિજ, ઈન્દ્ર-ધનુષ, વાયુ મંડળ, ભૂકંપ.

**પ્રાણી જીવના ત્રણ કામો :** (૧) આહા-ભોજન (૨) વૃદ્ધિ વિકાસ (૩) પ્રજાજન કાર્ય.

**ભોજન શક્તિના ચાર યંત્રો :** (૧) આકર્ષણ શક્તિ (૨) અવરોધક શક્તિ (૩) પાચનશક્તિ (૪) આરક્ષણ શક્તિ.

**વિકાસ શક્તિ :** (૧) વિકાસ ગાળો (૨) વિરામ ગાળો (૩) પતન ગાળો-પ્રકટ (૪) પતન ગાળો-અપ્રકટ.

**પ્રજાજન શક્તિ :** પાંચ ઈન્દ્રિ શક્તિઓ (બાહ્ય) (૧) દૃષ્ટિ શક્તિ (૨) સ્પર્શ શક્તિ (૩) સુંઘવાની શક્તિ (૪) સાંભળવાની શક્તિ (૫) સ્વાદ શક્તિ.

**પાંચ (અંતરિક) ઈન્દ્રિય શક્તિઓ :** (૧) સંયોજિત ઈન્દ્રિ (૨) ભ્રામિક ઈન્દ્રિ (૩) ભાવનાત્મિક-વૈચારિક (૪) સ્મરણ શક્તિ (૫) આધિકારિક શક્તિ.

**બુધ્ધિના પ્રકારો :** (૧) પદાર્થિક (૨) કાર્યકુશળતા (૩) કાર્યદર્શક અને (૪) સામાન્ય.

**ઈલાહિય્યત-ઈશ્વરિયજ્ઞાન :** (૧) વાજિબ-અનિવાર્ય (૨) જાતિય-વ્યક્તિગત અનિવાર્યતા. અજાતિય (બીજને કારણે) અનિવાર્યતા, પ્રારંભ (ફક્ત અલ્લાહપાકની ઝાત).

**સંભાવનાના પ્રકારો :** (૧) સામાન્ય સંભાવના (૨) ચોક્કસ સંભાવના (૩) સ્વજાતિય સંભાવના (૪) વાસ્તવિક સંભાવના (૫) યોગ્યતા દર્શક સંભાવના.

**અનંતકાળના પ્રકારો :** (૧) વ્યક્તિગત અનંતકાળ (૨) સામયિક અનંતકાળ.

**નાશવાન કાળ :** (૧) વ્યક્તિગત નાશ કાળ (૨) સામયિક નાશ કાળ.

**કારણના પ્રકાર-કારણની વ્યાખ્યા-અરસ :** (૧) સંપૂર્ણ કારણ (૨) અપૂર્ણ કારણ (૩) કર્તાદર્શક કારણ (૪) ભૌતિક કારણ (૫) બાહ્ય કારણ (૬) ઉદ્દેશ્યદર્શક કારણ.

**પ્રાથમિકતાના પ્રકારો :** (૧) કારણદર્શક પ્રાથમિકતા (૨) પદાર્થિક પ્રાથમિકતા (૩) વ્યવહારિક પ્રાથમિકતા (૪) સન્માનિત પ્રાથમિકતા.

**એક હોવું :** (૧) વાસ્તવિક એકાકીકરણ (૨) આંશિય એકાકીકરણ (૩) સમન્વય એકાકીકરણ (૪) સંપર્કિય એકાકીકરણ (૫) અવાસ્તવિક એકાકીકરણ (૬) જાતિય એકાકીકરણ (૭) પ્રકારિક એકાકીકરણ.

## તર્કશાસ્ત્રની વ્યાખ્યા :

જેને અંગ્રેજીમાં "Logic" કહેવામાં આવે છે. એગ્રિક ભાષા શબ્દ Logos થી નીકળેલ છે. ''લોગોર્સ''નો અર્થ થાય છે : (૧) ભાષા (૨) વિચારણા.

**તર્કશાસ્ત્રની વ્યાખ્યા, ઉપયોગિતા અને આવશ્યક્તા :** એક વિચારથી બીજા વિચાર તરફ જવાની માનસિક ક્રિયાને અનુમાન કહે છે. અનુમાનની શાબ્દિક રજૂઆતને દલીલ કહે છે. તર્કશાસ્ત્રમાં અનુમાન અને દલીલ વચ્ચે સુક્ષ્મ તફાવતને લઈ કહી શકાય કે તર્કશાસ્ત્રનો વિષય અનુમાન કે દલીલ છે.

આ દલીલ પ્રમાણભૂત છે કે અપ્રમાણભૂત ? તેનો નિર્ણય કરવા માટે તર્કશાસ્ત્રના આધાર વિધાનો અને ફલિત વિધાનોના પરસ્પર સબંધની તપાસ કરવી પડે છે. તાર્કિક વિચારણા અનુમાનથી બનેલી છે અને અનુમાનો આધાર વિધાનો + ફલિ વિધાનોથી બનેલા છે. માટે તર્કશાસ્ત્રનું મુખ્ય કાર્ય વિચારણાનું અનુમાન અને વિધાનમાં વિશ્લેષણ કરવાનું છે. ત્યાર બાદ દલીલના પ્રામાણ્યનો નિર્ણય કરીને વિચારણાનું મૂલ્યાંકન કરવાનું હોય છે.

તર્કશાસ્ત્ર એટલે પ્રમાણભૂત અને અપ્રમાણભૂત તર્કક્રિયા વચ્ચેનો ભેદ દર્શાવનારી પધ્ધતિઓ અને સિદ્ધાંતોનો અભ્યાસ.

તર્કશાસ્ત્રમાં દલીલના વિષયને નહીં, બલ્કે ફક્ત તેના રૂપલક્ષી દષ્ટિ-કોણને જ પ્રાધાન્ય આપવામાં આવે છે. કોઈ પણ વિચારણાને સ્પષ્ટ રીતે રજૂઆત કરવા માટે ભાષાનો ઉપયોગ કરવો પડે છે. તર્કશાસ્ત્રનો અસલ હેતુ તો વિચારણા જ છે. પરંતુ વિચારણાને ભાષા મારફતે જ રજૂ કરી શકાય છે. માટે તર્કશાસ્ત્રના પ્રારંભમાં ભાષાકીય જ્ઞાન પણ આપવું જરૂરી છે.

મદ્રસાઓમાં ભણાવવામાં આવતા તર્કશાસ્ત્રનું માધ્યમ અરબી ભાષા છે. માટે તે તર્કશાસ્ત્રની પરિભાષાઓ અને ભાષાકિય કાયદાઓનું શિક્ષણ જરૂરી બને છે.

અરબી ભાષા કાયદાકિય, શાબ્દિક, વ્યાકરણ અને સાહિત્યિક ક્ષેત્રે વિશાળતાને લઈ ભાષાના બધા જ વિષયોની પરિભાષાઓ શાબ્દિક સામ્યતા

ધરાવતી હોવા છતાં વિષયક સુક્ષ્મ ફર્કને લઈ એકબીજામાં ભેળસેળ થઈ જવાની શંકા રહે છે. માટે વિદ્યાર્થીએ ઘણું જ સજાગ રહેવું પડે છે. ટૂંકમાં તર્કશાસ્ત્ર એટલે "ભાષા દ્વારા વ્યક્ત થતી તર્કબદ્ધ વિચારણાનું શાસ્ત્ર" મદ્રસાઓમાં તર્કશાસ્ત્રની કુલ ૧૧૯ પરિભાષાઓનો પરિચય અને દલીલો શિખવાડવામાં આવે છે.

આ બધી જ પરિભાષાઓ તથા તેની સમજૂતિ દર્શાવતા ઉદાહરણો વગેરેનું મદ્રસાઓમાં તાર્કિક દલીલો સાથે શિક્ષણ આપવામાં આવે છે. બલ્કે ત્યાર બાદ તાર્કિક દલીલોને સાબિત કરવા કે રદ કરવા માટે પણ તાર્કિક દલીલોનો આધાર લઈ વિસ્તૃત ચર્ચા અને દલીલો ચાલે છે. અને મદ્રસાના વિદ્વાનો અને અભ્યાસક્રમના નિષ્ણાંતો એ તાર્કિક દલીલોને એટલું પ્રાધાન્ય આપ્યું કે તે ફક્ત તર્કશાસ્ત્ર પૂરતી મર્યાદિત નથી રહી, બલ્કે અરબી વ્યાકરણ, ઉસૂલે ફિકહ, ફિકહ, તત્વજ્ઞાન, ભૌતિકશાસ્ત્ર, ત્યાં સુધી કે શબ્દકોષ અને સાહિત્ય જેવા સાદા વિષયને પણ તાર્કિક દલીલો સાથે પઢાવવામાં આવે છે. જેથી વિદ્યાર્થીના દિમાગની એટલા પ્રમાણમાં કસરત થઈ જાય છે કે, જ્ઞાનતંતુઓ કાયમ સજાગ જ રહે છે અને જટિલ તથા અત્યંત મુશ્કેલથી મુશ્કેલ વિષય પણ સમજવા માટે તે તૈયારી દર્શાવતો હોય છે.

## ઈસ્લામી કાનૂનના બુન્યાદી અંશો (મોર્ડન પરિભાષાના આધારે)

ઈસ્લામી ફિકહ એક સંપૂર્ણ કાનૂન છે. તેમાં માનવીની દરેક નાની-મોટી જરૂરતો માટે આદેશો મૌજુદ છે. માનવીય જરૂરતો અને મસ્લેહતો ઉપર દૃષ્ટિ ફેરવવામાં આવે તો બુન્યાદી રીતે તેને ત્રણ વિભાગમાં વહેંચી શકાય છે.

- માનવી અને ખુદાપાક વચ્ચેનો સબંધ.
- વ્યક્તિ અને સમાજ વચ્ચેનો સબંધ.
- વિવિધ દેશોના આંતરરાષ્ટ્રીય સબંધો.

ઈસ્લામી કાનૂન આ ત્રણેવ વિભાગોને આવરી લે છે. માનવીય જરૂરતો

અને સબંધોને અનુલક્ષીને જો આપણે ઈસ્લામી કાનૂનને જોઈએ તો તેને આઠ વિભાગોમાં વહેંચી શકાય છે :

## (૧) કૌટુંબિક કાનૂન :

આ પ્રકારમાં નિકાહની શરતો, નિયમો, પ્રક્રિયા, મહેર, કઈ સ્ત્રીઓથી નિકાહ હરામ છે ? સ્ત્રીના વાલીના અધિકાર સબંધી ચર્ચા, નિકાહના વકીલ, એકથી વધુ સ્ત્રી હોય તો તેના સબંધી વિસ્તૃત ચર્ચા, બચ્ચાને દૂધ પિવડાવવું, સારસંભાળ રાખવા સબંધી વિગતવાર નિતિ-નિયમો.

તલાક ક્યા સંજોગોમાં તથા ક્યા કારણોસર આપવી, ત્યાર પહેલા સમાધાનના સઘળા (દરેક) પ્રયાસો અપનાવવા, તલાક આપવાના તે પ્રકારો, જેમાં સ્ત્રીને ઓછામાં ઓછી તકલીફ આપવામાં આવે. તલાકના પ્રકારો, શરતો, નિયમો, ખુલઅ્ (સ્ત્રી તરફથી કંઈક હક્કો છોડી માંગવામાં આવતી તલાક)ની શરતો, રીત, નિયમો, ઈદ્દતની શરતો, નિયમો, પ્રક્રિયા, અલગ-અલગ સ્ત્રીઓની ઈદ્દતની સમય મર્યાદા તથા શોક પાળવાના નિયમો, ઈદ્દત દરમિયાન ઘરની બહાર નીકળવાની બાબતો, બાળકોની સારસંભાળ, ઈદ્દતના સમય દરમિયાન સ્ત્રી તથા બાળકોની ખાદ્યાખોરાકીના નિયમો, શરતો, પુરૂષના શિરે માં-બાપ તથા સગા-સબંધીઓમાંથી કોના કોના ખર્ચાઓ જરૂરી છે, તેની વિસ્તૃત માહિતી તથા નિયમો.

બાળકને દૂધ પિવડાવવું, તેની સારસંભાળ અને દેખરેખ રાખવી, જેમના ખર્ચાઓ, જરૂરતો પૂરી કરવી માનવીના શિરે જરૂરી છે. તેમના ખર્ચા સબંધી કાનૂન, વસીય્યત, વારસા વહેંચણી અને અમૂક વ્યક્તિઓને તેમની બુધ્ધિમાં કમી કે ઉડાઉ સ્વભાવને લઈ ધંધો-વેપાર કરવાથી રોકી દઈ તેમના વડીલ મારફતે તેમની જરૂરતો પૂરી પાડવી.

**વારસાની વ્યવસ્થા :** જેમાં વારસાની રીત, વારસદારોના સંપૂર્ણ હિસ્સાઓની વિગતવાર ચર્ચા તથા કઈ વસ્તુની વસિય્યત કરી શકે ? કેટલા માલની વસિય્યત કરી શકે ? કઈ વસ્તુની વસિય્યત પાછી ખેંચી શકે ? કેવા લોકોને વસિય્યત કરી શકે ? કેવા લોકો માટે વસિય્યત નથી કરી શકતો ?

વસિય્યત ક્યારે અમલમાં આવે ? કેવી વસિય્યત અમલમાં લાવી શકાય ? ખૂનના અપરાધી માટે કરેલ વસિય્યતને અમલમાં લાવી શકાય કે કેમ ? તે વિશેની સંપૂર્ણ માહિતી અને વારસા વ્યવસ્થાના જરૂરી નિયમોનું વર્ણન.

**પ્રતિબંધ (હિજ્ર) :** નાની વયના બાળકો, ગુલામ તેમજ અર્ધ પાગલ, મંદબુધ્ધિવાળા તથા ગાંડાના કરેલ સોદા ઉપર પ્રતિબંધના કારણો અને પ્રકારોનું વર્ણન વગેરે મસાઈલ આવે છે. આ બધી જ બાબતો વિશે ઈસ્લામી ફિકહની કિતાબોમાં ઘણી જ વિગતવાર ચર્ચા થઈ છે. એક એક વિષય બલ્કે તેના પેટા વિભાગો ઉપર પણ અલગ-અલગ દળદાર પુસ્તકો લખાય ચૂક્યા છે. આજકાલની પરિભાષામાં તેને ફિકહુલ્ઉસ્રહ (કૌટુંબિક કાનૂન અથવા પર્સનલ લૉ)નું નામ આપવામાં આવે છે.

ઈસ્લામી તેમજ યુરોપિય કાનૂનના નિષ્ણાંત ડો. અબ્દુર્રઝ્ઝાક સન્હોરી લખે છે કે, જો ઈસ્લામી શરીઅતની રૂહ, સ્વભાવ અને તેની સંપૂર્ણ વિગતોની સાચી સમજ પ્રાપ્ત થઈ જાય, તો આ કિંમતી મૂંડી આપણા વર્તમાન કાનૂન, ફેંસલાઓ અને કાનૂની અમલીકરણની પ્રક્રિયામાં એક નવું જીવન અને ચેતનાબળ પુરૂ પાડશે. તેનાથી આપણે સમસ્ત વિશ્વના પ્રશ્નો હલ કરી શકવા સમર્થ થઈ શકીશું.

## (૨) આર્થિક કાનૂન :

માલી સબંધો ચાહે વ્યક્તિગત હોય કે સામૂહિક હોય અને તે સાંસ્કૃતિક હોય કે વેપારી બાબતે હોય, બધા જ આ પ્રકારમાં શામેલ છે. ફુકહાએ કિરામે તેને લગતા મસાઈલ કિતાબુલ્બુયૂઅ (વેપારનું પ્રકરણ) હેઠળ વર્ણન કર્યા છે.

જેમાં મુખ્યત્વે વ્યાપારની વ્યાખ્યા, આધારસ્થંભો, નિયમો, વેપારી + ગ્રાહકની વ્યાખ્યા, નિયમો, રૂપિયા અને વસ્તુની વ્યાખ્યા, કરન્સીના સોના-ચાંદી, વિભિન્ન ધાતુઓ તથા છપાયેલ નોટોના રૂપમાં પરિવર્તનના આધારે નીતિ-નિયમો, શરઈ દ્દષ્ટિએ કરન્સી બનવાનો આધાર, અલગ અલગ દેશોની કરન્સીની આપ-લેના નિયમો, શરતો, અમાન્ય શરતો, વેપારના

પ્રકારો, વસ્તુ ન હોય તો જોવાની શરતે વેપાર કરવાના નિયમો, શરતો, ગ્રાહકને ખરીદી કર્યા બાદ વસ્તુમાં નુકસાન માલૂમ પડે તો વસ્તુ પરત કરવાની છૂટના નિયમો, શરતો, ખરીદી વખતે અમુક દિવસની મોહલત માંગી વેપારને શરતી રાખવો. શરઈ દૃષ્ટિએ અમાન્ય વેપારો : (૧) દારૂ, (૨) સુવ્વર (૩) લોહીનો જરૂરત વગર ફક્ત વેપારની દૃષ્ટિએ ઉપયોગ કરવો (૪) મુડદાઓનો વેપાર, વસ્તુ પર કબ્જો મેળવ્યા પહેલાં જ બીજી વ્યક્તિને વેચી દેવી, ધોકો આપવો, ખરીદ-વેચાણમાં અસ્પષ્ટતા, જેને લઈને ઝઘડાનું સ્વરૂપ ધારણ થવું, વગેરે શર્તોનો ઉલ્લેખ.

રસ્તામાં પડેલી વસ્તુ ઉઠાવવાના નિયમો, શરતો, જંગલ કે રસ્તા ઉપર ભૂલા પડેલા બાળકો કે જાનવરો ઉઠાવવાના નિયમો, શરતો.

**ભાગીદારી :** ભાગીદારીનો ધંધો, તેના પ્રકારો, દરેકની અલગ-અલગ શરતો, કઈ વસ્તુઓમાં પાર્ટનરશીપમાં ધંધો કરવો, ભાગીદારીના નિયમો, શરઈ દૃષ્ટિએ અમાન્ય-રદ્દબાતલ થયેલ નિયમો, શરતો તથા તેની સુધારણા.

**વ્યાજ :** વ્યાજની વ્યાખ્યા, બેંકોના પ્રકારો તેમજ કોઈ પણ કારોબાર વ્યાજુ છે કે કેમ ? તે જાણવા માટેના નીતિનિયમો તેમજ કઈ વસ્તુમાં ક્યા પ્રકારનું વ્યાજ છે ? કારોબારમાં કઈ રીતે વ્યાજ પ્રસરે છે, તેની ઓળખ માટેના નિતીનિયમોનું વર્ણન.

**હક્કો :** ઘરના હક્કો, રસ્તા પરથી પસાર થવાના હક્કો, નહેરના પાણીથી જમીન અને ખેતરની સિંચાઈ માટેના હક્કો, પોતાની જમીન અને ખેતરની સિંચાઈ માટે બીજાની જમીન અથવા ખેતરમાંથી પાણી પસાર કરવાના હક્કો તેમજ બીજા નિયમોનું વર્ણન.

**સલમ :** Forward buying રોકડા પૈસા આપી ઉધાર સામાનનો વેપાર. આ કારોબાર શરીઅતની દૃષ્ટિએ ક્યા પ્રકારની વસ્તુઓમાં કઈ રીતે જાઈઝ છે ? તેનું તેમજ તેના નિયમોનું વર્ણન.

**સર્ફ :** એવો કારોબાર કે જેમાં સોના-ચાંદી તથા તેના સિક્કાઓ બદલવામાં આવે છે, જેને મની એક્ષચેન્જ (Money Exchange) કહેવામાં

આવે છે. તેવા કારોબારની વ્યાખ્યા, તેના સ્તંભો તેમજ નિયમોનું વર્ણન.

**કફાલત :** કારોબારમાં પોતાના હક્કની માંગણી કરવામાં મુખ્ય વ્યક્તિની જવાબદારી સાથે કફીલની જીમ્મેદારીને લગાવી દેવી. જેને Bond અથવા Guaranty પણ કહેવામાં આવે છે. આ કારોબાર તેમજ ગેરન્ટર (Guarantor)ની વ્યાખ્યા અને નિયમોનું વર્ણન, ગેરંટીના પ્રકારો તેમજ તેના નિયમોનું વર્ણન.

**હવાલા :** Bill of Exchange દેવાદાર એટલે કે કર્જ લીધેલ વ્યક્તિ દેવુ અદા કરવાની જીમ્મેદારી બીજા તરફ તેના કબૂલ કરવાથી ફેરવી નાંખે, તે કારોબારના નિતીનિયમોનું વર્ણન.

**મુઝારબત :** (Sleeping Partnership) ધંધામાં એવો ભાગીદાર કે જે મૂંડી (પૈસા) રોકે, પરંતુ ધંધાની એક્ટીવીટીમાં ભાગ ન ભજવે. જેમ કે, કામ ન કરે, દોડધામ ન કરે, વિગેરે. આ ધંધાનું સંપૂર્ણ માર્ગદર્શન, માહિતી અને તેના નિતીનિયમોનો ઉલ્લેખ.

**અનામત :** થાપણો અથવા વસ્તુઓનો નાશ થઈ જાય. કુદરતી આપત્તિમાં અથવા તો અનામત રાખનારની બેદરકારીથી અને એ પ્રત્યે ધ્યાન ન આપે, જેથી અનામતોમાં ખોટ ઉભી થાય અથવા સંપૂર્ણપણે તેનો નાશ થઈ જાય, તો તેની જીમ્મેદારી તેમજ એકબીજાની થાપણો એ રીતે ભેળસેળ થઈ જાય કે એને અલગ કરવું અશક્ય થઈ જાય. તેવા સંજોગોમાં શું કરવું ? તે વિશેનું જરૂરી માર્ગદર્શન અને વસ્તુઓના નિયમોનું વર્ણન.

**ભેટ :** ભેટ-સોગાદની શરીઅતમાં સાબિતી અને તેના જરૂરી હુકમો તથા નિયમોનું વર્ણન.

**કિરાયા :** ભાડેથી આપવું, ભાડૂત તથા માલિક તેમજ ભાડાની વ્યાખ્યા, તેના નિતીનિયમો તેમજ મહેનતાણાં વિશેના નિતીનિયમોનું વર્ણન. ભાડેથી રાખેલ વ્યક્તિ કે વસ્તુને રદ કરવાના નિયમો.

**છીનવી લેવું :** જબરદસ્તી કોઈ પાસેથી વસ્તુ છીનવી લેવી, છીનવેલ વસ્તુ, છીનવી લેનાર વ્યક્તિ સબંધિત નિયમો તેમજ છીનવેલ વસ્તુ ગુમ

થઈ જાય તે વિશેના નિતીનિયમો.

**પાડોશના હક્કો :** પાડોશની જમીન તથા મકાનના વેચાણ સમયે ખરીદીના હક્કો, તેની શરઈ વ્યાખ્યા, પ્રકારો, શફીઅ (હકનો દાવો કરનાર) -ની વ્યાખ્યા, શુફઆ કઈ કઈ વસ્તુઓમાં જારી થશે. કોઈ પોતાના શુફઆના અધિકારથી અંજાણ રહે તો શું કરવું ? તે વિશેની જરૂરી માહિતીનું વર્ણન અને નિયમોનો ઉલ્લેખ.

**શુફઆની માંગણી અને એના સબંધિત દાવો :** શુફઆની માંગણી -ની રીત, તેના જુદા જુદા પ્રકારો તેમજ તેની વ્યાખ્યા અને નિયમોનું વર્ણન.

ક્યા કારણોથી કઈ વસ્તુ શુફઆને રદબાતલ કરી નાંખે છે તેની માહિતી.

**વહેંચણી** Division **વિભાજન :** કઈ કઈ વસ્તુઓનું વિભાજન થઈ શકે ? વિભાજન કઈ રીતે થશે ? વિભાજનના કેટલા પ્રકારો અને કઈ રીતો છે ? તે વિશેની માહિતી તેમજ વિભાજનના કાયદાઓ અને નિયમોનું વર્ણન.

**ખેતી :** વેચાણ અથવા પાકના અમુક ટકા પર ખેતી આપવી, તેની વ્યાખ્યા, તેના ચાર પ્રકારો તેમજ કાયદાઓની માહિતી.

**મૃત જમીન :** એવી વેરાન ઉજ્જડ જમીનો, જેના પર કદી પણ હળ ફેરવવામાં ન આવ્યુ હોય, એવી જમીનો પર મહેનત કરી તેને ફળદ્રુપ અને ખેતીલાયક બનાવવી. ઉજ્જડ જમીન ખેતી લાયક ક્યારે ગણાશે, અને તેનો માલિક કોણ બનશે ? ક્યારે તેની મિલ્કતમાં આવશે ? તે વિશેની સંપૂર્ણ માહિતી અને નિયમો.

**પાણીના અધિકારો :** નદી, નહેર, બંધ, તળાવ વગેરેમાંથી પાણી લેવા કે દેવાના અધિકારો. પાણીના આ ભંડારોમાંથી એકત્રિત કરેલ પાણીનો માલિક કોણ બનશે ? ક્યા આધારે બનશે ? પાણીનો ઉપયોગ કઈ કઈ જગ્યાએ થઈ શકે ? તે વિશેનું જરૂરી શરઈ માર્ગદર્શન અને નિયમોનું વર્ણન.

**ગિરોની વ્યાખ્યા :** ગિરોનો સોદો ક્યારે પૂર્ણહિત ગણાશે ? ગિરો રાખેલ વસ્તુને ઉપયોગમાં લઈ શકાય કે કેમ ? ગિરો મુકેલ વસ્તુમાં કોઈ

ખોટ ઉભી થાય અથવા ગિરો મૂકેલ વસ્તુનો સંપૂર્ણ નાશ થઈ જાય તો તેની ચૂકવણી કેવી રીતે, કોના ઉપર રહેશે ? ગિરોના નિયમો, કાયદાઓ અને જરૂરી વસ્તુઓનું વર્ણન. કઈ વસ્તુઓ ગિરો મૂકી શકાય ? અને કઈ વસ્તુઓ ન મૂકી શકાય તેની માહિતી.

## (3) નાગરિક કાનૂન :

જેમાં કૌટુંબિક અને વેપારિક બાબતોના એહકામો લાગુ પાડવા માટે જો અદાલતી કાર્યવાહીની જરૂરત હોય તો મુકદ્દમાથી લઈ ફેંસલા સુધીની બધી જ કાર્યવાહીને લગતા પ્રશ્નો વર્ણન કરવામાં આવે છે. તેને ફિકહની કિતાબોમાં દાવા, ન્યાય અને શહાદત (સાક્ષી) વગેરે પ્રકરણોમાં વર્ણન કરવામાં આવે છે. જેમાં મુખ્યત્વે ન્યાય, ન્યાયાધિશના ગુણો, કાઝીમાં જોઈતા ગુણો, કાઝીના હોદ્દા પર કોઈ વ્યક્તિ ક્યારે બિરાજમાન થઈ શકે ? તે વિશેની જાણકારી તેમજ તેના મુખ્ય સ્તંભો અને નિયમોનું વર્ણન.

એક કાઝીનો બીજા કાઝીને કોઈ ગુનેહગાર પ્રત્યેનો પત્ર કેટલી હદ સુધી તેને માન્ય રાખવો ? કેવા કેવા પ્રકારના કેસોમાં તે પત્ર સામે રાખી કાઝી ફેંસલો સંભળાવી શકે ? તેના નિયમોનું વર્ણન.

**સાક્ષી :** ગવાહીની વ્યાખ્યા, કોઈ પણ વ્યક્તિના હક સબંધિત બીજાથી સાંભળેલી વસ્તુની ગવાહી, જૂઠી ગવાહી તેમજ ગવાહી આપવાની શાબ્દિક રીત અને તેના નિયમોનું વર્ણન.

ગવાહી માટે શરીઅતની દૃષ્ટિએ કેવો વ્યક્તિ હોય, કે જેની ગવાહી માન્ય રાખવામાં આવે ? અને કોની ગવાહી માન્ય રાખવામાં ન આવે ? તેવા ગુણોનું વર્ણન, તેની ચકાસણીની રીત તેમજ નિયમોનું વર્ણન તેમજ શરીઅતની દૃષ્ટિએ ગવાહ કોને કહીશું ? તેની માહિતી.

**ગવાહીમાં વાદ-વિવાદ, તર્ક-વિતર્કો :** ગવાહીમાં શાબ્દિક અથવા આર્થિક વિવાદ ઉભો થાય તો તેવી ગવાહીને માન્ય રાખવી કે કેમ ? માન્ય રાખો તો કેવા ચૂકાદાઓમાં માન્ય રાખી શકાય ? તે સબંધિત નીતિ-નિયમોનું વર્ણન અને માહિતી.

ગવાહીથી ફરી જવું, કોઈ કેસમાં ગવાહ ગવાહી આપી ફરી જાય, તો તેવા કેસને માન્ય રાખવો કે પછી માન્યતા ન આપવી ? તેમજ આવા ગવાહો સામે શું કાર્યવાહી કરવી ? તેના વિશે માહિતી તેમજ નિયમો.

કોઈ કામમાં વકીલ બની તેની કોઈ વસ્તુની જવાબદારી લેવી, વકીલના અધિકારો તેમજ ઝઘડાનું સમાધાન કરવા વકીલાત કરવાના નિયમો, શરીઅત -ની દૃષ્ટિએ કેવા કારોબાર તેમજ હક્કો સબંધિત વકીલાત કરી શકે અને તે વકીલાતને માન્ય રાખી શકાય, તે બાબતનું માર્ગદર્શન અને નિયમોનું વર્ણન.

**વકીલને બરતરફ કરવો :** વકીલને પોતાની બરતરફીની જાણ થતાં પહેલાંના કરેલ કાર્યોને માન્ય રાખવામાં આવશે કે કેમ ? તેમજ વકીલાત ક્યારે રદ થશે ? તે વિશેનું જરૂરી માર્ગદર્શન.

**સમાધાન :** સુલેહના શરીઅતના દૃષ્ટિએ કેટલા પ્રકારો છે ? કેવા કેવા દાવાઓમાં તેમજ હક્કોમાં સુલેહ થઈ શકે છે ? શું બધા જ દાવાઓમાં સુલેહ થઈ શકે છે ? કે પછી અમુક અપવાદરૂપ પણ છે ? તે વિશેનું જરૂરી માર્ગદર્શન.

**મજબૂરી :** જબરદસ્તી મજબૂર કરી (અપહરણ) કરી કોઈ કામ થોપી દેવું, તેની શરીઅત પ્રમાણે વ્યાખ્યા, પ્રત્યાઘાત અને તેના અનુસંધાનમાં વેપાર, તલાક, નિકાહ વગેરેના ઉપસ્થિત થતા પ્રશ્નોનો હલ અને જરૂરી શરઈ વચનો તેમજ નિયમોનું વર્ણન.

## (૪) આંતરરાષ્ટ્રિય (વિશેષ તથા સામાન્ય) કાયદાઓ :

અમુક કેસોમાં મુસ્લિમ અને ગેરમુસ્લિમ વચ્ચે કોઈ મતભેદ હોય અથવા વિદેશી લોકો વચ્ચે કોઈ ઝઘડો થયો હોય અને તે અદાલતમાં પહોંચે, તો એવા કેસો અને પ્રશ્નો "મુલ્કી કાનૂન" હેઠળ વર્ણન કરવામાં આવ્યા છે. ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ અલગ વિશેષ પ્રકરણોમાં ઝિમ્મી-મુસ્લિમ દેશનો ગેરમુસ્લિમ નાગરિક મુસ્તઅમીન (વિઝા લઈને આવનાર) અને ગેરમુસ્લિમ દેશનો નાગરિક વગેરેના પ્રશ્નોનું નિરાકરણ તથા તેમને લગતા અહકામોનું આ પ્રકરણમાં વિગતવાર વર્ણન કર્યું છે. તેમાં જ જિહાદની શરતો, કાયદા

વગેરેનો પણ ઉલ્લેખ હોય છે.

## (૫) રાજનિતીક કાનૂન તથા નાણાંકીય મંત્રાલય :

આ પ્રકરણમાં કાઝી, અમીર તેમજ બાદશાહ વગેરેની નિમણૂંકના કાયદાઓ, લાયકાતો, શર્તો, સરકાર અને પબ્લિક વચ્ચેના સબંધો, પબ્લિક-ના હક્કોનું રક્ષણ, સરકારને પોતાની જવાબદારીનું સંપૂર્ણ ભાન હોવું વગેરે બાબતોનું વર્ણન કરવામાં આવે છે. હાલની પરિભાષામાં આ કાયદાઓને ‘‘બંધારણિય અને સંસ્થાકીય કાયદાઓ’’ કહેવામાં આવે છે.

## (૬) નાણા મંત્રાલય :

જેમાં બયતુલ્માલ અને સરકારી તિજોરીની વ્યવસ્થા, આવકના સ્ત્રોત, ખર્ચાઓ, જવાબદારીઓ, ભંડોળ વગેરે બાબતોની વ્યાપક ચર્ચાઓ થાય છે. આ વિષયે ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ વિશેષ ધ્યાન આપી ઝકાત (માલની આવક), ઉશ્ર ખિરાજ (ખેતીની આવક), જિઝિયા, ખીણો (સોનુ, ચાંદી, કોલસા, લોખંડ, અન્ય ધાતુ) વગેરે પ્રશ્નોની વિગતવાર છણાવટ કરી છે.

## (૭) ગુનાહોની સજાઓ (દંડ વિધાનો) :

આના અનુસંધાનમાં બધા જ પ્રકારના ગુનાહોની વિગતવાર છણાવટ કરવામાં આવે છે. ચોરી, લૂંટફાટ, બળાત્કાર, દારૂ પીવું, વ્યભિચાર, આરોપ લગાડનારને ખોટો આરોપ હોવાને લઈ શિક્ષા, ઈસ્લામી સજાઓ, સજાઓની હિકમતો, શરતો, નિયમો, સંજોગો, સાક્ષીઓની ઉલટ તપાસના નિયમો, કેટલી રકમની ચોરી પર હાથ કાપવો તથા ક્યાંથી કાપવો ? કેવી રીતે કાપવો ? ક્યા સંજોગોમાં કાપવો ? વગેરેની સંપૂર્ણ તથા ઝિણવટભરી માહિતી મેળવવી.

**અપરાધો :** શરીઅતની દૃષ્ટિએ અપરાધના પાંચેય પ્રકારો તેમજ તેની વ્યાખ્યા તથા ક્યા કારણે સજા કરી શકાય ? ક્યા કારણે બદલો (સજા) ન લઈ શકાય ? કઈ રીતે બદલો લઈ શકાય ? કેટલા પ્રમાણમાં બદલો લઈ શકાય ? બદલો લેવાનો અધિકાર કોને હોઈ શકે ? તેમજ અપરાધ માફ કરવાનો અધિકાર કોને હોઈ શકે ? ખૂન સિવાય બીજા અપરાધોમાં કઈ

રીતે બદલો લેવો ? માલ દઈ અપરાધી અને મરનારના નજીકના સબંધીઓ ગુનોહ માફ કરી સુલેહ કરી લે, તો તે સુલેહ કઈ રીતે માન્ય ગણાશે ? તે વિશેનું જરૂરી માર્ગદર્શન અને નિયમોનું વર્ણન.

**ખૂન કેસમાં ગવાહી :** અપરાધ સાબિત કરવા માટે શરીઅતની દૃષ્ટિએ શરઈ જજ સમક્ષ કોણ કઈ રીતે ગવાહી આપે ? કોની ગવાહી માન્ય રાખવામાં આવે ? જેથી કરીને અપરાધીનો અપરાધ સાબિત થઈ શકે. ગુનો સાબિત કરવા ગવાહોમાં ગવાહી આપવામાં વાદ-વિવાદો ઉભા થાય તો કાઝી (જજ) તેને માન્ય રાખશે કે કેમ ? શરીઅતની દૃષ્ટિએ ગવાહો ગવાહી આપવાના લાયક છે કે કેમ ? તેની તપાસના નિયમો અને માર્ગદર્શન.

**કસામત (શિક્ષાત્મક દંડ) :** કોઈ મહોલ્લામાં લાશ મળે અને અપરાધી (ખૂની) કોણ છે તે પ્રત્યે જાણકારી ન મળે, તો શરીઅતે તે મહોલ્લાની પચાસ વ્યક્તિઓથી કસમ લેવાની જોગવાઈ કરી છે. એમનાથી એવી રીતે કસમ લેવામાં આવે કે, ન તો અમે આ કૃત્ય કર્યું છે કે, ન તો તેના કરવાવાળાને જાણીએ છીએ. અને કસમ લીધા પછી જજ મહોલ્લાવાળા ઉપર દીયત એટલે કે, અમૂક રકમ (શિક્ષાત્મક દંડ) લગાડશે. તે વિશેના નિયમો અને તેનું જરૂરી માર્ગદર્શન.

મતલબ કે, ઈસ્લામ એક સંપૂર્ણ અને કાનૂની વ્યવસ્થા છે. દરેક નવા અને આધુનિકથી આધુનિક પ્રશ્નોનો સચોટ ઉકેલ તેના શિક્ષણ અને કાનૂની નિયમોમાં મળી જાય છે.

સાચે જ અલ્લાહપાકે ફરમાવ્યું કે, ‘‘હવે (સત્યનો નકાર કરી) શું તેઓ અજ્ઞાનતાના સમયનો ફેંસલો ચાહે છે ? પણ યકીન રાખનાર કૌમ માટે ફેંસલો કરવામાં અલ્લાહપાકથી વધુ સારો (ફેંસલો કરનાર) કોણ છે ?

*(સૂરએ માઈદહ : ૫૦)*

## ઈબાદતો (ઉપાસનાઓ) :

આ પ્રકરણમાં અમોએ ઈબાદતનું વર્ણન નથી કર્યું. જેમાં સૌપ્રથમ પાકી-નાપાકી, કપડાં તથા શરીરની નાપાકી, કૂવા, હોજ, ટાંકીના પાણીના

મસાઈલ, જરૂરી હાજતો, સ્ત્રીઓના માસિક અવસ્થાના મસાઈલ, શૌચાલય, વુઝૂ-ગુસલના ફર્ઝો તથા સુન્નતો, પ્રકારો, અઝાન-નમાઝના વખતો, શરતો, રીત, નમાઝ તોડવાવાળી વસ્તુઓ, કાયદાઓ, શરતો, ભૂલો, સુધારણા, નમાઝોના પ્રકાર, ફર્ઝ, વાજિબ, સુન્નત, નફલ, કઝા (સમયસર ન પઢાયેલ) નમાઝ, બીમાર, મુસાફિર, મઅઝુર, સ્ત્રીઓ તથા બાળકોની નમાઝ, તરાવીહ, જુમ્આ, ઈદ, ચાંદગ્રહણ, સૂર્યગ્રહણ, ડર, વરસાદ માંગવાની નમાઝ, જનાઝા (મૃત્યુ પામેલ વ્યક્તિ)ની નમાઝ, કફન-દફનની પ્રક્રિયા.

**ઝકાત :** ઝકાત અદા કરવાની રીત, નિસાબનું પ્રમાણ, ફર્ઝ ક્યારે થાય, શરતો, નિયમો, ઝકાત લેવાના લાયક માણસોના પ્રકારો, ફેક્ટરી, વ્હીકલ, મકાનો તથા બેંક બેલેન્સ વગેરેની ઝકાત, જાનવરોની ઝકાત, સોનુ, ચાંદી, સામાન તથા ફર્નીચર વગેરેની ઝકાત, ખેતી કે વાડી ઉશ્ર, સોના-ચાંદી તથા ધાતુની ખાણોની ઝકાત, સદકએ ફિત્ર.

**રોઝા :** રોઝા રાખવાની રીત, ફર્ઝ, વાજિબ, સુન્નત, મકરૂહ, ફાસિદ કરનાર શરતો, નિયમો, બીમાર, મઅઝુર, સ્ત્રીની માસિક અવસ્થા, વૃદ્ધાવસ્થા વગેરે માટે અપવાદરૂપ નિયમો, એ'તેકાફની રીત, પ્રકારો.

**હજ્જ :** હજ્જની રીત, ફર્ઝ, વાજિબ, સુન્નત, મકરૂહ, ફાસિદ કરનાર, એહરામની શરતો, નિયમો, હજ્જના પ્રકારો, ભૂલોની પૂર્તિ, તવાફના ફર્ઝ, વાજિબ, સુન્નત, મકરૂહ, ફાસિદ કરનાર, હજ્જે બદલ (બીજી વ્યક્તિ તરફથી) મક્કા મુકર્રમહ તથા મદીના મુનવ્વરહમાં રહેવાના મસાઈલ, હજ્જમાં કાનૂની કે બીજી કોઈ અડચણ આવવાથી હજ્જ અદા ન કરી શકવાને લઈ ઉપસ્થિત થતા મસ્અલા.

## વારસા વહેંચણી

ઈસ્લામ પહેલાં અને ત્યાર બાદ ૧૨૦૦ વર્ષ સુધી માનવહક્કોના રક્ષણના દાવેદાર અને નારી સ્વતંત્રતા જૂઠા હિમાયતી યુરોપ તથા (ઈસ્લામી જગત સિવાયના) સમગ્ર દેશોમાં સ્ત્રીઓને વારસાઈ હક્ક આપવાનો કોઈ

કાનૂન બલ્કે વિચાર સુદ્ધાં પણ આવ્યો ન હતો.

તેવા સંજોગોમાં કુર્આન શરીફ અને હદીષ શરીફમાં તેમના હક્કોનું વિગતવાર વર્ણન, તેમના હક્કો અદા કરવાની સખ્ત તાકીદ અને ન અદા કરનારને પરલોક જીવનમાં સખ્ત સજા થવાનું વર્ણન કર્યું છે.

કુર્આન શરીફ અને હદીષ શરીફના આધારે ઈસ્લામી જ્ઞાનવેત્તાઓએ આ વિષયને અતિ મહત્વનું સ્થાન આપી તેમાં બીજા સંશોધનો કર્યા છે. વારસદારોના ક્રમવાર વિભિન્ન પ્રકારો, સાદા હિસાબથી વહેંચણી ન થઈ શકે તો ગણિતશાસ્ત્રની બીજી અઘરી પદ્ધતિઓથી (જેનું વર્ણન વારસા વહેંચણીની કિતાબોમાં ઉદાહરણો અને દાખલાઓ સાથે સવિસ્તર રજૂ કરવામાં આવ્યું છે.) દ્વારા અટપટા હિસાબોની ન્યાયિક વહેંચણી માટેની વિગતોની વિસ્તૃત છણાવટ આ વિષયમાં કરવામાં આવે છે.

સર્વપ્રથમ વારસાની વહેંચણી કરવાની સખ્ત તાકીદ, મૃતકની સંપત્તિના પ્રાથમિક હક્કો કફન, દફન, કર્ઝ, વસિય્યત વગેરે ભરપાઈ કરવું.

**વારસદારોના પ્રકારો :**

(૧) કુર્આન શરીફ-હદીષ શ.અને ઈજમાએ ઉમ્મત (જ્ઞાનવેત્તાઓની સર્વસંમતિ)થી જેમના ખાસ હિસ્સા અને હક્કો નક્કી કરવામાં આવ્યા છે.

(૨) તે સગા-સબંધીઓ જેમના હક્કોનું સંક્ષિપ્ત વર્ણન કરવામાં આવ્યું છે. પ્રથમ વારસદારો સાથે મળીને અથવા સ્વતંત્ર રીતે પણ જેમને હિસ્સો મળે છે.

(૩) ઉપરોક્ત બન્નેવ વારસદારો સિવાયના જેમકે નવાસા, નવાસી, ભાણેજ, ભાણકીઓ, ભત્રીજી, ફોઈ, માસી, મામા, નાના વગેરે.

(૪) મરનારની કોઈના માટે વસિય્યત કે મિલ્કતમાં કોઈના માટે ભાગીદારીનો સ્વિકાર કર્યો હોય તો તેના નિયમોનુસાર ભાગીદારને આપવું.

ઉપરોક્ત હક્કદારોમાંથી કોઈ ન હોય તો પછી સરકારી તિજોરીમાં જમા કરાવવામાં આવે.

આ બધા સગાઓના વિભિન્ન પ્રકારો અને તેમને કેવા સંજોગોમાં, ક્યા સગા સાથે, ક્યા કારણોસર મળીને, કેટલું મળે, બિલ્કુલ ન મળે અથવા થોડું મળે, વગેરેનો સંપૂર્ણ કોઠો મોઢે યાદ કરવાનો રહે છે. અમુક વખતે ત્રણ-ચાર પેઢી સુધી વારસા વહેંચણી ન થઈ હોય ત્યારે તો હિસાબ અત્યંત કઠિન થઈ જાય છે. ગુણાકાર, ભાગાકાર અને ટકાવારી દાખલાઓની જાણકારી જ નહીં, બલ્કે તેમાં પરિપૂર્ણતા જરૂરી છે. કારણ કે વારસાઈ હિસાબમાં અમૂક હિસાબોનો સઘળો આધાર આંકડાઓના એકબીજા સાથે અત્યંત બારીક સબંધો, જેમાં પરસ્પર વિરોધી, સમ્મલિત (શામેલ) અનુરૂપ અને સમાનતા ઉપર મર્યાદિત હોય છે. તે જાણ્યા વગર કોઈ પણ મુફતી હિસ્સા વહેંચી શકતા જ નથી.

# ઉસૂલે ફિકહ

ઈસ્લામી શરીઅતના કાયદાઓ કુર્આન શરીફ અને હદીષ શરીફ આધારિત છે. કુર્આન શરીફ અને હદીષ શરીફમાં એ પ્રમાણે સામાન્ય કાનૂન અને નિતિઓ દર્શાવેલી છે, જેને લઈ દરેક યુગમાં ઈસ્લામી કાનૂન-શાસ્ત્રીઓએ તેમાંથી સમયની માંગ પ્રમાણે મસાઈલ શોધી મુસ્લિમ જગતને સહીહ માર્ગદર્શન આપ્યું છે.

શરઈ કાનૂન માટે કુર્આન શરીફ અને હદીષ શરીફ સિવાય ઈજમાએ ઉમ્મત (સર્વસંમતિ) અને કયાસ (શરઈ કાનૂનને અનુરૂપ અનુમાન)ને પણ કાનૂનનો દરજ્જો પ્રાપ્ત છે. આ ચારેવ ઈસ્લામી કાયદાઓના આધારસ્થંભ છે, પરંતુ તેમાંથી કાયદાઓ તથા સમયને અનુરૂપ મસાઈલનું નિરાકરણ કેવી રીતે કરવું, તેના માટે ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ ઘણા જ સખ્ત પરિશ્રમ અને અનથક પ્રયાસો બાદ અમુક ભાષાકિય + અનુમાનિત મૂળભૂત સિદ્ધાંતો ઘડી કાઢ્યા છે. જેના આધારે ચારેય પ્રમાણપત્ર આધારસ્થંભોની સચોટ નિષ્કર્ષણ કરી શકાય. આ ભાષાકિય + અનુમાનિત કાયદાઓને "ઉસૂલે ફિકહ" કહેવામાં આવે છે. જ્યારે કુર્આન શરીફ અને હદીષ શરીફના સ્પષ્ટ આદેશોથી ફલિત થનાર કાયદાઓને "કવાઈદે ફિકહિય્યહ" કહેવામાં આવે છે. જે એક અલગ વિષય છે. કાપડ જેવી રીતે આડા-ઉભા બે દોરાઓથી

વણાયેલું હોય છે, તેમ આ વિષય પણ તાર્કિક, બૌધ્ધિક, તત્વજ્ઞાનિય અને ભાષાકિય કાયદાઓથી ગુંથાયેલો છે. ખાસ કરીને ચોથો આધારસ્થંભ કિયાસ (અનુમાન) તો અત્યંત જટિલ અને અઘરો છે. કારણ કે એના આધારે જ મોર્ડન યુગને સ્પર્શતા વધુ પડતા પ્રશ્નો હલ કરવાના હોય છે. આ વિષયની ચર્ચા માટે મુફતી અને શાસ્ત્રવેત્તાએ કુર્આન શરીફ, હદીષ શરીફ અને ઈજમાએ ઉમ્મત (સર્વસંમતિ)ના જ્ઞાનભંડારોની સંપૂર્ણ માહિતી હોવાની સાથે સાથે લોકોના વહેવારીક, સામાજિક, આર્થિક રીત-રિવાજો, બજારોની ખરીદ-વેચાણની પધ્ધતિ, બેંકોની લેવડદેવડ વગેરે સમયના બધા જ વહેણ જાણવા પણ જરૂરી છે. આ વિષયની ટૂંકી માહિતીની સાથે થોડીક પરિભાષા -ઓનું વર્ણન કરવું યોગ્ય સમજું છું. જેથી વિષયની જટિલતાનો આંશિક ખ્યાલ આવી શકે. કુર્આન શરીફ અને હદીષ શરીફ ભાષા મારફતે જ સમજી શકાય છે. તથા તેના ભાવાર્થ અને સાર પણ ભાષાની પૂર્ણતા પછી જ પ્રાપ્ત થઈ શકે છે. માટે ભાષાના શબ્દો + અર્થને મૂળભૂત આધાર બનાવી ઉસૂલે ફિકહમાં ચર્ચા થાય છે.

**કિયાસ અનુમાન :** કુર્આન શરીફ, હદીષ શરીફ અને ઈજમાએ ઉમ્મત (કાયદાશાસ્ત્રીઓની સર્વસંમતિ) પછી કિયાસનો દરજ્જો છે. કોઈ નવા ગૂંચવડભર્યા મસ્અલાઓનો હલ ઉપરોક્ત ત્રણેવ આધારસ્થંભોમાં સ્પષ્ટ રીતે નથી મળતો, તો પછી શરઈ કાયદાશાસ્ત્રીઓ ઉપર જણાવેલ ત્રણે આધારસ્થંભોમાં કોઈ એવી ઈલ્લત (ઉચિત કારણ) શોધે છે, જે નવા મસ્અલાથી પણ સામ્યતા અને અનુકૂળ સબંધ ધરાવતી હોય. આમાં ઘણી જ ચીવટ અને ચિંતન-મનન તથા શરઈ ભેદો અને મર્મોથી માહિતગાર હોવું અત્યંત જરૂરી છે. કારણ કે ઉચિત કારણ શોધવામાં જરા પણ ગફલત કે અંજાણતાને લઈ શરીઅતનો હેતુ બદલાય જાય છે.

આ ઉચિત કારણને આધારશિલા બનાવી નવા મસ્અલા ઉપર પણ હુકમ લાગે છે. આની સાથે (કિયાસ) અનુમાનની જે શરતો અને નિયમો છે, તેનો ખ્યાલ રાખીને જ ઉચિત કારણ શોધવામાં આવે છે. આ એક એવી પ્રક્રિયા છે, જે બૌધ્ધિક અને તાર્કિક હોવાની સાથે મોર્ડન વિજ્ઞાન સાથે પણ

બંધબેસતી છે.

૧૪૦૦ વર્ષથી ઇસ્લામી કાયદાશાસ્ત્રીઓ આ પ્રમાણે નવા અણઉકેલિત મસાઈલનો ઉકેલ લાવે છે.

આધુનિક ટેકનિકલ અને વિજ્ઞાનથી ઉપસ્થિત પરિસ્થિતિમાં પણ હજારો મસાઈલ આ પધ્ધતિથી જ ઘણી સરળતા અને સુગમતા સાથે ઉકેલવામાં આવે છે.

ઉપરોક્ત વિગતથી આ વિષની (અનુમાન) ગંભીરતા, જટીલતા અને આવશ્યક્તાનો ખ્યાલ આવી જ ગયો હશે. સાથે આ વિષયને લગતી અમુક પરિભાષાઓનું વર્ણન ઉચિત સમજું છું.

## ઈલ્લત (અનુમાન)ના પ્રકારો :

(૧) સ્પષ્ટ કારણ (૨) નિષ્કર્ષિક કારણ. અમુક વખતે એવું પણ બને છે કે, અનુમાનથી જે ઉચિત કારણ શોધી મસ્અલાનો ઉકેલ શોધ્યો, તેને અમલી સ્વરૂપ આપવું વ્યક્તિગત કે સામૂહિક સમય કે સંજોગોને લઈ કઠિન છે, તો તેવી સૂરતમાં તેમાં વધુ ચિંતન-મનન કરી બધા જ પાસાઓનો ખ્યાલ રાખી જે ઉચિત લાગે તે હુકમ લગાડવામાં આવે છે. તેને ‘ઈસ્તિહસાન’ (Application of discretion in a legal decision) કહેવામાં આવે છે.

ઈસ્તિહસાનનો શાબ્દિક ભાવાર્થ “સુંદરતા અને સૌંદર્યતા ચાહવી” થયો. પરિભાષિક શબ્દોમાં ભાવાર્થ એ થયો કે, અનુમાનમાં ફક્ત બૌધ્ધિક દલીલોને જ આધાર માનવામાં આવે છે. જ્યારે ઈસ્તિહસાનમાં બૌધ્ધિક દલીલની સાથે અમલીકરણમાં આસાની, સહુલત અને સમયને અનુકૂળ હોવા વગેરે સઘળા પાસાઓનો ખ્યાલ રાખી હુકમ લગાડવામાં આવે છે. એના પણ પ્રકારો છે : (૧) કુર્આન શરીફ અથવા હદીષ શરીફમાં એનું કોઈ ઉદાહરણ હોય. (૨) ધર્મશાસ્ત્રીઓની સંમતિ અનુસાર. (૩) બૌધ્ધિક (આંતરિક) દલીલને આધારે. (૪) મજબૂરી અને લાચારીને લઈ.

**ઈસ્તિસ્લાહ** (Recla’mation) **:** શરઈ નીતિ આધારિત હુકમ લગાડવાને કહે છે. શરીઅતના સઘળા આદેશો અને હુકમોની બુન્યાદ નીતિનિયમો

અને સમગ્ર માનવજાતના લાભ આધારિત છે. માનવીની જરૂરતો અને સંજોગો બદલાતા રહે છે, પરંતુ શરઈ નીતિ માનવીની સઘળી જરૂરતોને ધ્યાનમાં લઈ અપનાવવામાં આવી છે, તે બદલાતી નથી. માટે કોઈ પણ હુકમ બજાવવામાં શરઈ નીતિનો ખ્યાલ રાખી અમલ કરવો જરૂરી હોય છે. પરંતુ આ કામ પણ સામાન્ય જ્ઞાન ધરાવનાર વ્યક્તિનું નથી. આના માટે પણ ઉપરોક્ત સઘળા જ્ઞાન ભંડારોમાં નિપૂણતા અને પ્રખરતા હોવાની સાથે શરઈ મર્મો, ભેદો અને નીતિનિયમોની તેમાં દર્શાવેલ શર્તો અને ત્રણેવ પ્રકારો (૧) અનિવાર્યતા (૨) અપેક્ષાઓ (૩) સુંદરતા, સરળતાની જાણકારી હોવી અત્યંત જરૂરી છે.

ઈસ્તિસ્હાબ : Presumption of continuity.

દલીલોની તુલના : Contradiction.

ઈજતિહાદ Independent Reasoning : શરઈ બુન્યાદી દલીલોનો તર્ક કાઢી મસ્અલો શોધવો.

## ઈજતિહાદના પ્રકારો + વ્યાખ્યા, નિયમો, શર્તો, હુકમો :

(૧) વિવેચનીય (૨) બૌધ્ધિક (૩) શરતોને આધિન (૪) તકલીદ (અનુકરણ)ની વ્યાખ્યા, પ્રકારો, નિયમો, શરતો, હુકમો.

જેવી રીતે ઇસ્લામી શરીઅત શાશ્વત-હંમેશ માટે છે, તેવી જ રીતે તેમાં સર્વગ્રાહીતા, સંતુલન તથા સમતા પણ છે. માનવીય જીવનનો એવો કોઈ તબક્કો નથી, જેમાં તેણે માર્ગદર્શન પુરૂં ન પાડયું હોય. વાસ્તવમાં આજે સભ્યતાનો જે ઉજાસ માનવીય સમાજના ક્ષિતિજે દેખાય છે, તે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ રૂપી સૂર્યના લીધે છે. અને માનવીય સમાજમાં જ્યાં પણ અરાજકતા દેખાય છે તે ઇસ્લામી શરીઅતરૂપી નિર્મળ સ્ત્રોતની અવગણનાનું પરિણામ છે.

શરીઅતના બધા કાનૂનોનો આધાર 'અદલ' ન્યાય અને 'સમતા' પર છે. *(અલ નહલ : ૯૦)*

આ શરીઅતના કાનૂન સબંધે કુર્આનની બુનિયાદી વિભાવના-વિચાર છે. શરીઅતના બધા વિધિનિષેધો (હુકમો-મનાઈઓ) આ જ નિયમની વિગત છે. સૂરએ નહલની આ આયતની મહત્વતાના લીધે જ હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝે પોતાના શાસનકાળ દરમિયાન ઈમામો માટે પઢવાનું જરૂરી કર્યું હતું. અને ત્યારથી જ વિશ્વના ઘણે ઠેકાણે મુસ્લિમોમાં તેની પરંપરા ચાલી આવી છે.

અદ્લનો અર્થ છે ક્ષમતાના હિસાબે જીમ્મેદારીઓ નક્કી કરવી અને જીમ્મેદારીઓના પ્રમાણમાં અધિકારોમાં ભાગીદારી. આજકાલ પશ્ચિમ તરફથી અદલના બદલે મુસાવાત (સમાનતા)નો નારો લગાવવામાં આવે છે, પરંતુ ઝિણવટપૂર્વક જુઓ તો ખુદા તઆલાએ આ સૃષ્ટિ સમાનતાના નિયમે નહીં, સમતાના નિયમે સર્જી છે. જો સૃષ્ટિની વ્યવસ્થા સમાનતા પર આધારિત હોત તો પ્રત્યેક સર્જન એક સમાનરૂપે હોતે. દરેકની ક્ષમતા તથા જરૂરિયાત સરખી હોતે, પરંતુ આવું નથી. દરેક જીવની શકિત તથા જરૂરિયાત એકબીજાથી તદ્દન ભિન્ન છે. દરેક જગ્યાએ સમાનતાપૂર્વક વર્તવુ એવું જ છે, જેમકે પાંચ વર્ષ તથા વીસ વર્ષના બાળકને સરખો ખોરાક આપવામાં આવે. જે કાર્ય યુવાનોથી લેવામાં આવે તે જ કાર્ય વૃધ્ધોથી પણ લેવામાં આવે. અને જે ખોરાક બકરીને આપવામાં આવે, તે જ ખોરાક સિંહને પણ આપવામાં આવે.

જેમ ખુદાપાકે આ જગતમાં સમાનતાનો નિયમ નથી રાખ્યો, તેવી જ રીતે માનવજાતિના મામલામાં પણ સમાનતાનો નિયમ પ્રસ્થાપિત કર્યો નથી. વિવિધ ક્ષમતાઓના હિસાબથી જુદી જુદી વ્યક્તિઓમાં જે અસમાનતા જોવા મળે છે, તેને ખત્મ કરવી શક્ય નથી. અને જીમ્મેદારીઓ તથા અધિકારો નક્કી કરવામાં આ તફાવતને નજરઅંદાજ કરી લેવાનું પણ બરાબર નહીં લેખાશે. એટલે જ ઇસ્લામી શરીઅતની બુનિયાદ સમતા પર છે, સમાનતા પર નથી. ક્યારેક સમતાનો તકાદો સમાનતાનો હોય છે અને ક્યારેક અસમાનતાનો. દા.ત. વારસાઈ હક્કોની ઘણી બધી સ્થિતિઓમાં સ્ત્રીનો હક્ક પુરૂષથી વધારે અથવા સરખો હોય છે. અલબત્ત કેટલીક સ્થિતિઓમાં

તેણીનો હક્ક પુરૂષના મુકાબલે અડધો હોય છે. જેમકે પુત્રીનો હક્ક પુત્રની સરખામણીએ અડધો હોય છે. પરંતુ આ તફાવત જાતિના આધાર પર ભેદભાવના લીધે નથી, બલ્કે જીમ્મેદારીઓના હિસાબથી અધિકારો નક્કી કરવાના લીધે છે. પુત્ર પર ખુદ પોતાની, પત્નીની તથા પોતાના બચ્ચાઓની અને ક્યારેક બીજા સબંધીઓની પણ જવાબદારીઓ હોય છે. અને પુત્રી પર બીજાઓની તો શું; ખુદ પોતાની પણ જવાબદારી નથી. જો આ પરિપ્રેક્ષ્ય (પસમંઝર)માં જોવામાં આવે તો શરીઅતનો વારસાઈ કાનૂન બિલ્કુલ ન્યાય મુજબ છે. સમાનતા ને સમતા વચ્ચે આ ફરક નહીં સમજવાના કારણે લોકોમાં શરીઅતના કાનૂન સબંધે ગેરસમજો ઉભી થાય છે.

માનવજાતિ સાથે ન્યાયપૂર્વક ત્યાં સુધી વર્તી ન શકાય, જ્યાં સુધી સમાજના બધા લોકોને મૂળભૂત માનવ અધિકારો આપવામાં ન આવે. મુસ્લિમ કાયદાવિદોએ આ મૂળભૂત અધિકારોને શરીઅતના પાંચ હેતુઓ (મકાસિદે ખમ્સા)માં વણી લેવાનો પ્રયત્ન કર્યો છે. તે પાંચ હેતુઓ આ મુજબ છે : (૧) ધાર્મિક સ્વતંત્રતા (૨) જાનની સલામતી (૩) માલની સલામતી (૪) વંશની સલામતી (૫) બુધ્ધિની સાચવણી.

ઈમામ ગઝાલી (રહ.)એ વ્યવસ્થિત રીતે આ પાંચ હેતુઓને વર્ણવ્યા. પરંતુ આ તેઓનો કે ત્યાર પછીના વિદ્વાનો-શૈખુલ ઇસ્લામ ઈઝ્ઝુદ્દીન બિન અબ્દુસ્સલામ, ઈમામ રાઝી, અલ્લામા શાતિબી (રહ.)નો ઉમેરો નથી, બલ્કે આ કુર્આનો હદીષની શિક્ષાઓ અને મુસ્લિમ કાયદાવિદોના વિચારોથી જ તારવવામાં આવી છે. ઝિણવટપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો માનવ અધિકારો સબંધી તમામ યોગ્ય બાબતો આ પાંચ હેતુઓના વર્તુળમાં આવી જાય છે. એટલે વિશ્વમાં જ્યાં પણ સુસભ્ય કાનૂન પ્રવર્તમાન છે, તે ઇસ્લામી શરીઅતથી ઘણી જ નજીક છે.

આ પરિપ્રેક્ષ્યમાં ઇસ્લામી શરીઅત અને નાગરિક કાનૂન વચ્ચે સુમેળ-નો વિષય ઘણો મહત્વપૂર્ણ છે. તેના વિશે બહુ ઊંડાણપૂર્વક વિચાર કરવાની જરૂર છે. અને આ વિષયે કેટલીક બાબતો ધ્યાનમાં રાખવી જરૂરી છે.

## પરિવર્તનશીલ અને અપરિવર્તનશીલ આદેશો :

(૧) શરીઅતમાં કેટલાક આદેશો ચોક્કસ છે. ચોક્કસ આદેશોનો અર્થઃ

**(અ)** તે આદેશ જે કુર્આન તથા એવી હદીષોથી સાબિત હોય, જેમાં શંકાની ગુંજાઈશ ન હોય, તેમજ કુર્આન-હદીષમાં આવેલા શબ્દોનું જે તે અર્થઘટન બિલ્કુલ સ્પષ્ટ હોય. અને તેમાં તે સિવાય કોઈ બીજા અર્થઘટનની શક્યતા ન હોય. મતલબ મુસ્લિમ કાયદાવિદોના શબ્દોમાં તે ચોક્કસપણે સાબિત (કતઈય્યુસ્સુબૂત) હોય.

**(બ)** તે બાબતો જેના વિશે કોઈ પણ કાળે ઉમ્મતમાં સર્વસંમતિ થઈ ચૂકી હોય.

(૨) તેનાથી વિપરીત બીજા આદેશો એ છે, જેને ''મુજતહદ ફીહ'' (અર્થાત્ એવા આદેશો જે સીધા શાસ્ત્રથી સાબિત નથી, બલ્કે મનોયત્ન દ્વારા જેને તારવવામાં આવ્યા છે) કહી શકાય છે. મુજતહદ ફીહ આદેશો નીચે મુજબ છે :

**(ક)** જે આદેશ સબંધી કુર્આન શરીફ-હદીષ શરીફમાં પહેલી નજરે વિરોધાભાસ હોય.

**(ખ)** કુર્આન-હદીષમાં વિરોધાભાસ ન હોય, પરંતુ જે હદીષથી એ મુદ્દો સાબિત થતો હોય તે હદીષવિદોના મતે વિશ્વાસપાત્ર ન હોય અથવા વિશ્વાસપાત્ર હોય, પરંતુ તેની વિશ્વસનીયતા ચોક્કસ ન હોય.

**(ગ)** જે તે આદેશ માટે કુર્આન-હદીષનું પ્રમાણ તો હોય પરંતુ કુર્આન-હદીષ પ્રમાણનો જે અર્થ તારવવામાં આવ્યો છે તે ચોક્કસ ન હોય. તેમાં બીજા મતની ગુંજાઈશ હોય.

**(ચ)** કુર્આન-હદીષમાં એવા શબ્દો વપરાયા હોય, જેનું અર્થઘટન દેશકાળ અનુસાર નક્કી થતું હોય. દા.ત. ન્યાયિકતા, કબ્જો વિગેરે શબ્દો. અર્થાત્ ગવાહીની વિશ્વસનીયતા માટે ન્યાયિકતા (અદાલત)ને પૂર્વશરત તરીકે લેખવામાં આવી છે. તેમજ વેચાણનો મામલો કાયદેસર

પૂર્ણ થવા માટે જરૂરી ઠરાવવામાં આવ્યું છે કે, ખરીદનાર લીધેલી વસ્તુનો કબ્જો લઈ લે, પરંતુ ન્યાયિકતા કે કબ્જાનો કોઈ નિર્ધારિત અર્થ શાસ્ત્ર પ્રમાણમાં વર્ણવવામાં આવ્યો નથી.

**(છ)** એવી બાબતો જેના વિશે કોઈ આદેશ પણ નથી. અને કોઈ મનાઈ પણ નથી. જેને અલ્લામા શાતિબી રહ. ''મુબાહાતે અફ્વ'' કહે છે. બહુધા વ્યવસ્થાલક્ષી કાનૂનો તેની હેઠળ આવે છે.

હવે શરીઅતના જે કાનૂનો સ્પષ્ટ કુર્આન-હદીષથી પુરવાર થતા હોય, જેનો ઉલ્લેખ એક નંબર હેઠળ થયો, તેમાં કોઈપણ પ્રકારનું પરિવર્તન સ્વીકારી શકાય એમ નથી. તેની હેસિયત ઇસ્લામની ચાર સીમાઓ સમાન છે. કોઈપણ દેશમાં પ્રવર્તમાન સિવિલ લો થી સુસંગત કરવા માટે જો આ બુનિયાદી કાનૂનોમાં કોઈ ફેરફાર કરવામાં આવશે તો તે શરીઅતના કાનૂનથી ફરી જવું તથા વિદ્રોહ લેખાશે. ખાસ કરીને એવા દેશોમાં જ્યાં સત્તાના સૂત્રો મુસ્લિમોના હાથોમાં છે, ત્યાં તો આ પ્રકારના કાનૂન બનાવવાની કોઈ શકયતા નથી.

અલબત્ત, જે કાનૂનો પ્રત્યક્ષ કુર્આન-હદીષથી પુરવાર ન થતાં હોય, બલ્કે પરોક્ષ રીતે પુરવાર થતા હોય, એવા કાનૂનો વિશે વિચારવાની ગુંજાઈશ છે. એવા કાનૂનો બાબતે સુસંગતતા વિશે વિચારી શકાય એમ છે. એ શરતે કે તે ફેરફાર શરીઅતના પાયાના હેતુઓ સાથે અથડાતા ન હોય. તેના માટે બે રીત અપનાવી શકાય એમ છે. એક તલ્ફીક અને બીજો ઈજતિમાઈ ઈજતિહાદ.

તલ્ફીકનો અર્થ એ છે કે, એક પંથ (દા.ત. હનફી)નું અનુસરણ કરવા છતાં અમુક બાબતોમાં બીજા પંથ (દા.ત. શાફિઈ)ના કાનૂની મંતવ્યોને જરૂર વખતે લેવામાં આવે.

ઇસ્લામી કાયદાના મૂળભૂત સિધ્ધાંતોના જાણકારોની ચર્ચાઓને લક્ષમાં રાખીને જે વાત ઠીક લાગે છે તે એ છે કે, તલ્ફીક કેટલીક શરતો સહિત જ જાઈઝ છે. અને તેની સૌથી મહત્વપૂર્ણ શરત એ છે કે, તેનો હેતુ માત્ર ઈચ્છાપૂર્તિ ન હોય, બલ્કે કોઈ સાચી જરૂરિયાત પૂરી કરવાનો હેતુ હોય.

આવી જરૂરિયાત ક્યારેક વ્યક્તિગત પણ હોય છે, અને સામૂહિક પણ. સરકારી પણ હોય છે, અને પ્રજાકીય પણ. એટલે શરીઅતના કાનૂનની રોશનીમાં નાગરિક કાયદાના ઘડતરમાં તલ્ફીકના નિયમથી ફાયદો ઉઠાવી શકાય એમ છે.

બીજો રસ્તો ઈજતિહાદનો છે. ઈજતિહાદનો અર્થ છે : ''નવી સર્જાયેલી સમસ્યાઓનો કુર્આન-હદીષના નિયમો મુજબ મનોમંથન કરી કોઈ ઉકેલ શોધવો.'' ચોથી પાંચમી સદી પછી ઉમ્મતના મોટાભાગના લોકોએ ચાર ઈમામોના અનુસરણનો માર્ગ અપનાવ્યો. અને વિદ્વાનોએ પણ લોકોને મનસ્વીપણાંથી રોકવા માટે આ માર્ગને જરૂરી ઠેરવ્યો, પરંતુ તકલીદ સહિત ઈજતિહાદનું કાર્ય પણ સતત ચાલતુ રહયું. એટલે એમ કહેવું તો મુશ્કેલ છે કે, ઈજતિહાદનો દરવાજો બંધ થઈ ગયો છે, પરંતુ એ પણ એક હકીકત છે કે સ્વતંત્ર મુજતહિદનું જે કાર્ય હોય છે, તે કાર્ય ઘણુંખરુ પાછલા કાયદાવિદોએ કરી નાખ્યું છે. એટલે આજના કોઈ મુજતહિદે નવુ કરવા જેવુ કશુ રહેતુ નથી. અલબત્ત એક કાર્ય એવું છે, જે કિયામત સુધી ચાલતુ રહેશે. અને તે એ છે કે કુર્આન-હદીષથી સાબિત હોય, અથવા પાછલા કાયદાવિદોએ આદેશ પાછળનો જે આશય તારવ્યો હોય, તે આશયને ઘ્યાનમાં રાખી નવી સર્જાયેલી સમસ્યાનો કોઈ ઉકેલ શોધવાનું કાર્ય. આ કાર્યને ફુકહા 'તહકીકે મનાત' કહે છે.

અલબત્ત, વર્તમાનકાળમાં આંતરરાષ્ટ્રીય સંપર્કોમાં વધારો, લોકશાહી વ્યવસ્થાની સ્થાપના અને વિવિધ દેશોમાં વિવિધ ધાર્મિક તથા ભાષાકીય એકમોની સંયુક્ત આબાદીઓ વચ્ચે થતા સાંસ્કૃતિક આદાન-પ્રદાનના કારણે એવી સમસ્યાઓ પણ સર્જાઈ છે, જેમાં ઈજતિહાદની જરૂરિયાત ઉભી થઈ શકે છે. પરંતુ ઈજતિહાદના આ કાર્યમાં બે શરતોનું ઘ્યાન રાખવું જરૂરી છે:

(૧) એ કે તે બાબત સાચે જ ઈજતિહાદી હોય, જે બાબતો કુર્આન-હદીષથી સ્પષ્ટપણે સાબિત હોય તેમાં ઈજતિહાદની કોઈ ગુંજાઈશ નથી.

(૨) બીજું એ કે આ ઈજતિહાદ સામૂહિક પઘ્ધતિથી હોય. કારણ કે

મુજતહિદ માટે બે ગુણો હોવા જરૂરી છે, એક જ્ઞાન તથા એક ખુદાપાકનો ખૌફ. સામૂહિક ઈજતિહાદમાં આ વાતનો મોકો હોય છે કે, વ્યક્તિગત કમીઓની પૂર્તિ થઈ શકે.

સમૂહમાં મનોમંથન કરવાનો વિચાર નવો નથી. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત અલી (રદી.)ને નવા નવા મસ્અલાઓ વિશે એવી જ સલાહ આપી હતી કે, એકલા મંતવ્ય દર્શાવવા કરતાં ફુકહા અને નેક લોકોથી સલાહ કરી લો. *(મજમઉઝ ઝવાઈદ : ૧/૧૭૮)*

હઝરત અબૂબક્ર (રદી.) પણ નવા મસ્અલાઓ વિશે વિદ્વાનોથી મશ્વેરા કરતા હતા. *(ઈઅ્લામુલ મુકિઈન : ૧/૬૩)* હઝરત ઉમર ફારૂક (રદી.)ની પધ્ધતિ પણ એ જ હતી. હઝરત ઉમર (રદી.)એ કાઝી શુરૈહને નિયુક્તિ વખતે જે સલાહ આપી હતી, તેમાં એમ જ કહયું હતું કે, ઈલ્મવાળા તથા નેક લોકોથી મશ્વેરો કરતા રહો. *(ફતાવા ઈબ્ને તયમિય્યહ : ૧૯/૨૦૧)*

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) ખિલાફતના તખ્ત પર બિરાજમાન થયા પછી ખાસ કરીને મદીનાના દસ અગ્રણી કાયદાવિદોને ભેગા કર્યા અને કહયું કે, હું ઈચ્છું છું કે, તમારા લોકોના મંતવ્યથી જ કોઈ ચૂકાદો આપતો રહું. *(તારીખે તબરી : ૬/૪૨૮)*

ચારેય ઈમામોમાંથી ખાસ કરીને ઈમામ અબૂ હનીફા રહ.એ સામૂહિક ઈજતિહાદની પધ્ધતિ અપનાવી. જેનો ઉલ્લેખ આપના ઘણાંખરા ચરિત્ર લેખકોએ કર્યો છે. અલ્હમ્દુલિલ્લાહ ! વર્તમાનકાળમાં આ દિશામાં ઇસ્લામી જગતમાં ઘણા પ્રસંશનીય પ્રયત્નો થયા છે. નજીકના ભૂતકાળમાં ભારત ખાતે પણ 'ઇસ્લામિક ફિકહ એકેડમી'નો પાયો નાખવામાં આવ્યો. જે આજ સુધી સિત્તેર સામાજીક, આર્થિક, આંતરરાષ્ટ્રીય સૈધ્ધાંતિક તથા અન્ય જીવન વિભાગોથી સબંધ ધરાવતા મસ્અલાઓ વિશે ચૂકાદા આપી ચૂકી છે.

એટલે શરીઅતના કાનૂન તથા નાગરિક કાનૂન વચ્ચે સુમેળ સાધવા માટે જરૂર મુજબ ઈજતિહાદથી કામ લેવામાં આવે. પરંતુ આ ઈજતિહાદ સંસદ સભ્યોનું નહીં હોય, બલ્કે ઉલમાએ મુહક્કિકીનનું છે. તે વ્યક્તિગત

ઈજતિહાદ નહીં હોય, બલ્કે સામૂહિક ઈજતિહાદ હોય, તે પશ્ચિમના દબાણ હેઠળ ન હોય, બલ્કે આલિમો તથા કાનૂનવિદો સ્વતંત્રપણે તેના વિશે ચિંતન -મનન કરે.

# અકાઈદ-માન્યતાઓ

માનવજ્ઞાનના સ્રોતો (૧) બાહ્ય (૨) આંતરિક.

**પાંચ બાહ્ય ઈન્દ્રિ શક્તિઓ :** (૧) દૃષ્ટિ (૨) સ્પર્શ (૩) સુંઘવું (૪) સાંભળવું (૫) સ્વાદ. **પાંચ આંતરિક શક્તિઓ :** (૧) સંયોજિત (૨) ભ્રામિક (૩) ભાવનાત્મિક (૪) સ્મરણિય (૫) અધિકારીક શક્તિ.

માનવજ્ઞાનના આ બન્નેવ સ્રોતો દ્વારા બુધ્ધિની કાર્યક્ષેત્રતાની અમુક મર્યાદાઓ છે. તેનાથી વધીને બુધ્ધિ વિચારી શકતી નથી. કારણ કે જેમ આંખનું એક કામ ફક્ત જોવાનું છે, સુંઘવાનું નથી. અને કાનનું કામ ફક્ત સાંભળવાનું છે, જોવાનું નથી. દરેકની એક મર્યાદા છે, એ જ પ્રમાણે માનવ બુધ્ધિની પણ એક મર્યાદા છે, તેનાથી વધુ તે સમજી શકતી નથી. ખાસ કરીને આકાશી વાણીના બધા મર્મો અને ભેદો તે સમજી શકતી નથી. સોનુ તોલવાના ત્રાજવાથી આપણે લોખંડ તોલવા જઈએ તો ત્રાજવુ તૂટી પડે, તેમ માનવીની મર્યાદિત બુધ્ધિથી (જેના મર્યાદિત હોવાનો આધુનિક વિજ્ઞાને પણ ખુલ્લા મને સ્વીકાર કર્યો છે) આસ્માની જ્ઞાનોના બધા ભંડાળોના સમગ્ર દ્વારો આપણા ઉપર ખૂલી શકતા નથી. માટે જેના ઉપર તે વહી દ્વારો ખૂલ્યા તેમની ઉપર જ સંપૂર્ણ વિશ્વાસ કરવો જરૂરી છે. જેમકે અલ્લાહપાકની સિફતો (વિશેષણો) તથા અપાર શક્તિ જેનું કુર્આન શરીફ અને હદીષ શરીફમાં દલીલબધ્ધ વિસ્તૃત વર્ણન છે. અકાઈદની કિતાબોમાં આ પ્રમાણેના બધા આકાશી વિષયોની જ વધુ ચર્ચા થાય છે. અને તેને બૌધ્ધિક, તાર્કિક અને વૈજ્ઞાનિક અનુભવી ભાષામાં સમજાવવાના પ્રયત્નો થાય છે. ઈમાનની વ્યાખ્યા, વિશેષણો, નબીઓની આવશ્યક્તા, અંતિમ નબી, અઝાબે કબ્ર (મૃત્યુ બાદ પરલોક જીવનમાં કર્મોનો હિસાબ-કિતાબ અને તેનું ફળ ભોગવવાનું રહેશે). અમુક વસ્તુઓને યકીન સાથે માનવી જેમાં (૧) હૌઝે

કૌષર (૨) પુલસિરાત (૩) સ્વર્ગ (૪) નર્ક (૫) સિફારીશ (૬) અર્શ (૭) કુરસી (૮) નબીઓ તથા વલીઓના ચમત્કાર (૯) પરલોકનું જીવન (૧૦) જન્નતમાં અલ્લાહપાકના દીદાર (જોવું) (૧૧) ગુનાહોના નાના-મોટા પ્રકારો (૧૨) ફરિશ્તાનું સૃષ્ટિ હોવું (૧૩) આકાશી પુસ્તકો (૧૪) માનવીની કાર્ય શક્તિ પ્રમાણે શરઈ હુકમોનો આદેશ (૧૫) જ્યોતિષશાસ્ત્રની હકીકત (૧૬) હઝરત ઈસા (અલૈ.)ને જીવંત અવસ્થામાં આકાશ ઉપર અલ્લાહ તઆલાએ ઉઠાવી લીધા અને કિયામત (સર્વનાશ) પહેલાં પાછા પૃથ્વી પર તેમનું ઉતરાણ થવું, વગેરે માન્યતાઓનું કુર્આન શરીફ અને હદીષ શરીફના અધારે દલીલ-પૂર્વક વર્ણન કરવામાં આવે છે.

## કુર્આન શરીફના વિષયોની ટૂંકી માહિતી

કુર્આન શરીફમાં માનવજીવનને લગતા (શારિરીક અને આત્મિય) સઘળા પ્રશ્નોની ચર્ચા સાથે સમગ્ર સૃષ્ટિની પ્રત્યેક બાબતોનું પણ વિસ્તૃત વર્ણન આવ્યુ છે.

પરંતુ કુર્આન શરીફનો બુન્યાદી હેતુ માનવ ઘડતર અને સુધારણા તથા તેનો પોતાના માલિક અને સર્જનહાર એક અલ્લાહપાકની સાથે ઈશ્ક, પ્રેમ અને આધ્યાત્મિક સબંધોને મજબૂત બનાવી તેના દરેક હુકમનું પાલન કરવાનો છે.

કુર્આન શરીફ જે ઉચ્ચ સંસ્કાર, સદ્ભાવ, આત્મશુધ્ધિ (તકવા) અને શિષ્ટાચાર શિખવે છે, વારંવાર તેના માટે આખિરતની (પરલોક જીવન) માન્યતાનું પુનરાવર્તન કરી અલ્લાહપાકના ખૌફ અને ડરનું વર્ણન કરી દુર્ગુણો, દુષ્કાર્યો અને ગુનાહિત પ્રવૃત્તિઓથી રોકે છે.

કુર્આન શરીફમાં ચર્ચાયેલ વિષયોની સૂચિ તો ઘણી જ લાંબી છે. જેમાં તૌહીદ (એકેશ્વરવાદ), નબીઓના (સંદેશવાહકો) બોધપાઠ આપતા કિસ્સાઓ, આખિરત (પરલોક), ઈબાદતો, સામાજીક પ્રશ્નો, અર્થતંત્ર, ખેતીવાડી, રાજકારભાર, નાગરિકશાસ્ત્રના નિયમો, કાનૂની અહકામો, ન્યાયિક પ્રક્રિયા, દુશ્મનો પ્રત્યેનો વર્તાવ, સામાજીક જીવનની બારીકીઓ,

જ્ઞાનની આવશ્યક્તા, બલ્કે પ્રથમ વહીમાં શિક્ષણનો હુકમ તેની પ્રાથમિકતા અને અનિવાર્યતા દર્શાવે છે.

માલદાર-ગરીબના સબંધો, વ્યક્તિગત અને સામાજીક સબંધો, જીવન વ્યવસ્થાના નિયમો, ધર્મપ્રચારના નિયમો અને આ બાબતે મુખ્ય ધ્યાન કેન્દ્રિત કરાવવાનું કે, પૃથ્વી, આકાશ, પહાડો, સૂર્ય, ચંદ્ર, ખગોળશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, તત્વજ્ઞાન, અંતરિક્ષ વગેરે અલ્લાહપાકના હુકમોને આધિન રહી અલ્લાહપાકની અપાર શક્તિનું જ પ્રદર્શન કરે છે. નફો-નુકસાન ફક્ત અને ફક્ત અલ્લાહપાકના જ ઈખ્તિયાર અને સંપૂર્ણ કબ્ઝા હેઠળ છે.

કુર્આન શરીફની શૈલી કાનૂન અને નિયમોના રૂપમાં છે. અલ્લાહપાક તરફથી બધી બાબતો કાયદાની ભાષામાં સંક્ષિપ્ત રીતે રજૂ કરવામાં આવે છે. હદીષ શરીફ એ કુર્આન શરીફના ભાષાંતર તથા વિવેચન સ્વરૂપે રોજિંદા જીવનમાં તેને અમલી સ્વરૂપ આપવા હઝરત મુહમ્મદ (સલ.) દ્વારા વર્ણન કરેલ વિસ્તૃત આદેશો, કથનો અને અમલોનું નામ છે. જેથી કુર્આન શરીફ તથા હદીષ શરીફના વિષયો આપસમાં ઘણી સમાનતા અને સામ્યતા ધરાવે છે. થોડીક જૂજ બાબતો એવી પણ છે, જેનું કુર્આન શરીફમાં વર્ણન છે અને હદીષ શરીફમાં તેનો ઉલ્લેખ નથી. તો અમૂક થોડી બાબતોમાં તેનાથી ઉલ્ટુ છે. આ હેતુસર બન્નેવ વિષયોનો ઉલ્લેખ એક સાથે કર્યો છે. નીચે કુર્આન શરીફ અને હદીષ શરીફના તે વિષયો છોડી જેની ચર્ચા ફિકહ અને અકાઈદના વર્ણનમાં કરવામાં આવે છે, ફક્ત કુર્આન શરીફ અને હદીષ શરીફના નૈતિકતા (અખ્લાક)ના વિષયો જેમાં કરવાના કામો, જેની આજ્ઞા અને હુકમો આપવામાં આવ્યા છે. તથા ન કરવાના કામો, જેનાથી સખ્તી સાથે રોકવામાં આવ્યા છે. બન્નેવ વિષયોની સવિસ્તર રજૂઆત કરૂં છું.

### કરવાના કામો :

કુર્આન શરીફમાં એક મુસ્લિમની ઓળખ આ છે કે, તેની બોલચાલ, ઉઠવુ-બેસવુ વગેરેમાં વિનમ્રતા અને સદ્વર્તાવ હોય, બેકાર અને વ્યર્થ વાતોથી દૂર રહેવુ, અમાનતદારી તથા વાયદાનું પાલન કરવું, સબ્ર (ધીરજ)

અને શુક્ર (આભાર) વ્યક્ત કરવો, અભણ અને ઉજ્જડ લોકો સાથે નરમીથી વાતચીત કરી તેમનાથી અળગુ રહેવું, મુલાકાતમાં પ્રથમ સલામ કરવી, પોતાના સદ્‌વર્તનનો પરિચય કરાવવો, કંજૂસાઈ તથા ખોટા ખર્ચા બન્નેવ વચ્ચેની ભેદરેખા સમજી ખર્ચ કરવુ, કોઈના ઉપર આક્ષેપો કરવાથી દૂર રહેવુ. ખાસ કરી પાક-પવિત્ર ચારિત્ર્ય ધરાવનાર સ્રીઓ ઉપર વ્યભિચારનો આક્ષેપ કરવાને લઈ સખ્ત સજાને પાત્ર ઠરશે. પોતે પણ બળાત્કાર, નગ્નતા તથા અશ્લિલતાથી દૂર રહે, પોતાની આંખો તથા શર્મગાહ (ગુપ્તાંગો)ની હિફાઝત કરે, પોતાના હાથ તથા ઝબાનથી કોઈને તકલીફ ન આપે, જૂઠી સાક્ષી ન આપે, પોતાની સ્ત્રી, બાળકો તથા સગા-સબંધી જેમની જવાબદારી આપણા શિરે હોય, તેમના અખ્લાક અને સંસ્કાર ઉપર પણ પૂરતુ ધ્યાન આપવુ જરૂરી છે. ઝાલિમ અને અત્યાચારીથી બદલો લેવામાં પણ ન્યાય રાખે. સફાઈ-સ્વચ્છતાનો ખ્યાલ રાખે, ગંદકી અને અસ્વચ્છતાથી દૂર રહે. સારા કામોમાં આગળ ધપીને હિસ્સો લે, લોકોથી હસતા મુખે મળે, ધીમા અવાજથી વાત કરે. ભૂખ્યા-તરસ્યા મુસાફિર તથા મહેમાનોનો નાત-જાત તથા ધર્મના ભેદભાવ વગર ખૂબ ખ્યાલ રાખે. વૈચારિક સ્વચ્છતા અપનાવ-વાનું આહ્‌વાન અને રૂઢિવાદ, જડતા તથા અભણતાની મનાઈ કરી છે.

કોઈના ઘરમાં પ્રવેશવા બાબતના નિયમો, પબ્લીક અથવા સરકારી જગ્યાએ પ્રવેશવાના નિયમો, બેસવુ, સૂવુ, છીંક, બગાસુ, હસવાની રીત, સારા નામો રાખવા, શેઅર-શાયરીની મર્યાદા, ખાવા-પીવાની વસ્તુઓમાં હલાલ-હરામ વગેરેનો ખ્યાલ રાખવો, હલાલ કમાઈને પ્રોત્સાહન તથા બેકારીને બિલ્કુલ પસંદ ન કરવી. ગ્રાહક સાથે નરમીનો વ્યવહાર કરવો, સલાહ-મશ્વેરાથી કામ કરવું. કોઈ ગરીબ કે જરૂરતમંદની પ્રથમ પોતે જ જરૂરત પૂરી કરવી અથવા બીજા માણસથી સિફારિશ કરવી.

સુલેહ-શાંતિમાં આગળ રહેવુ અને ફિત્ના તથા ઝઘડાથી દૂર રહેવુ, દરેક કાર્યમાં ઈખ્લાસ (નિય્યત અને ઈરાદાની શુધ્ધિ) હોવુ, શૌર્ય અને સહનશિલતા દાખવી માનવસેવામાં કાર્યરિત રહેવુ, મર્યાદામાં રહી કપડાં, ખાવા-પીવા તથા રહેણી-કરણીમાં છૂટછાટ રાખવી. હલાલ રોઝી કમાવાની

શ્રેષ્ઠતા, નમાઝ અને સબ્ર દ્વારા દરેક પ્રકારની પરેશાનીનો હલ શોધવો, ધાર્મિક બાબતોમાં ફુઝૂલ વાતોથી બચવુ, નોકરોના હક્કોનું રક્ષણ, યતીમો, બેવાઓ, નિરાધારો, કર્ઝદારો, મંદબુદ્ધિવાળાઓ ખાસ કરીને સ્ત્રીઓ અને છોકરીઓનો ખ્યાલ રાખવો.

શરીરના અંગો છુપાવવા પ્રથમ માનવી હઝરત આદમ (અલૈ.)ના નેચર (પ્રકૃતિ)માં હતુ. માટે તેનો ખ્યાલ રાખી નગ્નતાથી દૂર રહેવુ. માણસાઈ અને સારા કૃત્યોનું પ્રશિક્ષણ પ્રથમ પોતાના સગા-સબંધીઓથી શરૂ કરવુ. ઈસ્લામે પોતાના સઘળા હુકમોમાં માનવીની સહુલતોનો ખાસ ખ્યાલ રાખ્યો છે. દરેક સજીવને રોઝી આપવાનો વાયદો કર્યો છે.

પરલોક જીવનની સઝાઓ અને શિક્ષાઓથી મુક્તિ અને મોક્ષ તથા સ્વર્ગ પામવા ફક્ત પોતાની જ સુધારણાનો ખ્યાલ રાખવો કાફી નથી, બલ્કે પોતાની યથાશક્તિ પ્રમાણે સમસ્ત માનવજગતને સારા આદેશોનું શિક્ષણ આપવુ જરૂરી છે.

માણસ પોતાના સમાજથી વિખૂટો પડી સન્યાસી જીવન વિતાવે, તેને ઈસ્લામે બિલ્કુલ પ્રોત્સાહન નથી આપ્યુ, બલ્કે માનવસંસારમાં રહી દરેકના સાથે સદ્‌વર્તાવ કરી તેમના તરફથી પહોંચતી તકલીફો વેઠવાની સાથે અલ્લાહ તઆલાના હુકમોનું પાલન કરવાને શ્રેષ્ઠતા અને માનવતા સમજી છે.

## ન કરવાના કામો :

અપશબ્દો, ગીબત (કોઈની પીઠ પાછળ બુરાઈ કરવી), જાસૂસી, ગાળો ભાંડવી, ગુસ્સો કરવો, લાલચ રાખવી, લડાઈ-ઝઘડો, ધોકાબાઝી તથા ષડયંત્ર અને વ્યૂહ રચી લોકોને છેતરવા, કોઈની પાછળ પડી તેની ખામીઓ કે ગરીબાઈનો પ્રચાર કરવો તથા દીની-દુન્યવી કોઈ કામમાં ન પરોવાવું અને ફક્ત ઓટલાઓ કે ચોરાઓ પર બેસી બેકાર-વ્યર્થ બકવાસ અને ગપ્પાઓ મારવાની સખ્ત મનાઈ કરવામાં આવી છે. ગમ્મત કરવાના નિયમો, ગુસ્સો, દુરાચાર, અત્યાચાર, ગર્વ, અભિમાન તથા દંભના નુકસાનો.

હૈયામાં કોઈ પ્રેમભાવના ન હોવી (પથ્થર દિલ હોવુ), કરણી અને કથનીમાં વિરોધાભાસ હોવો, ગફલત, સુસ્તી અને આળસાઈ કરી રોઝી-રોટી કમાવવાના પ્રયત્નો ન કરવા, શાબ્દિક, અમલી અથવા વ્યવહારિક બાબતોમાં ધોકો આપવો, સજાતીય સબંધો (પુરૂષ-પુરૂષ તથા સ્ત્રી-સ્ત્રી વચ્ચે) રાખવા, સારા કૃત્યો કરવાથી લોકોને રોકવા, રમત-ગમતમાં જરૂરતથી વધારે સમય વેડફી ઈબાદતોનથી ગાફેલ રહેવું.

પોતાના માટે સારી વસ્તુ પસંદ કરવી, બીજા માટે ખરાબ વસ્તુ પસંદ કરવી, ખરાબ લોકોની દોસ્તી કરવી, દિલમાં કીનો-કપટ રાખવો, આતંક, ફસાદ, લૂંટફાટ, ઝુલ્મ અને લોકોને ભયભિત કરનાર વાતાવરણ સર્જવુ. દ્વિમુખી વાત કરી લોકોને આપસમાં લડાવી સમાજમાં ફિત્નો અને વંટોળ ઉભો કરવો, લોકોને ખરાબ ઉપનામોથી સંબોધવા, કાયરતા દાખવવી, હસદ-ઈર્ષા અને લોકોને તુચ્છ સમજવા, ચોરી, દારૂ, જુગાર, નશો, લોટરી, સત્તો વગેરે કરવો. લોકોમાં વાહ-વાહ માટે કોઈ કામ કરવુ, અપશુકન તથા જ્યોતિષશાસ્ત્રને માનવુ, જરૂરત વગર ફોટા પાડવા-પડાવવા, લોકોથી બદગુમાની અને ખોટો ભ્રમ રાખી દુશ્મની કરવી, વ્યાજુ વહેવાર કરવો, સમાજના કચડાયેલ વર્ગની લાચારીથી ફાયદો ઉઠાવી તેને વધુ દેવાદાર બનાવવો, સરકારી તથા વકફના માલમાં ચોરી અને ભ્રષ્ટાચાર કરવો, એ પ્રાઈવેટ ચોરી કે ભ્રષ્ટાચારથી વધીને મોટો ગુનોહ છે. માપ-તોલમાં દંડી મારવી, સરકારી કે પ્રાઈવેટ કર્મચારીએ પોતાના સમય અને કામ બન્નેવમાં અનિયમિતતા તથા ખેચડાઈ કરવી એ ખયાનત ગણાશે. જૂઠી ગવાહીમાં પરીક્ષાના નંબરો, પ્રમાણપત્રો અને જૂઠા સર્ટિફિકેટો રજૂ કરવા, ગેરલાયક વ્યક્તિને પોતાનો મત આપવો, ગરીબોની મદદ કરી તેનો ઉપકાર જતલાવવો, કોઈ જાતની તપાસ કર્યા વગર વાતો ઉડાવવી, અફવાઓ ફેલાવવી, જાદૂ મારફત કોઈ વ્યક્તિને સતાવવી.

દ્વિમુખી વાતો કરી ઝઘડો કરાવવો, ભૌતિક સાધનોની પ્રાપ્તિમાં ગળાડૂબ થઈ જવુ અને આત્મશુધ્ધિથી ગાફેલ રહેવુ, જ્ઞાન અને શિક્ષણની વાત છૂપાવવી, ધર્મના નામે ખોટી રીતે પૈસા પડાવવા, સુવ્વર, મુડદા, લોહી

તથા દારૂ વગેરે નશા અને કેફી દ્રવ્યોનો વેપાર કરવો.

## અર્થતંત્ર :

મૂંડીવાદ તથા સામ્યવાદ બન્નેવ આર્થિક નિતીઓ માનવતાની વિરૂદ્ધ તથા સરવાળે ગરીબોનું શોષણ છે. માટે બન્નેવ નિતીઓથી દૂર રહેવુ.

ઈસ્લામે મુક્ત વહેપારમાં અમૂક વહેવારિક નિયંત્રણો લાદી પૈસાને બજારમાં ફરતો રાખવાની નિતી અપનાવી છે. સાથે સાથે ઝકાત, સદકા વગેરે દ્વારા માલદારો પાસેથી ગરીબો તરફ પૈસાનો પ્રવાહ વહેતો કર્યો છે અને એ દર્શાવ્યું છે કે, ધનદૌલત મકબૂલિયતની દલીલ નથી, તેના સાથે સારા સંસ્કાર અને નૈતિકતા અસલ પૂંજી છે. સંગ્રહખોરીની મનાઈ, વેપારમાં કરેલા કોલ-કરાર પૂરા કરવા વગેરે બાબતો પણ વહેપારિક નૈતિકતાના સ્થંભો છે.

## સામાજીક બાબતો :

સ્ત્રીઓના હક્કો, સામાજીક જીવનના નિયમો, નિકાહમાં સ્ત્રીની પસંદ અને રઝામંદીનો ખાસ ખ્યાલ રાખવો તથા જબરદસ્તી કરાવવામાં આવેલ નિકાહ રદ કરવાનો સ્ત્રીનો અધિકાર, અવલાદની સાર-સંભાળ, સારા સંસ્કાર, સારૂ જ્ઞાન અને પ્રશિક્ષણ આપવું, વારસાઈમાં સ્ત્રીઓના હક્કો આપવાની તાકીદ તથા ઉત્તેજન, છોકરીઓની સારસંભાળ તરફ વિશેષ ધ્યાન આપવું.

સ્ત્રીની મહેર આપવામાં ખોટો વિલંબ ન કરવો. બાળકોને ગરીબી, ભૂખમરા, બલિદાન અને આર્થિક ભીંસને લઈ મારી નાખવાની સખ્ત મનાઈ છે. પુરૂષ ઘરના મોભા સમાન છે, તેણે આખા કુટુંબનો વહીવટ, બુધ્ધિ, સમજ, વિવેક અને સમાનતા સાથે કરવાનો છે. પતિ-પત્નીના દાંપત્ય સબંધોમાં તિરાડ પડે તો શું કરવું, નાની છોકરીઓને જન્મ થતાં જ મારી નાંખવાના કૃત્યની ઘોર નિંદા, સગા-સબંધીઓ બલ્કે અલ્લાહપાકની સમગ્ર મખ્લૂક સાથે દયા, પ્રેમભાવ, મૈત્રી, સદ્‌વર્તાવ, નરમી, વિનમ્રતા, માફી, દરગુજર, દરિદ્રતાભર્યો વ્યવહાર તથા તેમના તરફથી થતો સામાજીક,

માનસિક, આર્થિક રંજાડ પણ વેઠી લેવો. તેમના તરફથી દરેક પ્રકારની સતામણી બાદ પણ તેમની સાથે સદ્‌વર્તનની તાકીદ, કામના સમયે કોઈના ઘેર ન જવુ, જતાં પહેલાં પરવાનગી લેવી, પરવાનગી ન મળવા ઉપર ખોટુ ન લગાડવુ, માનવીની કદર અને મહત્વતા, માનવતા, ભાઈચારો, બંધુત્વ ભાવનાનો પ્રેરણાદાયક અમલી પાઠ, શત્રુ સાથે ન્યાય, દરગુજર, માફી, રહેમ, સુલેહ, સમાધાન વગેરે બાબતોમાં આગળ પડતો ભાગ ભજવવો અને ભાંગફોડ, સતામણી, બે વ્યક્તિ કે કુટુંબો દરમ્યાન તોડ પાડનારી પ્રવૃત્તિઓથી દૂર રહેવુ, સારા કૃત્યોમાં એકબીજાની મદદ કરવી અને ખરાબ કૃત્યોમાં મદદ ન કરવી, દરેક વ્યક્તિ સાથે નરમી, માણસાઈ, ન્યાય, દયા, પ્રેમ અને વિનમ્રતાથી રહેવુ, ગુસ્સાને પી જવુ.

પડોશી કાયમના હોય કે સફરમાં હોય, તેમની સાથે સદ્‌વર્તાવની ખાસ તાકીદ. જેના પડોશી તેની સતામણીથી ભયભીત રહેતો હોય, તે વ્યક્તિ જન્નતમાં જશે નહીં.

સર્વે એક બાપ હઝરત આદમ (અલૈ.)ની અવલાદ છે. કોઈપણ ઉંચ-નીચ કે અસ્પૃશ્યતાવાળો નથી. કાળા-ગોરા હોવુ શ્રેષ્ઠતાનું માપદંડ નથી, ફક્ત આત્મશુધ્ધિ જ શ્રેષ્ઠતાનું માપદંડ છે.

લોકો સાથે હસતા મુખે મળવુ પણ નેકી છે. બુરાઈનો બદલો નેકી અને સદ્‌વર્તનથી આપવો. લોકો સાથે રહમથી વર્તવુ. દરગુઝર એટલે ભૂલથી પણ ગુનેહગાર સમક્ષ તેના આગલા ગુનાહનું વર્ણન ન કરવુ. રસ્તામાં આવતા-જતાં નઝરો નીચી રાખવી. પારકી સ્ત્રીઓને માં-બહેન સમજી તેમની સાથે પોતાની માં-બહેન જેવો વ્યવહાર રાખવો તથા અન્ય ધર્મીઓ પ્રત્યે આદર-માન રાખવું. તેમના ધાર્મિક પુસ્તકો, નિયમો, વિધિઓ વગેરે બાબતોનો ખ્યાલ રાખવો. તેમના બંધારણીય મૂળભૂત હક્કોનું રક્ષણ કરવું.

## જાનવરોના હક્કો :

તેમનાથી તાકત પ્રમાણે કામ લેવુ. ખાવા-પીવામાં ભૂખ્યા ન રાખવા. પક્ષીઓના બચ્ચાઓને તેમનાથી અળગા ન રાખવા. ઝુબહ (વધ) કરવામાં

પણ તે રીત અપનાવવી, જેમાં ઓછામાં ઓછી તકલીફ થાય. મૂંગા જાનવરોને ખવડાવવા-પીવડાવવામાં જન્નત (સ્વર્ગ) અને ભૂખ્યા રાખવામાં જહન્નમ (નર્ક)માં સખ્ત સજા ભોગવવી પડશે.

માનવ સૃષ્ટિનું શ્રેષ્ઠ સર્જન છે. માટે માનવતા અને સભ્યતા સૌથી મોટો ધર્મ છે. તેના વગર ઈમાન પરિપૂર્ણ થતુ નથી. જાતિવાદ, જૂથવાદ, પક્ષપાત અને પ્રદેશવાદનુ ઈસ્લામમાં કોઈ સ્થાન નથી. જગતમાં શાંતિ સ્થાપવાનો એક જ સરળ રસ્તો છે, તે આખિરતનો અકીદો. અર્થાત્ અલ્લાહ તઆલાને હિસાબ આપવાનો ડર જીવનની પ્રત્યેક પળે હોય.

## ઉસૂલે હદીષ

**હદીષ શરીફના સચોટતાદર્શક નિયમો :** પવિત્ર કુર્આનના ભાવાર્થ અને પ્રબંધોની મુખ્ય વ્યાખ્યા રસૂલે પાક (સલ.)ના કાર્યો અને આપના કથનો છે, જેના સંગ્રહનું નામ હદીષ શરીફ છે. આ પણ ઐતિહાસિક ચમત્કારિક વાસ્તવિક્તા છે કે, કોઈ પણ પયગમ્બર (સંદેશવાહક)ના કાર્યો અને કથનોને તેમના અનુયાયીઓએ એ રીતે એકત્રિત નથી કર્યા કે તે જ્ઞાન અને સંશોધનની કસોટીના આધારે પારખી શકાય અને કોઈ પણ જાતના આંશિક ફેરફારથી સુરક્ષિત રહે. આ ફક્ત સરદારે દોઆલમ (સલ.)ની ઉમ્મતની વિશેષતા છે કે, તેના વિશ્વાસપાત્ર આલિમો અને સંશોધકોએ પોતાના પયગમ્બર (સલ.)ના સઘળા કથનો, કાર્યો અને ભાષણોને ચિંતન-મનન સાથે પારખવાના કડક નિયમોને આધાર બનાવી કાયમ માટે સુરક્ષિત બનાવી દીધા.

**ઉસૂલે હદીષ :** હદીષ શરીફના કાયદાઓમાં બે બુન્યાદી વિષયોની વિગતવાર ચર્ચા થાય છે. તેમાં અસંખ્ય પેટા વિભાગો પણ છે. ઉસૂલે હદીષ શરીફના વિષયને ઈસ્લામી શાસ્ત્રવેત્તાઓની પરિભાષામાં પરિપૂર્ણ વિષય અને પાકી ગયેલ ફળની ઉપમા અપાય છે.

બુન્યાદી વિષયોમાં (૧) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક કથનો (૨) આ કથનો વર્ણન કરનાર (રાવિઓ) છે.

પ્રથમ વિષયના બુન્યાદી બે પ્રકાર છે : (૧) આધાર અને ઉત્પત્તિ સ્થાન (એટલે કે પયગમ્બર સલ.ના સબંધથી (૨) સનદ (આપ સલ.થી અમારા સુધી કેવી રીતે નકલ થઈ પહોંચી)ના સબંધથી.

## પહેલી વહેંચણીના આધારે ચાર પ્રકારોના પેટા પ્રકારો, વ્યાખ્યાઓ, નિયમો, ઉદાહરણો, હુકમો, ઉપસંહાર :

(૧) હદીષે કુદસી : અલ્લાહપાક તરફ સબંધિત કરી આપ (સલ.)થી વર્ણન કરેલ કથન.
(૨) મરફુઅ : જે આપ (સલ.) તરફ સબંધિત કરી વર્ણન કરેલ હોય.
(૩) મવકૂફ : જે સહાબી (રદી.) તરફ સબંધિત કરી વર્ણન કરેલ હોય.
(૪) મક્તૂઅ : જે તાબઈ (રદી.) તરફ સબંધિત કરી વર્ણન કરેલ હોય.

- **મરફુઅના ચાર પ્રકારો, વ્યાખ્યાઓ, પેટા પ્રકારો, નિયમો :**

(૧) કૌલી - કથની
(૨) ફેઅ્લી - અમલી
(૩) તકરીરી - સાબિતીપૂર્વક
(૪) વસફી - વિશેષણિક

- **મવકૂફના ત્રણ પ્રકારો, વ્યાખ્યાઓ, પેટા પ્રકારો, નિયમો :**

(૧) કથની (૨) અમલી (૩) સાબિતી.

- **મક્તૂઅના બે પ્રકારો :** (૧) કથની (૨) અમલી.

## બીજી વહેંચણી (સનદ એટલે કે આપણા સુધી હદીષ શરીફ પહોંચવાના) આધારે :

(૧) મુતવાતિર : દરેક યુગમાં જે રિવાયતના રાવીઓ વિશ્વાસપાત્ર સંખ્યામાં હોય.
(૨) ખબરે વાહિદ : જેના રાવી વિશ્વાસપાત્ર સંખ્યા સુધી ન પહોંચે.

- **મુતવાતિરના પાંચ પ્રકારો :**

(૧) શાબ્દિક (૨) અમલી (૩) જેને લગાતાર યુગથી યુગ અને પેઢીથી

પેઢી નકલ કરે. (૪) વિવેચનીય (૫) આંતરિકત્
ખબરે વાહિદની વ્યાખ્યા (ઉપર આવી ગઈ) હુકમો, વિભાજન.

- **ખબરે વાહિદના પ્રાથમિક બે પ્રકારો :**

(૧) નકલ દરેક યુગમાં પ્રમાણ -પત્ર (સનદ)ના આધારે.
(૨) સાબિતી (મઝબૂતી કે કમઝોરીના આધારે).

- **પ્રથમ વહેંચણીના આધારે ત્રણ પ્રકારો :**

(૧) મશ્હૂર : ત્રણ કે ત્રણથી વધુ વ્યક્તિ નકલ કરે.
(૨) અઝીઝ : દરેક યુગમાં જેના નકલકર્તા બે વ્યક્તિથી ઓછા ન હોય.
(૩) ગરીબ : ગરીબની પરિભાષાના આધારે બે ભાવાર્થ (૧) એકલો હોવું (૨) અપરિચીત હોવું.

- **મશ્હૂરના બે પ્રકારો :**

(૧) પારિભાષિક મશ્હૂર.
(૨) પ્રચલિત મશ્હૂર.

- **ગરીબના પ્રકારો :**

(૧) શાબ્દિક અપરિચિત.
(૨) સનદ (પ્રમાણ)માં એકલું હોવું.

- **પહેલા પ્રકારના બે પ્રકારો :**

(૧) સનદના પહેલા યુગમાં એકાકીપણું હોવું.
(૨) સનદના વચલા યુગમાં એકાકીપણું હોવું.

- **ખબરે વાહિદની બીજી વહેંચણી (સાબિતી-મઝબૂત કે કમજોરના આધારે બે પ્રકાર છે) :**

(૧) અપ્રિય (રદ કરેલ).
(૨) પ્રિય (સચ્ચાઈ અને ભરોસાપાત્ર ધરાવતી).

- **પ્રિય (મકબૂલ)ના બે પ્રકારો :**

(૧) હદીષ વાચકની હાલત અને અવસ્થાના આધારે.

(૨) અમલ કરવા અને ન કરવાના આધારે.

- **પહેલા પ્રકારના બે પ્રકારો :**

(૧) સત્ય (સહીહ) : દરેક યુગના રાવીની સંસ્કારિતા.
(૨) સુંદર (હસન) : જેના રાવી સહીહથી થોડા કમઝોર હોય.

- **સત્ય (સહીહ)ના બે પ્રકારો :**

(૧) જાતિય સત્યતા.
(૨) બીજા ઉપર નિર્ભર સત્યતા.

- **સુંદર (હસન)ના બે પ્રકારો :**

(૧) જાતિય સુંદરતા.
(૨) બીજા ઉપર નિર્ભર સુંદરતા.

- **બીજા પ્રકારના પણ બે પ્રકારો છે :**

(૧) ઉપયોગિક.
(૨) ગેરઉપયોગિક.

(૧) નાસીખ (૨) સુદૃઢ : તે પ્રિય (મકબૂલ) હદીષ જે એની સમકક્ષ દરજાની બીજી હદીષથી વિરોધાભાષ ન હોય.

- **ગેરઉપયોગિકના બે પ્રકારો છે :**

(૧) ખંડનિય (મન્સૂખ) : જેનો હુકમ રદ કર્યો હોય.
(૨) તે પ્રિય (મકબૂલ) હદીષ, જે તેના સમકક્ષ દરજાની હદીષથી વિરોધાભાસ હોય.

- **અપ્રિય (મરદુદ)ના બે પ્રકારો છે :**

હદીષ કબૂલ કરવાની શરતોમાં થોડીક ઉણપ હોવાને લઈ તેને પ્રાધાન્ય ન અપાયું હોય.

(૧) સનદમાં કોઈ રાવીનું વર્ણન રહી જાય.
(૨) રાવીમાં કોઈ ઐબના કારણે.

- **પહેલા પ્રકારના છ પ્રકાર છે :**

(૧) મુઅલ્લક : એક કે તેથી વધુ લગાતાર રાવીનું વર્ણન ન હોય.
(૨) મુર્સલ : સનદના છેલ્લે તાબઈ પછીના રાવીનું વર્ણન ન હોય.
(૩) મુઅદલ : સનદમાં બે કે તેથી વધુ લગાતાર રાવીનું વર્ણન ન હોય.
(૪) મુન્કતિઅ : એક કે તેથી વધુ રાવીનું વર્ણન ન હોય.
(૫) મુરસલે ખફી : પોતાના સમય યુગથી હદીષ સાંભળ્યા વગર વર્ણન કરવું.
(૬) મુદલ્લસ : સનદની ખામી સંતાડી સારી રીતે રજૂ કરવામાં આવે.

- **રાવી (વહનકર્તા)માં ખામી સંતાડવાના પ્રકારો :**

(૧) ઉસ્તાદનું નામ છૂપાવવામાં આવે.
(૨) સનદમાં કંઈક છૂપાવવામાં આવે.

- **બીજા પ્રકાર (રાવીમાં ખામી)ના બે પ્રકારો છે :**

(૧) અદાલત (૨) ઝબ્ત અને તે દરેકના પાંચ પ્રકારો છે :
(૧) અદાલત (સદાચાર-સત્કર્મની બાબતમાં પાંચ પ્રકારો છે :
(૧) જૂઠ (૨) જૂઠનો આક્ષેપ (૩) ભ્રષ્ટાચાર (૪) બિદઅત અને (૫) અંજાણતા (અભણતા).

- **અંજાણતાના ત્રણ પ્રકારો છે :**

(૧) રાવીના વધુ ઉપનામોને લઈ.
(૨) ઓછી રિવાયતને લઈ.
(૩) નામની અસ્પષ્ટતાને લઈ.

- **ઝબ્ત : હદીષ શરીફ ધ્યાનપૂર્વક સાંભળી તેને અક્ષરસ યાદ રાખી વર્ણન કરવી તેના પાંચ પ્રકારો છે :**

(૧) વધુ પ્રમાણમાં ભૂલો કરવી.
(૨) સ્મરણશક્તિની કમી.
(૩) આળસ.
(૪) ભ્રમ.

(૫) વિશ્વાસપાત્ર રાવીથી વિરોધાભાસ.

- **રાવીમાં ખામી અને ઐબ (અદાલત-ઝબ્ત)ના આધારે પંદર પ્રકારો છે તથા બીજા પેટા વિભાગોના પ્રકારો છે :**

(૧) મનઘડત (જૂઠને આધારે).
(૨) જૂઠને લઈ પરિત્યાગિત.
(૩) ભ્રષ્ટ હોવાને લઈ.
(૪) પોતાના તરફથી નવી બાબતો શામેલ કરવાને લઈ.
(૫) અંજાણતા (અભણતા)ને લઈ.
(૬) વધુ પ્રમાણમાં ભૂલો અને સુસ્તીને લઈ.
(૭) ભ્રમને આધારે.
(૮) યાદશક્તિના અભાવે.
(૯) એક સનદ કે હદીષ શરીફમાં બીજી સનદ કે હદીષ શરીફ શામેલ કરી દેવાને લઈ.
(૧૦) સનદ કે શબ્દોમાં આગળ-પાછળ અથવા રદ્દોબદલ કરવાને લઈ.
(૧૧) સમકક્ષ દરજાવાળી અલગ-અલગ રીતોથી રિવાયત નકલ કરવી.
(૧૨) વિશ્વાસપાત્ર રાવીથી કોઈ શબ્દમાં વિરોધ કરવો (આંતરિક, શાબ્દિક, દષ્ટિ કે સાંભળવાની કમીને લઈ).
(૧૩) સનદના ક્રમમાં કોઈ રાવીનો વધારો કરવો.
(૧૪) વિશ્વસનીય રાવીનો પોતાનાથી વધુ વિશ્વાસપાત્ર રાવીથી વિરોધ.
(૧૫) ઓછા વિશ્વાસપાત્ર રાવીનો વિશ્વાસપાત્ર રાવીથી વિરોધ કરવો.

આ પ્રમાણેની સંખ્યાબંધ પરિભાષાઓ, તેમની વ્યાખ્યાઓ, નિયમો, ઉદાહરણો અને તેને લગતા કાયદાઓની ઉસૂલે હદીષમાં ચર્ચા કરવામાં આવે છે. તે સાથે બીજો એક મહત્વનો વિષય હદીષના રાવીઓના જીવન-ચરિત્રનો પરિચય, જ્ઞાનના સ્રોતો, પ્રાપ્તિ સ્થાનો વગેરેનો છે, જેમાં હદીષો વર્ણન કરનારા ત્રણથી ચાર લાખ વ્યક્તિઓના સંપૂર્ણ ખાનગી અને પબ્લિક ગુણો તથા દુર્ગુણોને દર્શાવતુ વિસ્તૃત જીવનચારિત્ર્ય તથા તેમની સત્યનિષ્ઠા, વિશ્વસનિયતા, જ્ઞાન અને સંયમ તથા વિવેકબુધ્ધિના એવા માપદંડો ઉભા

કરી દીધા કે, જેના આધારે પારખેલ અને કસોટી કરેલ કોઈ પણ હદીષનું વર્ણન કરનારનો શૈક્ષણિક, સંસ્કારિક અને આધ્યાત્મિક દરજ્જો અને હદીષ વર્ણન કરવાની ક્ષમતા જાણી શકાય છે. અને એ રીતે કુર્આન શરીફના શબ્દો સાથે તેના અર્થો અને પ્રબંધોની વ્યાખ્યા અર્થાત્ 'હદીષ'ને પણ તે નિયમો અને સ્તંભોના આધારે સુરક્ષિત કરી લેવામાં આવી. (ફન્ને અસ્માઉ-ર્રિજાલ) તે નિયમો અને સ્તંભોનું ઉપનામ છે.

ફન્ને અસ્માઉર્રિજાલ એક વિશિષ્ટ ઈસ્લામી ફન વિદ્યાશાસ્ત્ર અને હદીષ શરીફના ઈલ્મનો મુખ્ય સહભાગી વિષય છે. જેનાથી પરિચિત થયા વગર હદીષ શરીફના જ્ઞાનની સંપૂર્ણ નિપૂણતા પ્રાપ્ત થઈ શકતી નથી.

ફન્ને અસ્માઉર્રિજાલ મુસલમાનોનો એક વિશિષ્ટ ફન અને વિષય છે. આપ (સલ.)ના કથનનું એક-એક વાક્ય અને એક-એક શબ્દની પુષ્ટિ અને સત્યતાને પારખવા માટે એવી કસોટી છે કે, આજ સુધી દુન્યાના કોઈ ધર્મ અને કોઈ કૌમની ધાર્મિક અને કૌમી પરંપરાગતોને પારખવા માટે એવી કોઈ કસોટી ઉત્પન્ન નથી થઈ. જો આ કસોટી કોઈ કૌમ અને ધર્મની કૌમી અને ધાર્મિક પરંપરાગતોની સત્યતા પારખવા માટે માપદંડ બનાવવામાં આવે તો તેની પુષ્ટિ અને સત્યતા સાબિત કરવામાં ઘણી મુશ્કેલી અને અડચણો ઉભી થાય, બલ્કે અમુક ધર્મોના અસ્તિત્વ પર પ્રશ્નાર્થ ચિન્હ લાગી જાય.

## ઉસૂલે તફસીર

**કુર્આનના ભાષાંતર, વિવરણ તથા સ્પષ્ટીકરણ માટેના કાયદાઓ :** કુર્આન શરીફના સ્પષ્ટીકરણ માટે અરબીનું ભાષાકીય, વ્યાકરણિય, સાહિત્ય વગેરેના જ્ઞાન સાથે અમુક અનિવાર્ય બાબતો સમજવી જરૂરી છે. તેના માટે ઈસ્લામી જ્ઞાન ભંડારોમાં "ઉસૂલે તફસીર" અથવા "ઉલૂમુલ કુર્આન" નામથી અલગ વિષય રૂપે પુસ્તકો લખાયા છે.

**(૧) વહી :**

આ વિષયમાં પ્રથમ વહી (ઈશ્વરીય આદેશ)ની વ્યાખ્યા, હકીકત,

(તથ્યતા) પ્રકારો, વહીની આવશ્યક્તા તથા તેના વિશે થતા બૌધ્ધિક આક્ષેપો, સંદેહોનો તાર્કિક તથા બૌધ્ધિક બલ્કે મોર્ડન વિજ્ઞાનના આધારે (માનવબુધ્ધિના લિમિટેડ હોવાની વૈજ્ઞાનિક દલીલો સાથે) વહીની આવશ્યક્તા અને સાબિતી ઉપર વિસ્તૃત ચર્ચા, કુર્આન શરીફ વહીના કેટલા કેટલા પ્રકારોથી ઉતર્યું ? તેના અવતરણ (ઉતરાણ)ના સ્થળો, સમયો, મોસમો તથા કુર્આની અવતરણનો વિસ્તૃત ઈતિહાસ, ઉતર્યા બાદ તેની સુરક્ષાના ઉપાયોની સંપૂર્ણ માહિતી સાથેનો ઈતિહાસ પણ ક્રમવાર દર્શાવાયો છે.

### (૨) નાસિખ, મન્સૂખ :

**વ્યાખ્યા :** અમુક આયતોમાં શાબ્દિક અથવા આંતરિક રીતે ફેરફાર થઈ બીજા શબ્દો અથવા અર્થો ઉતરી પહેલા શબ્દો અથવા અર્થોનું બદલાય (ખંડિત) જવું વગેરેની માહિતી મેળવવી.

આ વિષય ઘણો જ અગત્યનો છે અને એના માટે ઘણી જ મહેનત તથા પરિશ્રમ કરવો પડે છે. કારણ કે એમાં કુર્આન શરીફની કઈ આયત પહેલી અને કઈ આયત પાછળથી ઉતરી છે, તેની સંપૂર્ણ જાણકારી જરૂરી છે. ઘણા મસાઈલ તથા અગત્યની વાતોના હુકમોનો આધાર પણ એના ઉપર રહેલો છે. અમુક વખતે આયતોમાં બાહ્ય વિરોધાભાસ દેખાય છે, આ જ્ઞાનથી તે પણ દૂર થઈ જાય છે.

### (3) ચમત્કારિક ચેલેન્જો :

અલૌકિક બાબતો, કુર્આની ચમત્કારિક ચેલેન્જો, જેનો આજ સુધી કોઈ જવાબ આપી શક્યું નથી અને આપી શકશે પણ નહીં.

(૧) શાબ્દિક ચમત્કાર.

(૨) જોડણીરૂપીય ચમત્કાર.

(૩) શૈલીરૂપે ચમત્કાર.

(૪) ગદ્ય મારફતે ચમત્કાર.

(૫) આગાહીઓ દ્વારા ચમત્કાર.

- **કુર્આન શરીફના વિષયો :**

(૧) તૌહીદ (એકેશ્વરવાદ) (૨) રિસાલત (ખુદાઈ સંદેશવાહક) (૩) પરલોક જીવન જેમાં આગલા કર્મોનો હિસાબ આપવાનો છે. આ ત્રણ મુખ્ય હેતુઓ છે. આ ત્રણ પ્રકારની માન્યતાઓ (હકારાત્મકરૂપે)ની સાબિતી માટે અલગ-અલગ પ્રકારની દલીલો રજૂ કરવામાં આવી છે.

(૧) આકાશી કિતાબોથી પુષ્ટિ દ્વારા.
(૨) તાર્કિક દલીલોથી.
(૩) સ્વિકારીત દલીલો.
(૪) પરિવર્તિત દલીલો.
(૫) પ્રત્યક્ષદર્શી દલીલો.
(૬) અનુભવિત દલીલો.

- **માન્યતાઓ (નકારાત્મક-વિરોધદર્શક) :**

(૧) એકેશ્વરવાદ વિરૂદ્ધ ખંડિત દલીલો.
(૨) યહૂદીઓની ગલત અને ભ્રામિક માન્યતાઓનો રદીયો.
(૩) ખ્રિસ્તીઓની ગલત અને ભ્રામિક માન્યતાઓનો રદીયો.
(૪) મુનાફિકો (દ્વિમુખી-કપટી)ની ગલત-ભ્રામિક માન્યતાઓનો રદીયો

આયતોના અવતરણિય કારણો, કિસ્સાઓ (બનાવો), ભૂતકાળની ઘટનાઓ, ભવિષ્યની ઘટનાઓ.

- **ઉદાહરણો-તફસીરના વિશ્વસનીય સ્રોતો :**

(૧) કુર્આન શરીફ (૨) હદીષ શરીફ (૩) રસૂલ (સલ.)ના સહાબા (શિષ્યો) (૪) સહાબાના શિષ્યો (૫) અરબી ભાષા શબ્દકોષ+વ્યાકરણ (૬) શુધ્ધ બુધ્ધિ.

## અન્ય શૈક્ષણિક વિષયો

### અંગ્રેજી વિભાગ :

આંતરરાષ્ટ્રીય ભાષા હોવાની સાથે અંગ્રેજી ભાષાએ આપણા દેશ

ભારત પર પોતાની એક ઉંડી છાપ છોડી છે. જેની અસર સામાન્યપણે આખા ભારતમાં અને વિશેષપણે દક્ષિણ ભારતમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે. અને તે ઉપરાંત ગુજરાતવાસીઓના બીજા રાજ્યોની સરખામણીમાં અંગ્રેજી અને યુરોપીય દેશોની સાથે દઅવતી, વ્યાપારિક અને ધંધાકીય ઉંડા સબંધો છે, એ કારણે અંગ્રેજી ભાષાની આ આવશ્યકતા અને ઉપયોગિતાને મદ્રસાએ તિવ્રપણે મહસૂસ કરી અને પ્રારંભિક કલાસોથી અરબી–૩ સુધીના તમામ તલબાને એક પિરિયડ અંગ્રેજી ભણાવવાનું જરૂરી ઠરાવ્યું છે, જેમાં તેમને એસ.એસ.સી. સુધીની તાલીમ આપવામાં આવે છે.

## કોમ્પ્યુટર કોર્ષ :

મદ્રસાઓના વિદ્યાર્થીઓને બે વર્ષનો કોર્ષ શિખવાડવામાં આવે છે. જેમાં Windows xp, Microsoft office 2000, D.T.P. (Dest Top Publication) & Inpage Urdu 2000 સંપૂર્ણ રીતે શિખવાડવામાં આવે છે. સૌપ્રથમ કોમ્પ્યુટરનો ઉદ્ભવ કેમ ? અને કેવી રીતે થયો ? તે શિખવાડ્યા બાદ તેઓને નીચે મુજબનો કોમ્પ્યુટરનો અભ્યાસક્રમ ચલાવવામાં આવે છે.

Windows xp એ એક Operating System છે. અને તે માર્કેટમાં આવવાથી વિદ્યાર્થી ભલે ઓછું ભણેલો હોય અથવા અંગ્રેજીનું થોડું જ્ઞાન હોય તો પણ તે સારી રીતે ચલાવી શકે છે. એનું કારણ એ જ છે કે, આ સિસ્ટમમાં દરેક વસ્તુ ચિત્રથી બતાવવામાં આવી છે.

Microsoft Office 2000 આ એક સોફ્ટવેર પ્રોગ્રામ છે, જેમાં Micro -soft Word 2000 (માઈક્રોસોફ્ટ વર્ડ ૨૦૦૦) જેના વડે જે કામ આપણે ટાઈપ મશીન ઉપર કરતા હતા, તેના કરતાં સારી રીતે આપણે આમાં પત્રો (Letter) કોઠા (Table) તેમજ થોડું ઘણું ચિત્રકામ (Design) દોરી લેટરને સારી રીતે બનાવી શકીએ છીએ.

Microsoft Excel 2000 (માઈક્રોસોફ્ટ એક્સલ ૨૦૦૦) જેના વડે આપણે ખાસ સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, વર્ગમૂળ, ટકા વગેરે કરી શકીએ છીએ. આમ કહીએ તો ગાણત્રિક વસ્તુઓ તેમજ ગ્રાફ

માટે આ પ્રોગ્રામ ખૂબ જ ઉપયોગી છે.

Microsoft Power Point 2000 (માઈક્રોસોફ્ટ પાવર પોઈન્ટ ૨૦૦૦) જેના વડે આપણે ખાસ ચિત્રકામ અને સ્લાઈડ (ચિત્રો ભેગા કરેલ બનાવેલ વસ્તુઓ) બનાવી શકીએ છીએ.

Microsoft Access 2000 (માઈક્રોસોફ્ટ એસ્સેસ ૨૦૦૦) જેના વડે અલગ-અલગ માહિતીને ભેગી કરી એક રેકોર્ડ બનાવી શકાય છે.

Internet & E-mail (ઈન્ટરનેટ અને ઈમેલ) જેના વડે ઈન્ટરનેટ શું છે ? ઈમેલ શું છે ? તેની જાણકારી તેમજ તેનો ઉપયોગ કઈ રીતે કરવો તે બતાવવામાં આવે છે.

D.T.P. (Desk Top Publishing) આ નામ Page Maker (પેજમેકર) Corel Draw (કોરલ ડ્રો) તેમજ Adobe Photoshop (એડોબ ફોટોશોપ) આ ત્રણ પ્રોગ્રામના સંયોજનને D.T.P. કહેવામાં આવે છે. આ પ્રોગ્રામોનો ખાસ વપરાશ કાર્ડ, નાની-મોટી બુકો, પત્રિકાઓ, સમાચારપત્રો બનાવવામાં અને આમ કહેવા જઈએ તો ખાસ કરીને Publishing માટે થાય છે.

## જનરલ નોલેજ

- સામાન્ય જ્ઞાનની અગત્યતા, વધારાના જ્ઞાનની અગત્યતા : General Knowledge Important General Knowledge.
- ઈસ્લામી જગત : World of Islam.
- આંતરરાષ્ટ્રીય મુસ્લિમ સંસ્થાઓ : International Muslim Organisations.
- ઈસ્લામિક કેલેન્ડર : Islamic Calendar.
- વ્યવહાર-પરસ્પર વિનિમય : Communication.
- રેલ્વે : Railway.
- રાજમાર્ગ-ધોરીમાર્ગ : Highway.
- બસ : Bus.
- વિદેશ પ્રવાસ : Foreign Travel.

- ટપાલ : Post.
- ટેલિફોન, મોબાઈલ, કોમ્પ્યુટર : Telephone, Mobile & Computer.
- વેપાર-વ્યવહાર-વાણિજ્ય : Commerce.
- વજન અને માપ : Weight & Measurement.
- શરાફી પેઢી અથવા બેંક : Bank.
- ગણતરી કરનાર : Calculator.
- વિજળી : Electric.
- આરોગ્યની સારવાર : Health Care.
- ડૉક્ટરોના પ્રકાર : Type of Doctors.
- બિમારીઓના પ્રકાર : Type of Diseases.
- પ્રાથમિક સારવાર : First Aid.
- ધારો અને નિયમો : Rules & Regulations.
- ન્યાયાલય : Court.
- સંરક્ષણ : Defence.
- રાજકારણ : Politics.
- વાર્તાલાપ-વાતચીત : Conversation Meaning.
- સરકારના પ્રકારો : Type of Government.
- લોકસભા-વિધાનસભા : Parliament & Assembelly.
- રાજકીય પક્ષો : Political Parties.
- ભૂગોળ : Geography.
- ખંડો અને મહાસાગરો : Continents & Oceans.
- દેશો : Countries.
- ધર્મો અને સંસ્થાઓ : Religions & Organizations.
- ભારત અને ગુજરાત : India & Gujarat.
- રાજ્ય અને મુખ્યપ્રદેશો : States & Territories.
- નવા અને જુના નામો : Old & New Names.
- પ્રમાણપત્રો અને શૈક્ષણિક પદવીઓ : Certificate & Degrees.

- અવલોકન, નિરીક્ષણ (ખગોળને લગતુ નિરીક્ષણ દૂરબીન વડે) : Observation.
- સ્થાનિય અને ગ્રિનિચ સમય : Local & Standard Times.
- સૂર્ય અને ચંદ્રની પધ્ધતિ : Solar & Lunar Systems.
- બેંકિંગ પધ્ધતિ : Banking System.
- ટપાલને લગતી બાબતો : Post System.
- ટેલિફોનનો ઉપયોગ : Telephoning System.

## હુનર ઉદ્યોગો :

હલાલ કમાણી અને પ્રતિષ્ઠિત રોજગાર પ્રાપ્તિ તથા આજીવિકાની ચિંતાથી મુક્ત કરવા વિદ્યાર્થીઓને વિવિધ હુનર ઉદ્યોગો પણ શિખવાડવામાં આવે છે. જેમકે ટેલરીંગ, ભરતકામ, કિતાબત (સુલેખન), ટાઈપીંગ અને અમુક મદ્રસાઓમાં વ્યવસાયિક શિક્ષણ આપતા ટેકનીકલ ઈન્સ્ટીટ્યુટો પણ ખોલવામાં આવ્યા છે. જેથી જરૂર પડે તો વિદ્યાર્થી રોજગાર રળીને પગભર થઈ શકે અને દીન (ધાર્મિક સેવાઓ)નું કામ આર્થિક રીતે નિચિંત થઈને ઈખ્લાસ (નિય્યત શુધ્ધિ) અને ખુદ્દારી (નિઃસ્પૃહતા) સાથે બજાવી શકે.

## અંજુમનો (વિદ્યાર્થીઓની સ્વૈચ્છિક પ્રવૃત્તિઓ :

વિદ્યાર્થીઓની લેખન તથા વ્યાખ્યાનની અમલી પ્રેક્ટીસ માટે (ઉર્દૂ-અરબી-ઈંગ્લીશ) દર અઠવાડિયામાં એક દિવસ નક્કી કરવામાં આવે છે, જેમાં વિદ્યાર્થીઓ સ્વજાતે તૈયારી કરી આ ત્રણેવ ભાષાઓમાં વિવિધ લેક્ચરો અને સંવાદો રજૂ કરે છે. તેમને ઉત્સાહિત અને પ્રોત્સાહિત કરવા સાપ્તાહિક બેઠકો સિવાય પ્રારંભિક-અંતિમ અને બીજા પ્રસંગોચિત વિવિધ સ્પર્ધાત્મક જલ્સાઓ પણ યોજાય છે. એમની પોતાની લાયબ્રેરી અને અભ્યાસખંડ હોય છે. જેમાં ન્યૂઝપેપરો, મેગેઝીનો અને પત્રિકાઓ આવે છે. વિદ્યાર્થીઓ લેખનશૈલીને ઘટાદાર બનાવવા પોતે પણ નાની-મોટી પત્રિકાઓ અને ચાર્ટ દર અઠવાડિયે મદ્રસાના બોર્ડ ઉપર રજૂ કરે છે, જેને વાંચી બીજા વિદ્યાર્થીઓ પણ પ્રોત્સાહિત થાય. આ જ પ્રમાણે તજવીદ (કુર્આન શરીફના

શુદ્ધ ઉચ્ચારો)ની અંજુમન પણ ઉસ્તાદોની નિગરાની હેઠળ ચાલે છે. જેમાં સાપ્તાહિક કાર્યક્રમો યોજીને કુર્આન શરીફને પઢવાની બધી જ ઢબો અને શૈલીઓની પ્રેક્ટીસ અને અઝાન, નમાઝ, જુમ્આ તથા ઈદોની નમાઝ અને અરબી ખુત્બાઓની મૌખિક ટ્રેનિંગ આપવામાં આવે છે. આ બધી જ અંજુમનોના કાર્યક્રમોમાં ભાગ લેવું પ્રત્યેક વિદ્યાર્થીઓ માટે આવશ્યક અને અનિવાર્ય હોય છે. આ કાર્યપધ્ધતિના સુંદર અને રચનાત્મક પરિણામો પ્રકટ થયા છે. વિદ્યાર્થીઓ ઉર્દૂ-અરબી અને ઈંગ્લીશ ભાષાઓમાં છટાદાર બોલવા શક્તિમાન થયા છે. તેમને લઘુતાગ્રંથિમાં પિડાવાથી મુક્તિ મળી છે તથા મહેનત, પરિશ્રમ અને સુંદર રૂચી ઉત્પન્ન કરવા માટે સહાયક પુરવાર થયા છે.

**કસરત-વ્યાયામ :**

શુક્રવાર વગેરેની રજાઓમાં દિવસભર અને બાકીના દિવસોમાં દરરોજ અસરથી મગરિબ સુધીના સમયમાં વિદ્યાર્થીઓ દારૂલ ઉલૂમના વિશાળ મેદાનોમાં ક્રિકેટ, વોલીબોલ વગેરે રમતો રમે છે. એ રમતોની સાધન સામગ્રી વધુ પડતા મદ્રસાઓ તરફથી મફત ઉપલબ્ધ કરવામાં આવે છે.

**બાગ-બગીચાઓ :**

વિદ્યાર્થીઓ, પ્રાધ્યાપકો, મુલાકાતીઓ અને દર્શનાર્થીઓ આ ક્યારીઓ અને રંગબેરંગી ફળદાર, ફુલદાર, છાંયેદાર વૃક્ષો અને છોડવાઓથી ઘેરાયેલ આ નયનરમ્ય બગીચાઓ, તેમના દરમ્યાનમાં વહેતી નાની સરસ મજાની નાલીઓ અને કુદરતી દશ્યો નિહાળીને આનંદિત તથા હર્ષઘેલા બની જાય છે. તથા ઈલ્મી (જ્ઞાન) અને દિમાગી કામો માટે પ્રફુલ્લિત થઈ ઉઠે છે.

**તબીબી સહાય :**

વિદ્યાર્થીઓનું આરોગ્ય બગડે અને તેઓ બીમાર પડે તો એવી પરિસ્થિતિમાં પ્રાથમિક તબીબી સારવાર તરીકે મદ્રસાઓમાં દરરોજ આવનાર નિષ્ણાંત તબીબ દ્વારા તેમની મફત સારવાર કરવામાં આવે છે. કોઈ રોગ તિવ્ર સ્વરૂપ ધારણ કરે તો શહેરની મોટી હોસ્પિટલોમાં તેમને

ભરતી કરી દેવાય છે. જે યોગ્ય ફીસ લઈને (જેને દારૂલ ઉલૂમો ચૂકવે છે) ઉપચાર કરે છે.

## બોર્ડિંગ :

બોર્ડિંગના તમામ રૂમો અને હોલોમાં રોશની માટે ટ્યુબલાઈટ અને હવા માટે પંખાઓનો બંદોબસ્ત છે. ઉપરાંત પ્રત્યેક તાલિબે ઈલ્મને પ્રવેશ આપ્યા પછી પલંગ, ગાદલા અને ચાદરો વગેરે પણ ઘણા મદ્રસાઓમાં વપરાશ પૂરતા આપવામાં આવે છે.

ઉપરોક્ત તમામ સહુલતો અને સગવડો ઉપલબ્ધ કરવાથી મદ્રસાઓનો હેતુ માત્ર આ છે કે, વિદ્યાર્થી દરેક રીતે નચિંત બની ઈલ્મ પ્રાપ્તિ અને આખિરતની તૈયારીની એકમાત્ર ચિંતામાં ધગશપૂર્વક વ્યસ્ત રહે.

## ડાઈનીંગ હોલ :

દરેક મદ્રસામાં એક ડાઈનીંગ હૉલ પણ હોય છે, જેમાં તમામ તલબા જમીન પર પાથરેલા દસ્તરખ્વાન પર એક સાથે બેસીને મદ્રસાના વાસણોમાં ખાવાનું ખાય છે. એક રીતે આ સુન્નત તરીકો ખાવાનો બગાડ થવાથી બચાવવા માટે લાભદાયી છે, તો બીજી રીતે આ વિદ્યાર્થીઓમાં ભાઈચારો, ભ્રાતૃભાવ અને ત્યાગવૃત્તિ તથા સમર્પણ ભાવનાની વૃધ્ધિ માટે પણ અકસીર છે. આ ખાણું મદ્રસામાં પઢતા તમામ વિદ્યાર્થીઓને મફત ખવડાવવામાં આવે છે. અલબત્ત, શક્તિશાળી વિદ્યાર્થીઓ પાસેથી તેમની રાજીખુશીથી પડતર ફી જ લેવામાં આવે છે. ફીમાં નફાનું ધોરણ રાખવામાં આવતું નથી.

## સ્ટાફ ક્વાર્ટસ :

પ્રગતિ અને સારા પરિણામોની આશાવાદી કોઈ પણ સંસ્થા માટે આ અતિ જરૂરી છે કે, તેના કાર્યકર્તાઓ ખુશદીલ, નચિંત, સંતોષિત અને સ્થિર હોય. જેથી સંપૂર્ણ ધગશ, હૃદય મગ્નતા, એકાગ્રતા અને એકલવ્યતાથી પોતાની જવાબદારીઓ સારી પેઠે અંજામ આપી શકે. આ પવિત્ર હેતુને સિધ્ધ કરવા માટે મદ્રસાના ફેમીલીવાળા પ્રાધ્યાપકોના રહેવા માટે ઈમારતો બનાવવામાં આવી છે. આ તમામ મકાનોમાં પાણી, વિજળી અને ગેસ

લાઈન વગેરે જીવન જરૂરિયાતની સહુલતો પ્રાપ્ત હોય છે.

આ સાથે બધા જ મદ્રસાઓમાં આધુનિક શૈક્ષણિક સાધનો જેવા કે ફેક્સ, ઝેરોક્ષ, પ્રકાશન વિભાગો, પ્રગતિ અને વ્યવસ્થા વિભાગો, ઈન્ટરનેટ, વેબસાઈટ, ઈ-મેઈલ અને હિસાબો માટે કોમ્પ્યુટરના વિવિધ પ્રોગ્રામોની સુવિધાઓ ઉપલબ્ધ છે અથવા તેની કોશિષોમાં લાગેલા છે. પ્રકાશન વિભાગોમાં મુખ્યત્વે માનવસમાજની સામાજિક, સંસ્કારીક અને નૈતિક મૂલ્યો તથા પરંપરા સાચવવાના આહ્‌વાન સાથે પ્રાર્થના (દુઆ) અને ભક્તિ (ઈબાદત) તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવે છે. જેથી આજના ભૌતિક યુગમાં માનવી આત્મશુધ્ધિની પણ ફિકર કરે.



# ❋ જ્ઞાનનું મહત્વ ❋

ખલીફા અબ્દુલહકીમ ઉષમાનિયા યુનિવર્સિટી હૈદરાબાદમાં દર્શન-શાસ્ત્ર વિભાગના પ્રમુખ (ડીન) હતા. તેઓ લાંબી રજા પર ઈંગ્લેન્ડ ગયા તો તે જગ્યા ખાલી થઈ ગઈ. મૌલાના અબ્દુલબારી નદવી (૧૮૯૦-૧૯૭૬)ને નાયબ પ્રમુખની હેસિયતથી તે હોદ્દા પર નિયુકત કરવામાં આવ્યા. મૌલાના અબ્દુલબારી નદવીએ ખાનગી રાહે અંગ્રેજી ભાષા શીખી હતી. ડિગ્રીના હિસાબથી જુઓ તો તેમની પાસે મેટ્રિકની પણ ડિગ્રી ન હતી. તેમની નિયુકિત પાછળ મૌલાના હબીબુર્રહમાનખાં સદરુસ્સુદૂર હતા. મૌલાના અબ્દુલબારી નદવી હૈદરાબાદમાં ૧૯૨૨ થી ૧૯૪૫ સુધી રહયા. તે સમયની એક ઘટના તેઓ આ શબ્દોમાં લખે છે :

“હૈદરાબાદમાં મારી નોકરીના બે વર્ષ વીત્યા પછી કાયદા મુજબ કાયમી પત્ર (પરમેનન્ટ લેટર) આપવાની કાર્યવાહી હાથ ધરવામાં આવી. તે સમયમાં હૈદરાબાદમાં ગેઝેટેડ પોસ્ટ પર કાયમી પત્ર આપવા માટે સ્વયં આલા હઝરત (હૈદરખાન નવાબ)ની મંજૂરી અનિવાર્ય હતી. પેપરો આલા હઝરત સુધી પહોંચ્યા પણ ન હતા કે કોઈ વિરોધીએ આલા હઝરતની કાનભંભેરણી કરી દીધી કે, શીરવાની સાહેબે ફિલોસોફીનો પ્રમુખ (ડીન) એવા શખ્સને બનાવી દીધો છે, જેણે ફિલોસોફી તો ઠીક કોઈ પણ વિષયમાં કોઈ ઉપાધિ મેળવી નથી. આલા હઝરતે શેરવાની સાહબથી જવાબ મંગાવી લીધો. શેરવાની સાહબે મારી પુસ્તિકા “ધર્મ અને વિજ્ઞાન” સાથે એક પત્ર લખ્યો, જેમાં લખ્યું હતું કે, “તેમનું પ્રમાણપત્ર (ડિગ્રી) એ છે કે ફિલોસોફીએ તેમના હાથો પર ઇસ્લામ ધર્મ અંગિકાર કરી લીધો છે. જેનો અંદાજો સરકાર (સાહબ)ને સાથે મોકલાવેલ પુસ્તિકાની થોડીક લીટીઓ વાંચીને આવી શકે છે.” ત્યાર પછી આલા હઝરતે કાયમી પત્ર પર પોતાના હસ્તાક્ષર કરી દીધા.

કદરદાનીના દાખલારૂપ એક બીજી આ ઘટના પણ જુઓ. અલ્લામા ઈકબાલની આ ઘટના છે કે, તે વખતે પંજાબના ગવર્નર સર એડવર્ડ મેકલિને એક વખત તેમનાથી પૂછયું : “શું તમારી નજરમાં કોઈ એવો યોગ્ય માણસ

છે, જેને સરકાર તરફથી શમ્સુલ ઉલમા (વિદ્વાનોનો સૂર્ય)નો ખિતાબ આપવામાં આવે ?" તેના જવાબમાં અલ્લામા ઈકબાલે મૌલવી મીર હસનનું નામ સૂચવ્યું, જેઓ તે વખતે મુરે કોલેજ-સિયાલકોટમાં પ્રોફેસર હતા. ગવર્નરે કહયું : "મેં એમનું નામ પહેલી વખત તમારા મોઢેથી સાંભળ્યું છે, શું મૌલવી સાહેબે કોઈ કિતાબ લખી છે ?" અલ્લામહ ઈકબાલે ઉત્તર આપ્યો : "તેમણે કશુંક લખ્યું તો નથી, પરંતુ તેમની એક જીવંત કૃતિ ચોકકસ મૌજુદ છે." ગવર્નરે આશ્ચર્યથી પૂછયું કે, આ જીવંત કૃતિ એટલે શું ? તો અલ્લામા ઈકબાલે કહયું : "હું તેમની જીવંત કૃતિ છું, તેઓ મારા માનનીય ઉસ્તાદ (ગુરૂ) છે." ગવર્નર આ જવાબથી બહુ ખુશ થયા. થોડાક જ દિવસો પછી એક સાદગીપૂર્ણ સમારંભનું આયોજન કરી મૌલવી મીર હસનને શમ્સુલ ઉલમાનો ખિતાબ આપી દેવામાં આવ્યો.

## મદ્રસાઓ દીની દર્સગાહો છે, જે દીનને જીવંત રાખે છે

જગતના ધર્મો પેકી જે ધર્મો આજે જીવીત છે, અર્થાત્ કે તેના અનુયાયી ધર્મ પ્રત્યે આસ્થા ધરાવે છે અને ધાર્મિક ક્રિયાઓ, વિધિઓ વગેરેમાં તેઓ સક્રિય છે, તે તમામની બાબતમાં એક વાત આંખે ઉડીને વળગે તેવી છે કે, ઈસ્લામને છોડી અન્ય તમામ જીવીત ધર્મોમાં સાધુપણ કે સંતત્વનું અસ્તિત્વ છે. ઈસ્લામે મલંગ કે ફકીર બનવાની મનાઈ ફરમાવી છે. ટૂંકમાં અન્ય ધર્મોમાં જે સંસારત્યાગ જોવા મળે છે, તે ઈસ્લામમાં નથી.

હિંદુ ધર્મ અને તેના વિવિધ સંપ્રદાયો, શીખ અને જૈન ધર્મ, ઈસાઈ અને યહુદી ધર્મ, આ તે ધર્મો છે જેમનામાં સાધુ, સાધ્વી, પોપ કે પાદરીઓ પોતપોતાના ધર્મસ્થાનો મંદિર, દેવળ વગેરેમાં ધર્મનું કામ કરતા રહે છે.

જેના અનુયાયીઓ દિન-પ્રતિદિન ઘટી રહયા છે, તે પારસી ધર્મમાં આવી કોઈ ધર્મ સુધારણા માટેની પ્રવૃત્તિ હશે તે જાણમાં નથી.

ઈસ્લામે જ્યારે સંસારત્યાગનો નિઃષેધ ફરમાવ્યો ત્યારે તેના પ્રસાર-પ્રચાર, સુધારણા, પરિમાર્જન માટે કોઈક ગતિવિધિ હોય તે સ્વાભાવિક છે.

મકાતિબ-મદારિસ (નાની-મોટી દીની પાઠશાળાઓ) આ ખોટ પૂરે છે. ઉંડાણની વસ્તીઓમાં ચાલ્યા જાઓ, નાનામાં નાનું ગામડું હશે ત્યાં નાનો સરખો મકતબ જરૂર હશે, જે બાળકોને કુર્આન તથા દીનની બીજી તઅલીમ આપે છે. આટલું મોટું કામ અલ્લાહપાકના ફઝલો કરમ અને સખીદાતાઓની સખાવતથી થાય છે. મકાતિબ-મદારિસની આટલી મોટી સંખ્યા જોઈ આશ્ચર્યમાં પડવાની સ્હેજે જરૂર નથી. ઈતિહાસ આપણી સામે છે. દ્વિતીય વિશ્વયુદ્ધ પછી વસ્તી વિસ્ફોટ થયો, તેની વિવિધ જરૂરીયાતો સંતોષવા વિપુલ પ્રમાણમાં કારખાનાઓ ઉભા થયા, જે જથ્થાબંધ ઉત્પાદન (Mass Production) દ્વારા લોકોને ચીજવસ્તુઓ પુરી પાડવા લાગ્યા.

જેમ જેમ ઈસ્લામમાં માનનારાઓ વધતા ગયા અને રોઝી-રોટી અર્થે દૂર-સુદૂરના વિસ્તારોમાં વસવાટ કરતા થયા, તેમને દીની તઅલીમ આપનારાઓની જરૂરીયાત ઉભી થઈ. જેના પરિપાકરૂપે મદારિસો કાયમ થયા. જેમણે એવા મુદર્રિસો (ઉસ્તાદો) તૈયાર કર્યા કે જેઓ ઉંડાણના ગામડાઓમાં વસવાટ કરી દીનનું આ ભગીરથી કામ કશમકશની હાલતમાં રહી પૂરું કરવા લાગ્યા. (અલ્લાહ જઝાએ ખયર આપે ઉભયને-ઉસ્તાદોને અને આ ઉસ્તાદો તૈયાર કરનાર મદ્રસાના આચાર્યોને, સંચાલકોને.)

મદ્રસાઓની આ વિપુલતા જોઈ કેટલાક દુન્યવી તઅલીમની વાતો કરતા થયા છે. એમના વિચાર પ્રમાણે મદ્રસાઓ દુન્યવી તઅલીમના વિરોધી છે. પહેલી એ વાત સમજવાની જરૂરત છે કે, ઈસ્લામ પોતે દુન્યવી જરૂરી તઅલીમનો વિરોધી નથી, પછી મદ્રસાઓ કઈ રીતે હોય શકે ?

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક સહાબીને અરબી સિવાયની અન્ય ભાષા શીખવા માટે કહયું. આપ (સલ.)ને એ ભાષા તથા બીજી ભાષાઓમાં અન્ય રાજાઓને પત્ર લખવા પડતા. આ શું બતાવે છે ?

દુન્યવી તઅલીમના પુરસ્કર્તાઓ સામે એક વાત લાવવામાં આવે છે કે, દુન્યવી વિવિધ ટ્રેડો-પ્રવાહોમાંથી નીકળતા સર્ટિફિકેટ, ડીપ્લોમાં કે ડીગ્રી હોલ્ડરોને વ્યવસાયમાં લગાડવા આપણે પૂરતા કારખાના કે પેઢીઓ ઉભી

કરી છે ખરી ? આખરે આ ડીગ્રી હોલ્ડરો બેકારીના ખપ્પરમાં હોમાય છે અને વિદેશો તરફ નજર દોડાવે છે. કૌમ કે સમાજે પોતાનો પરસેવો પાડી ઉભી કરેલી શૈક્ષણિક સંસ્થાઓમાં તૈયાર થયેલા ડોકટરો કે ઈજનેરો કૌમની સેવા કરે છે કે નહિ તે પણ એક રસપ્રદ ગવેષણા (સંશોધન)નો વિષય છે.

પ્રશ્ન એ છે કે કુર્આન-હદીસની તઅલીમ મેળવનાર ભણેલો ન કહેવાય? કુર્આન એક પૂર્ણ કિતાબ છે અને હદીષ તેનું વિવરણ છે. તેનું જ્ઞાન મેળવ-નારને આપણે દુન્યવી શિક્ષણની વાતો કરીએ તે વિચાર માંગી લે છે. તેમ છતાં અંગ્રેજી અને અન્ય ઉદ્યોગોની વ્યવસ્થા મદ્રસાઓમાં છે જ.

એક અન્ય વર્ગ મદ્રસાઓ તરફ કાયમ શંકાની નજરે જુએ છે. આ લોકો ખોટી ભ્રમણાના જબરજસ્ત શિકાર છે. મદ્રસાનો વિદ્યાર્થી જે ૯ વર્ષ વિવિધ વિષયોનું જ્ઞાન સંપાદિત કરવામાંથી જ મસ્તક ઊંચું કરી શકતો નથી, તે બિચારો અહીં-તહીંની વાતોમાં પડે જ કઈ રીતે ?

આવો, આપણે મદ્રસાઓની મુલાકાત લઈએ, તલબાને મળીએ, એમના વર્ગખંડોમાં હાજરી આપીએ, એમના અભ્યાસક્રમો પ્રતિ એક નજર કરીએ તો આપણી બધી ખોટી ભ્રમણાઓ દૂર થશે.

પરંતુ આમાંનું કશું થતું નથી. આપણે મનમાં બાંધેલી ગ્રંથિઓને દૂર કરવા ઈચ્છતા જ નથી. આપણી દશા પેલી કહેવત જેવી છે : **''ઉંઘતાને જગાડી શકાય પણ જાગતો ઉંઘવાનો ઢોંગ કરી પડયો રહે તેને કોણ જગાડી શકે ?''** *અલ્લાહપાક સૌને સદ્‌બુધ્ધિ આપે, આમીન !*

## મદ્રસાઓની મહત્વતા-જવાબદારીઓ

### "ઉસે છુટ્ટી નહીં મિલી, જીસને સબક યાદ કીયા"

શઅબાન મહિનાના પ્રારંભથી મદ્રસા-દારૂલ ઉલૂમોના વાર્ષિક જલ્સા-ઓની વસંત ઋતુ શરૂ થઈ જાય છે. આખુ વર્ષ પઢવા-પઢાવવા અને હાફિઝો, કારીઓ, આલિમો તથા મુફતીઓની ટીમ તૈયાર કરવામાં વ્યસ્તતા પછી તેમની સનદ વિતરણ તથા દસ્તારબંદીના પ્રોગ્રામો થાય છે. આ ક્રમ ભારતિય ઉપખંડના બધા જ દારૂલ ઉલૂમોમાં વર્ષોવર્ષથી ચાલ્યો આવે છે.

આ મદ્રસાઓનું શું મહત્વ છે ? તથા માનવસમાજના ઘડતર અને ઉત્થાનમાં તેમની શું ભૂમિકા રહી છે, તે સમજવું ઘણું જરૂરી છે.

હઝરત મવ. સૈયદ અબૂલહસન અલી નદવી (રહ.) તેની વાસ્તવિકતા, મહત્વતા અને સ્થાન વિશે વિગતવાર ચર્ચા કરતાં લખે છે કે : ''મદ્રસો એક એવી આદર્શ સંસ્કારશાળા અને કર્મક્ષેત્ર છે, જ્યાં માનવતા, સદાચાર તથા શિષ્ટાચારનું સિંચન થાય છે. જ્યાં ઈસ્લામના દાઈ (પ્રચારક) તૈયાર થાય છે. મદ્રસો ઈસ્લામી જગતનું વિજળીઘર (પાવર હાઉસ) છે, જ્યાંથી ફકત મુસ્લિમ આબાદી જ નહીં, બલ્કે સમસ્ત માનવજગતમાં વિજળીની વહેંચણી અને વિતરણ થાય છે. મદ્રસો એક એવું કાર્યક્ષેત્ર છે, જ્યાં દિલ-દિમાગ, દ્રષ્ટિ અને વિચારોનું ઘડતર થાય છે. મદ્રસો તે જગ્યા છે, જ્યાંથી આખા જગતનું નિરિક્ષણ થાય છે. તેનો સીધો સબંધ નુબૂવ્વતે મુહમ્મદી (સલ.) સાથે છે. જે વિશ્વવ્યાપી અને કિયામત સુધી કાયમ રહેનાર છે. તેનો સબંધ તે માનવજીવન સાથે સંકળાયેલો છે, જે હરઘડી અને હરપળ પ્રવાહિત તથા ગતિશિલ છે. બધા જ સાંસ્કૃતિક અને આધ્યાત્મિક કેન્દ્રોમાં મદ્રસો સૌથી વધુ સ્થિર, શકિતશાળી, જીવંત અને પ્રગતિ સંપન્ન છે. એનો એક છેડો (કિનારો) નુબૂવ્વતે મુહમ્મદી (સલ.) સાથે જોડાયેલો છે તો બીજો છેડો આપણાં જીવનના સઘળા પાસાઓ સાથે સંકળાયેલો છે. મદ્રસો નુબૂવ્વતે મુહમ્મદી (સલ.)ના અમૃત અને અમર ઝરણાથી પાણી મેળવી માનવ-જીવનના સુકા ખેતરોની સિંચાઈ કરે છે. જો તે પોતાનું કામ છોડી દે, તો માનવતા અને ભલાઈની ખેતી સુકાઈ જાય અને સદાચાર, શિષ્ટાચાર વગેરે મુલ્યોનો નાસ થઈ જાય.''

ન તો નુબૂવ્વતે મુહમ્મદી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ફયઝવંતી ઝરણામાં પાણીની કમી અને કંજુસાઈ છે અને ન તો માનવતાના ભીખ અને ફકીરીના પ્યાલા તરફથી બેપરવાઈ થઈ શકવાની છે. આ તરફથી **''ઈન્નમા અન કાસિમુન વલ્લાહુ યુઅતી''** (અર્થાત : હું તો ફકત (જ્ઞાન-સદાચાર) વહેંચનાર છું, આપનાર તો અલ્લાહપાક જ છે)નું લગાતાર એઅલાન છે, તો આપણા તરફથી (માનવજાતની જરૂરત મુજબ) હજુ કંઈ

વધારે, હજુ કંઈ વધારેની સદા લગાતાર પોકારાઈ રહી છે.

મદ્રસાએ જ્યારે માનવજીવનના માર્ગદર્શન અને આધ્યાત્મિકતાનો સંકલ્પ કર્યો છે, તો પછી તેને ફુરસદ કે નવરાશ કયાંથી મળવાની છે. જગતની કોઈ પણ વ્યકિત, સમૂહ કે સંસ્થાને આરામનો અધિકાર છે, પરંતુ મદ્રસા માટે છુટ્ટીની કલ્પના કરવી પણ અશકય છે. જગતના પ્રત્યેક પ્રવાસીને આરામ કરવાની ફુરસદ મળી શકે છે, પરંતુ મદ્રસાના મુસાફિરને આરામની કોઈ જોગવાઈ નથી.

હાં, જો માનવજીવનમાં અને હરઘડી નવા પ્રશ્નો ઉપસ્થિત કરનાર જ્ઞાન-વિજ્ઞાનમાં સ્થિરતા અને વિરામ હોત, તો મદ્રસાને થોડો ઘણો આરામ અને વિશ્રામનો સમય ફાળવી શકાત. પરંતુ જ્યારે જીવન લગાતાર ગતિશિલ અને પ્રવાહિત છે તો પછી મદ્રસાને આરામનો અવકાશ કયાંથી મળી શકવાનો છે ? એણે તો ડગલેને પગલે જીવનનું નિરીક્ષણ કરવાનું છે. બદલાતા સમય અને સંજોગો તથા કૂદકે ને ભૂસકે સર્જાતી માનવ સમસ્યાઓનો સચોટ હલ શોધી માનવજાતને સહીહ માર્ગદર્શન પૂરું પાડવાનું છે, રાહ ભૂલેલાઓને સદ્‌માર્ગે લાવવાનું તથા નિતનવા ફિત્નાઓ અને સમસ્યાઓનું નિવારણ કરવાનું છે.

જો આટલી મોટી જવાબદારી સંભાળનાર મદ્રસો પાછળ રહી જાય, થાકીને બેસી જાય અથવા આટલા મહાન અને મહત્વના પ્રવાસમાં તે સફર પૂરો કર્યા વગર રસ્તામાં જ બેસી પડે ! તો પછી માનવજીવનની રેહબરી અને માર્ગદર્શન તથા તેને સફળ નેતૃત્વ કોણ પૂરૂ પાડે ? વિશ્વ રહમત (સલ.)નો પયગામે રહમત કોણ પહોંચાડશે ? મદ્રસાની નાની સરખી ભૂલ, શરતચૂક અથવા બિનજવાબદારીભર્યુ પગલું કે થોડીવારનો આરામ તેના માટે તો આત્મહત્યા સમાન છે જ, પરંતુ સાથે માનવસમાજ સાથે ગદ્દારી અને વાયદા તથા પ્રતિજ્ઞાભંગ સમાન ગણાશે. કોઈ પણ ધર્મનિષ્ઠ, કર્મનિષ્ઠ અને કર્તવ્યપાલક મદ્રસો તેનો વિચાર સુધ્ધાં પણ કરી શકતો નથી.

*(પાજા સુરાગે ઝિંદગી પેજ–૯૦ / ૯૧)*

ગુજરાતના દીની મદ્રસાઓ પણ અલ્હમ્દુલિલ્લાહ હઝરત મવલાના અલીમિયાં નદવી (રહ.)ના કથનુસાર આ જ રાહ ઉપર ચાલી રહયા છે. વાર્ષિક રજાઓ અને સનદ્ વિતરણ તથા દસ્તારબંદી વગેરે તઅલીમની પરિપૂર્ણતા દર્શાવતા નથી, બલ્કે આગલી મંઝીલ માટે થોડો વિરામ લઈ, તાજા દમ થઈ આવતા વર્ષની તઅલીમ માટે પોતાને તૈયાર રાખવા માટે જ છે. અને રમઝાનુલ મુબારકના બરકતવંત મહિનામાં તઅલીમ જેવા જરૂરી અને બુન્યાદી કામથી છુટ્ટી એક બીજા મહાન કામ તરફ આપણું ધ્યાન દોરવવા માટે છે. એટલે કે આપણી રૂહાની અને આધ્યાત્મિક જરૂરત અર્થાત્ આપણા અખ્લાક અને આમાલને સૌંદર્યવાન તથા રોનકવાળા બનાવવા માટેની સોનેરી તક અર્પણ કરવા માટે છે. જેથી વર્ષભરની ઈલ્મી દુન્યામાં મશ્ગુલિયતને લઈ આપણા બાતિનની સુધારણામાં થોડી ઉણપ રહી ગઈ હોય તો તે પણ દૂર થઈ જાય. જેના વિષે કુર્આન શરીફમાં આપ (સલ.)ને ફરમાવવામાં આવ્યું છે કે, "ફરી જ્યારે આપ (પ્રસાર કાર્યથી) પરવારી જાવ તો ખાસ બંદગીમાં મેહનત કર્યા કરો, અને પોતાના પરવરદિગાર તરફ જ દિલ લગાડી દો." *(સૂરએ ઇન્શિરાહ : ૭/૮)*

માટે આવતા વર્ષની તઅલીમ માટે હમારા ઉલમાએ કિરામ તથા તાલિબે ઈલ્મોએ પોતાની છુટ્ટીના સમયમાં પણ વાંચન અને તક્વાવાળી ઝિંદગી ગુઝારવામાં વધારે સમય ફાળવવો જોઈએ. વાર્ષિક જલ્સાઓની તકરીરો-મુકાલમા અને બહારથી પધારનાર માનવંત આલિમો-બુઝુર્ગોના બયાનો પણ એ જ દર્શાવે છે કે મદ્રસાને કદી પણ છુટ્ટી મળી શકતી નથી. મિશ્કાત શરીફના સંપાદક શૈખ વલીયુદ્દીન ખતીબ તબરેઝી (રહ.) પોતાની કિતાબના છેવટમાં લખે છે કે રમઝાનુલ મુબારકમાં જુમ્આના રોજ ઈદનો ચાંદ જોવાના સમયે આ કિતાબ પૂરી કરી રહયો છું. આ સમય આપણા માટે ઘણો સૂચક છે કે, આપણા બુઝુર્ગોએ રમઝાન, જુમ્આ, ઈદ અને દિવસ-રાતની પરવા કર્યા વગર ઈલ્મનું કામ આગળ ધપાવ્યું છે. આ પ્રમાણે સેંકડો ઉલમાએ કિરામ, મુહદ્દીષીન, ફૂકહાએ કિરામ વગેરે અકાબિર બુઝુર્ગોનું જીવન આપણા સમક્ષ છે કે તેમણે ઇલ્મ માટે પોતાનું બધું જ નિછાવર કરી

દીધું. હાલમાં પણ ઘણાં બધા ઉલમાએ કિરામ અને અસાતિઝહ નમૂના રૂપે મૌજૂદ છે. જેમણે ઇલ્મના પાછળ પોતાની તંદુરસ્તી અને સ્વસ્થ્યની પણ પરવા નથી કરી.

## મદ્રસાઓ : વર્તમાન સમયની મહત્વપૂર્ણ જરૂરિયાત

મદ્રસાઓ મુસ્લિમોની શૈક્ષણિક વ્યવસ્થાનું અભિન્ન અંગ છે, એ વાતમાં શંકાને કોઈ સ્થાન નથી. મુસ્લિમો પ્રત્યેક કાળમાં તેમાં રસ લેતા રહયા છે. અને તેની પ્રગતિ માટે પ્રયત્નશીલ રહયા છે. હાલની વિશેષતા એ છે કે મુસ્લિમો સહિત હવે સરકારને પણ મદ્રસાઓમાં રસ જાગ્યો છે ! અને તે તેને પ્રગતિના પંથે લઈ જવા માટે યોજનાઓ બનાવી રહી છે. સૂચિત કેન્દ્રીય મદ્રસા બોર્ડ એનો તાજો દાખલો છે.

કારણ વગર કોઈની નિય્યત પર શંકા કરવી કાંઈ સારી વાત નથી, બલ્કે એ ખુશીની વાત છે કે સરકારને પણ મદ્રસાઓની પ્રગતિની ચિંતા છે. અને તે એમ ઈચ્છે છે કે મદ્રસાઓ પણ આધુનિક તકાદાઓ પૂર્ણ કરે.

પરંતુ પ્રશ્ન એ છે કે મુસ્લિમોની શૈક્ષણિક પ્રગતિનું મૂળ કાર્યક્ષેત્ર મદ્રસાઓ છે ? જો સરકાર સાચે જ મુસ્લિમોમાં શિક્ષણના પ્રસાર બાબતે ગંભીર હોય તો તેનું મૂળ કાર્ય એ છે કે મુસ્લિમોના તે વિસ્તારોમાં સ્કૂલો, કોલેજો શરૂ કરવામાં આવે, જ્યાં સ્કૂલ-કોલેજ નથી. કારણ કે સચ્ચર કમિટિના રિપોર્ટ અનુસાર મદ્રસાઓમાં તો મુસ્લિમોના માત્ર ૪% બાળકો ભણે છે. બીજા ૯૬% બાળકો કયાં તો વિદ્યાર્થીઓથી ઉભરાતી મુસ્લિમ સંસ્થાઓમાં ભણે છે, અથવા નજીકની બિનમુસ્લિમ સંસ્થાઓમાં ભણે છે. કેટલાક વળી મહાનગરપાલિકા સંચાલિક સ્કૂલોમાં ભણે છે, તો કોઈકને ક્યાંય ચાન્સ ન મળતાં સ્કૂલે જવાનું સૌભાગ્ય જ પ્રાપ્ત નથી થતું.

વાસ્તવમાં તો સરકારે લઘુમતિ શૈક્ષણિક સંસ્થાઓને સરકારી મદદ મળતી રહે, એવી કંઈક વ્યવસ્થા કરવી જોઈએ. જેના માટે સંચાલકોએ ઘણા પાપડ વણવાં પડે છે !....

બદલાતા સમય મુજબ મદ્રસાઓના અભ્યાસક્રમમાં પરિવર્તનની

આવશ્યકતા દરેક કાળમાં મહેસૂસ થતી રહી છે. તેના માટે ઘણા બધા મદ્રસા સંચાલકો વિચારતા પણ રહે છે. આ સંદર્ભે બે પ્રકારના મદ્રસાઓ જોવા મળે છે. અમુક મદ્રસાઓના અભ્યાસક્રમમાં કાયદેસર વિજ્ઞાન સહિત બીજા આધુનિક વિષયોનો સમાવેશ કરી દેવામાં આવ્યો છે. અને બીજા કેટલાક મદ્રસાઓમાં ટેકનિકલ તથા ઔદ્યોગિક શિક્ષણ માટે અલગ વિભાગો ઉભા કરી દેવામાં આવ્યા છે. એમાં શંકા નથી કે, વિજ્ઞાન અને ટેકનોલોજીની બજાર કિંમત રોજબરોજ વધતી જઈ રહી છે.

તે છતાં પ્રશ્ન એ છે કે, શું વિજ્ઞાન-ટેકનોલોજીના વિશેષજ્ઞો પેદા કરવા માટેનું મૂળ સ્ત્રોત મદ્રસાઓ છે કે, આધુનિક શિક્ષણ સંસ્થાઓ (કોલેજ અને યુનિવર્સિટી) ? બીજો પ્રશ્ન એ છે કે, આ મદ્રસાઓ સ્થાપવા માટેનો મૂળ મકસદ શું છે ? શું મદ્રસાઓના અભ્યાસક્રમ પર આધુનિક શિક્ષણનો બોજ લાદી દીધા પછી મદ્રસાઓ પોતાનો મૂળ હેતુ સિધ્ધ કરી શકશે ?

જે મદ્રસાઓમાં આધુનિક વિષયો શામેલ કરવામાં આવ્યા છે, ત્યાંના વિદ્યાર્થીઓનું મુખ્ય વિષયો (અરબી ભાષા, સાહિત્ય, તફસીર, હદીષ અને ફિકહ) સબંધી શિક્ષણ કેટલું પ્રભાવિત થયું કે, જે તે આધુનિક વિષયમાં તેણે કેટલી-કેવી નિપૂણતા મેળવી એ પણ સંશોધનનો વિષય છે !

એક સમસ્યા એ પણ છે કે આજે ઉમ્મતની ખરાબ સ્થિતિ જોતાં તેને કોની વધારે જરૂર છે ? આલિમોની કે વૈજ્ઞાનિકોની ? મારી અનુભૂતિ એ છે કે, આલિમોની વધારે જરૂર છે. કારણ કે ભૌતિકવાદી વલણના પ્રભાવના કારણે ઇસ્લામી વિદ્વાનોની જરૂરત ઓર વધી ગઈ છે. જેઓ કુર્આન શરીફ-હદીષ શરીફના હવાલાથી ઇસ્લામને સારી રીતે અભિવ્યક્ત કરી શકે. અને વિવિધ ક્ષેત્રે મુસ્લિમોને માર્ગદર્શન પુરૂ પાડતા રહે. તેમજ પશ્ચિમના વૈચારિક હુમલાને ખાળી શકે. તથા આધુનિક વિચાર ધરાવનારના મનમાં ઉઠતા પ્રશ્નો, શંકા-કુશંકાનું સમાધાન કરી શકે.

મુસ્લિમોના સામાજિક, પારિવારિક જીવનમાં નવી નવી સમસ્યાઓ ઉભી થતી રહે છે. તેના ઉકેલ માટે એવા વિદ્વાનોની જરૂર હોય છે, જેઓ

કુર્આન-હદીષને તથા ઇસ્લામી કાનૂનને ઝિણવટપૂર્વક જાણતા હોય. નજીકના ભૂતકાળમાં ઉતાવળમાં જે ફતવાઓ આપવામાં આવ્યા, તેના કારણે જે ગૂંચવાડો ઉત્પન્ન થયો. અને તેને લઈ શરીઅત પર જે ટીકા કરવામાં આવી. એ હકીકતને ધ્યાનમાં લઈને જુઓ તો હવે ઇસ્લામી કાનૂન (ફિકહ)ના વિશેષજ્ઞોની જરૂરત ઓર વધી ગઈ છે. એવા વિશેષજ્ઞો, જેઓ કાનૂની દિર્ઘદ્રષ્ટિનો પુરાવો આપી જે તે મામલાનો ઉકેલ દર્શાવે. દેખીતી વાત છે કે એ ત્યારે જ શકય છે, જ્યારે મદ્રસાઓમાં ઇસ્લામના બુનિયાદી-પાયારૂપ વિષયોના શિક્ષણને ઓર વધારે સુદઢ કરવામાં આવે. બલ્કે તેના સ્પેશ્ય-લાઈઝેશન-તખસ્સુસની વ્યવસ્થા કરવામાં આવે.

વિજ્ઞાન તથા ટેકનોલોજી ક્ષેત્રે લોકોની દિલચસ્પી વધતી જઈ રહી છે. પરિણામે દીની તઅલીમથી દિલચસ્પી ઓછી થતી જઈ રહી છે. આ સ્થિતિનો તકાદો એ છે કે મદ્રસાની વ્યવસ્થાને ઓર મજબૂત કરવામાં આવે. મદ્રસાઓથી મુસલમાનોની ફક્ત શૈક્ષણિક જરૂરિયાત પુરી નથી થતી, બલ્કે ઘણી બધી સામાજિક-સાંસ્કૃતિક જરૂરિયાતો પણ તેનાથી સંતોષાય છે. એમાં કોઈ શંકા નથી કે ઇસ્લામના મંડન તથા ઇસ્લામ વિરોધી વિચારધારાના ખંડનની જવાબદારી મદ્રસા સબંધિત વિદ્વાનોના શીરે છે. આ સ્થિતિમાં મદ્રસાના મૂળભૂત શિક્ષણને નબળુ પાડવાની પેરવી કરવી ઉપરોક્ત સંસ્થા-ઓના મૂળભૂત હેતુઓ સાથે અન્યાય કરવા જેવું છે. જે કોઈ પણ હિસાબથી ઉમ્મતના ફાયદામાં નહીં હશે.

**આધુનિક શિક્ષણ મુસ્લિમોએ જરૂર લેવું જોઈએ, પરંતુ તે આધુનિક શિક્ષણ સંસ્થાઓમાં જઈને લેવું જોઈએ. તેના માટે મદ્રસાઓને પ્રયોગશાળા બનાવવાની જરૂર નથી.** જરૂરત તો એ વાતની છે કે, કુર્આનો હદીષ સબંધી શિક્ષણ પર વિશેષ ધ્યાન આપવામાં આવે.

વાસ્તવમાં તો આજે મુસ્લિમોને સૌથી વધારે જરૂર દીન શીખનારા તથા શિખવાડનારાઓની છે. ખાસ કરીને કુર્આન શરીફ સમજનારા તથા સમજાવનારાની જરૂર છે.

હાલમાં મદ્રસાઓના આધુનિકરણ (Modernisation)ની માંગ સતત વધી રહી છે. તેમના માથે જવાબદારી નાંખવામાં આવી રહી છે, તેઓ એવા વિદ્વાનો સર્જે, જે એક બાજુ દીની ઈલ્મના પણ માહેર હોય અને દુન્યવી ઈલ્મમાં પણ નિપૂણ હોય. તેના માટે લેખો, પુસ્તકો લખાયા છે તથા અનેક સંમેલનો ભરાય ચૂકયા છે.

બીજી બાજુ તેમની ઉપર આતંકવાદ, મૂળભૂતવાદ, રૂઢિવાદનો આરોપ લાગે છે. મુખ્ય પ્રવાહથી દૂર લઈ જવાનો પણ આક્ષેપ લાગે છે. આ સ્થિતિમાં ઓર વધારે જરૂરી થઈ ગયું છે કે મદ્રસાઓ પોતાની મૂળભૂત વિશેષતાઓ સાચવવાની કોશિશ કરે. અને કોઈ એવા પરિવર્તનને ન સ્વીકારે, જે તેમના બુનિયાદી મકસદ સાથે મેળ ન ખાતો હોય.

અહીં પ્રશ્ન એ છે કે શું મદ્રસાને આધુનિક શિક્ષણ તથા પ્રચલિત ભાષા-ઓથી તદ્દન અળગા રાખવા જોઈએ ? જવાબ એ છે કે, આમ કરવું મદ્રસા-ઓના ફાયદામાં નહીં રહેશે. એટલા માટે કે મદ્રસો પણ સમાજનું એક અંગ છે. અને તે તેના તકાદાઓથી અલિપ્ત નહીં રહી શકે. આધુનિક શિક્ષણ કે ઈતર ભાષાઓનું શિક્ષણ મદ્રસામાં એટલી હદે જ દાખલ કરવામાં આવવું જોઈએ કે જેના કારણે મદ્રસાના મૂળભૂત વિષયોની તઅલીમ પ્રભાવિત ન થાય. આ બહુ ગૂંચવાયેલી સમસ્યા છે. જેનો ઉકેલ સરળ નથી.

લખનાર નાચીઝના મંતવ્ય મુજબ ઈતિહાસ, જનરલ નોલેજ, સમાજ-વિદ્યા અને અર્થશાસ્ત્રના વિષયો આવશ્યક હદ સુધી સમાવવા જોઈએ. અંગ્રેજી શીખવવા બાબતે બેમત હોય જ ન શકે. હિંદી તથા સ્થાનિક ભાષાઓ (દા.ત. ગુજરાતી) શીખવવી પણ જરૂરી છે. જેથી આપણાં આલિમો આંતરરાષ્ટ્રીય, રાષ્ટ્રીય તથા પ્રાદેશિ ભાષામાં પોતાના વિચારો અભિવ્યક્ત કરી શકે.

સરકાર એક દ્રષ્ટિકોણથી મદ્રસાઓ સાથે શુભેચ્છા દર્શાવી શકે છે. સરકારે મદ્રસા બાબતે પોતાની નકારાત્મક માનસિકતા ત્યજવી જોઈએ. પ્રજાના મનમાંથી પણ આ છબી ભૂંસવાની જરૂર છે. મદ્રસાઓને આતંક-

વાદના ઉછેર કેન્દ્રો તરીકે જે રીતે રજૂ કરવામાં આવે છે, ઓછામાં ઓછું સરકારી રાહે તે બંધ થાય. આ અપપ્રચારના આધારે પોલીસ તથા વહીવટી અધિકારીઓ મદ્રસાઓ કે સબંધિત વ્યક્તિઓ વિરૂદ્ધ અકારણ પગલાં લેવાની પરવાનગી માંગે તો તેમને આમ કરતાં રોકવામાં આવે. વિચારવંત લોકોએ જાણી લેવું જોઈએ કે આ મદ્રસાઓ માત્ર મુસ્લિમોની નહીં, સમગ્ર રાષ્ટ્રની પૂંજી છે. દક્ષિણ ભારતમાં પ્રારંભિક સ્તરના મદ્રસાઓના પાયા આઠમી ઈ.સ.માં પડયા. જ્યારે અહીં મુસ્લિમ સામ્રાજ્યનું નામનિશાન ન હતું. પછી મુસ્લિમ શાસનકાળ દરમિયાન (૧૩મીથી ૧૮મી ઈ.સ. દરમિયાન) આ દેશના ખૂણેખૂણામાં મદ્રસાઓ અસ્તિત્વમાં આવી ગયા. અહીં તેની વિગતો સ્થળ સંકોચવશ આપી શકાય એમ નથી. કહેવાનો આશય એ છે કે એ વિચાર, જેને વારંવાર દોહરાવવામાં આવે છે કે, આ દેશમાં મદ્રસાઓની સ્થાપના ૧૮૫૭ પછી થઈ, ખોટો છે.

શું એ સમાજસેવા નથી કે, મદ્રસાઓ મફત અથવા નજીવી ફીમાં ઉચ્ચ શિક્ષણ આપી રહયા છે ? આજનું સેક્યુલર શિક્ષણ કેટલું મોંઘુ થઈ ગયું છે, તે જુઓ ! તેમજ મદ્રસાઓ સુશીલ નાગરિક સર્જી રહયા છે. થોડા ઘણાં ઉછાછળા પરિબળો કઈ શિક્ષણ સંસ્થામાં નથી હોતા ? શું જવાબદાર નાગરિકોનું સર્જન દેશસેવા નથી ? એટલે એ વાત દેશહિતમાં લેખાશે કે સરકાર તથા દેશબાંધવો મદ્રસાઓ વિશે હકારાત્મક વલણ અપનાવે તથા તેમને બદનામ કરવાની કે તેમની પાયાની વિશેષતાઓને હાનિ પહોંચાડ-વાની કોશિશ ન કરે.

સરકારે એ જાણી લેવું જોઈએ કે દેશના મોટા મોટા મદ્રસાઓ કોઈ એવી યોજના નહીં સ્વીકારે, જેનાથી તેમની સ્વતંત્રતા જોખમાતી હોય. **એટલે કેન્દ્ર કે રાજ્ય તરફથી આવું કોઈ સૂચન જ ન થાય એ બેહતર લેખાશે.** ઉપરોક્ત સંસ્થાઓની પ્રગતિ માટે આ સિવાય બીજા પણ રસ્તાઓ છે.

વાસ્તવમાં સચ્ચર કમિટીની ભલામણોના કારણે સરકાર પર મુસ્લિમ સમાજની એટલી બધી જવાબદારીઓ આવી ગઈ છે કે સરકાર જો પ્રમાણિક

-પણે તેને અદા કરવા માંડે તો તેને મદ્રસાઓ તરફ નજર ઉઠાવી જોવાની પણ ફુરસદ નહીં મળે. આજની તારીખે જો સાચે જ કોઈ મુસ્લિમો પ્રત્યે શુભેચ્છા ધરાવતો હોય તો તેણે સચ્ચર કમિટીની ભલામણો પર અમલ કરવો જોઈએ. તેમાં માત્ર મુસલમાનોનો જ નહીં, દેશનો પણ ફાયદો થશે. અલ્લાહપાક બધાને સમજ આપે, આમીન !

## જ્યારે ભારતની ભૂમિ પૂર્વગ્રહથી ખાલી હતી

સિત્તેર વર્ષ પહેલાનું ભારત આજના ભારતથી કેટલું અલગ હતું, તેનો અંદાજો મેળવવા માટે અત્રે અમે મૌલાના શિબ્લી નુઅમાની (રહ.)નું એક લખાણ નોંધી રહયા છે. જે તેમણે ૧૯૦૯માં લખ્યું હતું :

આ ઘટના આશ્ચર્યથી સાંભળવામાં આવે કે કોલ્હાપુર રાજ્યે, (જે એક હિંદુ રાજ્ય છે) એક મુસ્લિમ વિદ્યાર્થીને પોતાના ખર્ચે નદવતુલ ઉલમા લખનૌ દારૂલ ઉલૂમમાં એટલા માટે મોકલ્યો કે તે ત્યાં ધાર્મિક શિક્ષણ મેળવે. મજકૂર રાજ્યના શિક્ષણ અધિકારી કુંજલાલ સાહબ દીવાલી (એમ.એ.)નો જે પત્ર આ વિશે અમારી પાસે આવ્યો છે, તેનો એક અંશ આ મુજબ છે : કેટલાક દિવસો પહેલા આપનો ગૌરવપૂર્ણ પત્ર મળ્યો. મોકો જોઈ તે મહારાજાની સેવામાં રજૂ કરવામાં આવ્યો. મહારાજા તે પત્ર સાંભળી બહુ ખુશ થયા અને ફરમાવ્યું કે "તે વિદ્યાર્થીને ત્યાં રવાના કરવામાં આવે." આશા છે કે આ યુવાન તમારા દારૂલ ઉલૂમથી જ્ઞાનનો એટલો ભંડાર લઈને પાછો આવે કે કાલે આસપાસના મુસ્લિમો તેના પર ગર્વ કરે.

હાલમાં આ વાત કેટલી વિચિત્ર લાગે છે. પરંતુ તૈમૂરવંશી મુસ્લિમ રાજાઓએ દેશના અન્યધર્મીઓ સાથે કરેલા ભેદભાવ વગરના વહેવારની બચી ગયેલી યાદગાર છે. તૈમૂરવંશીઓએ શું કર્યું ? આ પ્રશ્નનો ઉત્તર પાછલા ઈતિહાસોએ વારંવાર આપ્યો, પરંતુ વિરોધીઓને સંતોષ ન થયો. એટલે તેમણે જીવંત ઉદાહરણો તરફ નજર કરવી જોઈએ. તેમણે હૈદરાબાદ જવું જોઈએ. જ્યારે વર્ષે ૩ લાખ રૂપિયા શિવાલયો, મંદિરોના બાંધકામ કે મરામતમાં ખર્ચ કરવામાં આવે છે. મેં પોતે મારા હૈદરાબાદ રોકાણ

દરમિયાન જોયું કે એક ગામડાના હિંદુએ અરજી (દરખાસ્ત) કરી કે અમારી આજુબાજુ કોઈ શિવાલય નથી કે અમે પૂંજા કરી શકીએ. આના પ્રત્યુત્તરરૂપે રાજ્ય તરફથી તે હિંદુને છ હજાર રૂપિયા આપ્યા. *(આ તે સમયની વાત છે, જ્યારે હૈદરાબાદ મુસ્લિમ રાજ્ય હતું.)*

ગયા (બિહાર) ખાતે બૌધ્ધમતનું સૌથી મોટું મંદિર છે. તેની પાસે આજે પણ તૈમૂરી રાજાઓના તેર (૧૩) ફરમાનો છે. *(મેં પોતે જઈને જોયા છે.)* જેમાં યાત્રીઓ તથા પૂજારીઓના ખર્ચા માટે જમીનો, જાગીરો આપવામાં આવી છે. પત્યાલા રાજ્ય એક શીખ રાજ્ય છે. મેં પોતે ત્યાં જઈ જાણકારી મેળવી કે કોઈ મસ્જિદ બાંધવામાં આવે છે, તો રાજ્ય તરફથી એક નિર્ધારિત રકમ આ કાર્ય માટે મળે છે. અને આ સિરસ્તો ઘણી મુદતથી ચાલ્યો આવે છે. *(અન્નદવહ્ : જુલાઈ, ૧૯૦૯)*

## શિક્ષણ વિના માનવી અધૂરો છે

માનવી શિક્ષણ વિના વ્યક્તિગત પ્રતિભાને સમજવાથી અજાણ રહે છે, અને તેનામાં શિક્ષણનો અભાવ હોવાથી તેનો માનસિક વિકાસ મંદ પડી જાય છે. તેનું મન ડર, ભય અને લઘુતાગ્રંથીનો શિકાર બની જાય છે. એવી વ્યક્તિ ઝઘડો-ટંટો, ગુસ્સો, નફરત, બદલો અને જવાબી કાર્યવાહી કરવાથી પણ અટકતી નથી. આવી સ્થિતિમાં માનવી પોતાનામાં કંઈક ખૂંટે છે એવી ભાવનાને ગળે વળગાડવા મજબૂર થઈ જાય છે. જેના કારણે તેની પ્રતિભા ઝાંખી પડે છે. આપણે જો આવી પરિસ્થિતિનું અત્યંત ગંભીરતાપૂર્વક અવલોકન કરીએ તો આપણને માનવજીવન ભારે વ્યથાપૂર્ણ નજરે પડશે. આ કારણે જ ખાત્રીપૂર્વક કહી શકાય છે કે, ઈલ્મ અર્થાત્ વિદ્યા માનવજીવન અને અન્ય કેટલીય બાબતોમાં તેને સર્વાંગી લાભદાયક છે. માનવીની અજ્ઞાનતાનું જાણકારીનું માપદંડ તેનો ઈલ્મ છે. કોઈકે કહ્યું છે કે, મારૂં જ્ઞાન ત્યાં સુધી પહોંચ્યું કે હું કાંઈ જાણતો નથી. જેટલા પ્રમાણમાં વિદ્યા પ્રાપ્ત થશે, તેટલા જ પ્રમાણમાં તે પોતાની અજ્ઞાનતાથી માહિતગાર થશે. ઈલ્મ કહો કે વિદ્યા, નિરાશાના અંધકારથી દૂર કરી ઉમ્મીદના રાજમાર્ગ ઉપર

આગળ વધવાનો ઉત્સાહ અને પ્રેરણા આપે છે. તેના દ્વારા આસપાસની પરિસ્થિતિ, જમાનાના ઉતાર-ચઢાવ, જીવનના વ્યક્તિગત અને સામૂહિક અનુભવો અને હકીકતો તેમજ સત્યોને તર્કપૂર્ણ અંદાજમાં સમજવાની શક્તિ પેદા થાય છે. શિક્ષણ ભાવિ પેઢી માટે વારસો છે અને તેનાથી જ નવી પેઢીના યુવાનોને માર્ગ તલાશ કરવાનો હોય છે. માનવીને ખુદાએ પ્રગતિ કરવાની આવડત, કાબેલિયત તેમજ સલાહિય્યતથી નવાજ્યો છે, તેણે માનવીમાં પ્રેરણાશક્તિ મૂકી છે. તેને વિચારવાની અને જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છા એટલા માટે આપી છે કે, એ પોતાની બુધ્ધિ તેમજ વિવેકશક્તિથી તેની નિશાનીઓમાં ચિંતન-મનન કરે અને ઈબાદતે ખુદાવંદીનો સ્વિકાર કરે. જ્યાંથી મળે ત્યાંથી વિદ્યા હાસિલ કરે એ વાત પર ભાર મૂક્યો છે. કેમકે માનવીની સમસ્ત માનસિક ગુમરાહીઓનું કેન્દ્ર અજ્ઞાનતા છે. કુર્આને કરીમમાં સર્વપ્રથમ ‘સૂરએ ઈકરા’ નાઝિલ થઈ. જેનો અર્થ થાય છે : ‘પઢો.’ કુર્આન એ આકાશી કિતાબ છે, અને એ હૈરતઅંગેજ વિદ્યાઓનો ભંડાર છે. આ ઈલ્મની રોશનીમાં જે તેનો અભ્યાસ કરે છે, તે માનસિક રીતે પ્રભાવિત થાય છે. આ કારણે જ ઈલ્મની અગત્યતાને સમજીને મુસલમાનોને ઈલ્મ પ્રાપ્તિની તાકીદ ફરમાવવામાં આવી છે. કુર્આને પાકમાં ઈમાન માટે નૂર અર્થાત્ પ્રકાશ અને કુફ્ર માટે ઝુલ્મ અર્થાત્ અંધકારની ઉપમાઓ આપવામાં આવી છે. એનું કારણ એ જ છે કે ઈલ્મ વહેમીપણાં અને અજ્ઞાનતાથી રોકે છે. ઈલ્મના સહારે માનવી સમજદાર, ચિંતક, બુદ્ધિશાળી અને ડહાપણવાળો બની જાય છે. એટલા માટે જ તેની શોધ (તેને મેળવવાની ઝંખના) ઈબાદત છે. તેના પર ચિંતન, તેનો ઉંડો અભ્યાસ તેમજ વિચાર-વિમર્શ એ તસ્બીહ છે. ઈલ્મની પ્રાપ્તિ માટે મહેનત અને તેની તલાશ જિહાદ છે.

આ રોશનીમાં ઈલ્મ પ્રાપ્તિની તાકીદે અરબો ઉપર ભારે અસર કરી. પુરાણયુગમાં અરબોમાં ઈલ્મ પ્રાપ્તિનો શોખ એટલા દરજ્જે વધી ગયો હતો કે, કોઈ પણ ચીઝ તેમના ઈલ્મ પ્રાપ્તિના માર્ગમાં અંતરાયરૂપ ન બની શકી. એ તે કૌમ હતી, જેણે પોતાના સમયમાં એ વિદ્યા પ્રાપ્ત કરી, જેનાથી યુરોપે પણ લાભ ઉઠાવ્યો. એ કૌમે ઈલ્મ હાસિલ કરીને એવા કામો કર્યા,

જેના સ્મારકો અને યાદગારો આપણને મંત્રમુગ્ધ કરી દે છે, આશ્ચર્યમાં નાંખી દે છે. તેમના વિચારો, ભાવનાઓ અને ચિંતન-મનન પશ્ચિમથી અત્યંત શ્રેષ્ઠ અને ઉચ્ચ હતા. તેમણે પોતાની ઈલ્મી અને સંશોધનાત્મક ખૂબીઓના સહારે પડતીના આરે ઉભેલી કૌમોને શણગારી-સજાવી અને સમયના હેરફેરના પ્રવાહથી બહાર કાઢી એક જુદા જ વળાંક પર લાવી ઉભી કરી દીધી. અરબોએ ઈલ્મ પ્રાપ્ત કરી દુનિયાને ઈન્સાની તહઝીબ અને સંસ્કૃતિ ભેટ ધરી. તેમણે યુનાની અને સામી ભાષાની કિતાબોના ભાષાંતરો કર્યા. બગદાદ અને કેરોમાં આંતરરાષ્ટ્રીય કક્ષાની યુનિવર્સિટી-ઓની સ્થાપના કરી.

## કૌમોની ચડતી-પડતીમાં જ્ઞાન-વિજ્ઞાનની ભૂમિકા

માનવીનું ભાગ્ય ઇલ્મ સાથે જોડાયેલુ છે. અલ્લાહપાકે દીન-દુનિયાની સફળતાનો આધાર જ્ઞાન પર રાખ્યો છે. એ જ કારણે હઝ. આદમ અલયહિ-સ્સલામને પોતાની પહેચાન-મઅરિફત સહિત ઇલ્મુલઅસ્મા-જગતના જ્ઞાનથી પણ સુસજ્જ કર્યા. જે કૌમ પણ જગતની હકીકત તથા તેના ઉપયોગની પધ્ધતિથી વધારે માહિતગાર હશે, દુન્યવી સત્તા તેમને સુપ્રદ કરવામાં આવશે. આ ખુદાનો નિયમ ચાલ્યો આવે છે. દુન્યવી વ્યવસ્થાને સારી પેઠે ચલાવવા માટે હઝરત ઉમર (રદી.)એ મુસ્લિમ ઇતિહાસમાં સર્વપ્રથમ અનેક બાબતો અપનાવી, તેમજ હઝરત ઉષ્માન (રદી.)એ તત્કાલીન ટેકનોલોજીમાં આગળ વધી જળસેના બનાવી.

ખિલાફતે રાશિદહ્ના દૌર પછી એંશી વર્ષીય ઉમવી કાળમાં મુસ્લિમો આફ્રિકા, મધ્ય એશિયા, યુરોપના વિજયો સહિત તે કાળની તમામ વૈજ્ઞાનિક વિદ્યાઓ-કળાઓમાં અન્યોથી આગળ હતા.

મુસ્લિમકાળમાં કૈરો, ટોલિડો, કાર્દોબા તે વિદ્યાઓના કેન્દ્ર બની ગયા. વિશ્વના ખૂણેખૂણેથી પુસ્તકો ત્યાં પહોંચવા લાગ્યા. મુસ્લિમોએ તે પુસ્તકોના માત્ર ભાષાંતર જ નહીં તેમને સુગ્રાહ્ય પણ બનાવ્યા. તે વિદ્યાઓ પ્રાથમિક તબક્કામાં હતી, તેનો મુસ્લિમોએ વિકાસ કર્યો. વિશ્વ ઇતિહાસમાં

મુસ્લિમોથી પહેલાં કોઈ કૌમ સાથે માનવજાતના તમામ જ્ઞાન રત્નો કોઈ એક ખજાનામાં એકઠા કરવાની ગર્વપૂર્ણ ઘટના બની ન હતી. પશ્ચિમની સરહદો પર આ વિદ્યાઓના બે મોટા કેન્દ્રો હતા. એક કાર્દોબા, બીજુ સિસિલી. આ કેન્દ્રોથી યુરોપમાં જ્ઞાનની પ્રાણદાયી મહેંક પહોંચવા લાગી. યાદ રહે કે સિસિલી શરૂમાં ત્રીજી સદી હિજરીથી પાંચમી સદી હિજરી સુધી મુસ્લિમોના શાસન તળે રહયું. એટલે યુરોપમાં સૌથી વધારે જ્ઞાનવિજ્ઞાન સિસિલી દ્વારા પહોંચ્યું. ત્યાર પછી સ્પેન ખાતે હજારો વર્ષના માનવીય પ્રયોગો અને વૈજ્ઞાનિક વિદ્યાઓને આગળ ધપાવવા માટે અગણિત મહા-શાળાઓ (યુનિવર્સિટીઝ), પ્રયોગશાળાઓ અને વેધશાળાઓ સ્થપાઈ. જે જ્ઞાનમાં અસીમ વૃધ્ધિનું કારણ બની. લગભગ છ સૈકાઓ સુધી મુસ્લિમો જ્ઞાન-વિજ્ઞાનની બાબતમાં અન્ય કૌમોથી આગળ રહયા.

જ્યારે સ્પેન જ્ઞાન-વિજ્ઞાનથી ઝગમગી રહ્યું હતું ત્યારે યુરોપ અજ્ઞાન તથા અસભ્યતાના અંધકારયુગમાં સબડી રહયો હતો, પરંતુ છ સૈકાઓ પછી મુસ્લિમોની અંદર અંદરની લડાઈ, ખાસ કરીને યમન તથા હિજાઝ-વાસીઓ વચ્ચે આંતરિક યુધ્ધના કારણે સ્પેનની વૈજ્ઞાનિક પ્રગતિમાં અવરોધ ઉભો થયો.

સ્પેનની તબાહીની સાથોસાથ તાતારીઓ દ્વારા ઇસ્લામી વિશ્વનું પાટનગર બગદાદનું પતન થયું. અને તેના કારણે વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓ મંદ પડી. જો કે ત્યાર પછી તાતારીઓએ ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો અને કોન્સટ નટિનોપલ જેવુ પુર્વીય ખ્રિસ્તી પાટનગર જીતી લીધુ. પરંતુ તાતારીઓ આરબોના પ્રયોગસિધ્ધ તથા વૈજ્ઞાનિક વિદ્યાઓના વારસ નહીં બની શકયા.

જ્યાં સુધી તુર્કો અને પૂર્વીય રોમન (બાયઝન્ટાઇન) સામ્રાજ્ય વચ્ચે યુધ્ધ ચાલ્યુ ત્યાં સુધી પશ્ચિમી રોમન સામ્રાજ્ય (પૂર્વીય ઇસ્લામિય્યત સાથે સખત રૂષના કારણે) મૂક પ્રેક્ષક બની રહયું. પરંતુ જ્યારે તુર્ક સેનાઓએ પૂર્વીય વિસ્તારો જીતવા માંડયા, તો પશ્ચિમી રોમન સામ્રાજ્ય અને વેટિકનના પોપ તથા પાદરીઓના પેટમાં તેલ રેડાયુ અને તેમણે મુસ્લિમોના સંપૂર્ણપણે ખાત્મા માટે કુસેડમાં પોતાની સમગ્ર શકિત લગાવી દીધી. જો કે સ્પેન તથા

બગદાદના પતન પછી જ્ઞાન-વિજ્ઞાનનો દુર્ગતિકાળ શરૂ થઈ ચુકયો હતો. પરંતુ હજુય મુસ્લિમ જગત જ્ઞાનની બાબતમાં યુરોપથી તો આગળ જ હતું. યુરોપ ક્રુસેડમાં કારમો પરાજય મેળવ્યો. આ યુધ્ધોમાં યુરોપે મુસ્લિમોની વૈજ્ઞાનિક સિધ્ધી જોઈ લીધી હતી. એટલે પરાજયના કારણો વિશે વિચારવા માટે તથા મુસ્લિમોના નિકંદન માટે કોઈ નવી યુકિતની શોધમાં યુરોપના રાજકીય-ધાર્મિક વર્ગે સાથે બેસી મશવેરો કર્યો.

તેરમી સદીમાં ફ્રાન્સના નવમા રાજાએ પોતાની વસિય્યતમાં આ કારણે જ લખ્યું કે, મુસ્લિમોથી સૈન્ય શક્તિ વડે જીતવું શક્ય નથી. એટલે તેમની સાથે વૈજ્ઞાનિક તથા અધ્યાત્મિક મોરચે લડવું જોઈએ. એ વસિયતનામું આજે પણ પેરીસમાં સુરક્ષિત છે. જેમાં ચાર મુદ્દાનો કાર્યક્રમ બતાવવામાં આવ્યો છે :

(૧) મુસ્લિમ નેતાઓમાં ફાટફૂટ પાડવી. (૨) કોઈ મક્કમ તથા સાચો આચાર-વિચાર ધરાવતા મુસ્લિમ વર્ગને સંગઠિત થવા ન દેવો. (૩) મુસ્લિમ સમાજને નિર્લજ્જતા, નૈતિક અફરાતફરી તથા રિશ્વત દ્વારા ખોખરો કરી નાંખવો. (૪) ગાઝાથી ઈન્તાકિયા સુધી વિશાળ તથા સંગઠિત યુરોપિયન સામ્રાજ્યની સ્થાપના કરવી.

ઉપરોક્ત વસિયતના આધારે શસ્ત્રના બદલે શાસ્ત્ર (વૈચારિક રીતે) વડે યુદ્ધ લડવાની વ્યૂહરચના ગોઠવવામાં આવી. આ સબંધે સૌથી મહત્વપૂર્ણ ઘટના ત્યારે ઘટી, જ્યારે યુરોપનો સૌથી મોટો વૈજ્ઞાનિક રોજર બેકન અને ટોલિડોનો આર્ક બિશપ રેમંડ લલએ રોમન પોપ (જે લગભગ સમગ્ર યુરોપનો શાસક હતો) સાથે લાંબી ચર્ચા-વિચારણા તેમજ વાદવિવાદ પછી અરબી ભાષા વડે મુસ્લિમોના જ્ઞાન-વિજ્ઞાન મેળવવાનો નિર્ણય કર્યો. પોપ શરૂમાં દ્વિધામાં હતા કે ક્યાંક અરબી ભાષા તથા જ્ઞાન શીખવાના કારણે લોકોમાં ઈસ્લામ ધર્મ તથા સંસ્કૃતિ ફેલાય ન જાય. ઘણી રકઝક પછી તેમના સ્કોલરોએ પોપને ખાતરી અપાવી કે, મુસ્લિમોના જ્ઞાન-વિજ્ઞાન પ્રાપ્ત કરવાની સાથો-સાથ અમે ઈસ્લામની છબી વિકૃત કરવાનું તથા તેની ધૃણાસ્પદ તસ્વીર બનાવવાનું કાર્ય પણ સાથો-સાથ જ કરીશું. ત્યારે પોપે એક મહાન અભિયાન

તરીકે મુસ્લિમ જ્ઞાન-વિજ્ઞાન શીખવાની અને જ્ઞાનમાં મુસ્લિમોને પાછળ ધકેલવાની પરવાનગી આપી.

૧૧મી સદીમાં આરબોથી મળનારા વૈજ્ઞાનિક વારસાએ ઉષ્માનીઓ (તુર્કો)ને એટલા સક્ષમ બનાવી દીધા હતા કે, તેઓ દુનિયાની સૌથી મોટી રાજકીય તથા સૈનિક શક્તિ (રોમન એમ્પાયર)નો મુકાબલો કરી તેને હરાવી શકે. પણ તેમની ભૂલ એ હતી કે, તેમણે માત્ર લશ્કરી તાકાત પર જ ભરોસો કર્યો, ઈલ્મી વારસાને આગળ લઈ જવા તરફ ધ્યાન ન આપ્યું. કારણ કે તુર્કોનો ભૂતકાળ સૈનિકીય હતો, ત્યાં કોઈ વૈજ્ઞાનિક પરંપરા ન હતી. તેઓએ એહસાસ ત્યારે થયો, જ્યારે બહુ મોડું થઈ ચૂક્યું હતું. એક બાજુ પશ્ચિમ જ્ઞાન-વિજ્ઞાનમાં બહુ આગળ વધી ગયું હતું, બીજી બાજુ મુસ્લિમોએ બીજાઓ પાસેથી જ્ઞાનપ્રાપ્તિની ક્ષમતા ગુમાવી દીધી હતી. જ્ઞાન-વિજ્ઞાન મેળવવા માટે વિશાળ દૃષ્ટિબિંદુ જરૂરી હોય છે.

બ્રિટનના સૌથી મોટા ઈતિહાસકાર આર્નલ્ડ ટોયન્બીએ સ્વીકાર કર્યો છે કે, યુનાન તથા રોમવાસીઓની પ્રકૃતિપૂજા (શિર્ક)ના કારણે જ્ઞાન ક્ષેત્રે સૌથી મોટું નુકસાન થયું. પ્રાકૃતિક શક્તિઓને ઉપાસ્ય (મઅ્બૂદ) બનાવી. તેના લીધે તેમના વિશે શોધ-સંશોધનનો દરવાજો બંધ થઈ ગયો. માનવજગત માટે જ્ઞાન-વિજ્ઞાનના દ્વાર કુર્આનના ક્રાંતિકારી એકેશ્વરવાદી (તૌહીદી) દૃષ્ટિકોણે ખોલ્યા. તૌહીદની ક્રાંતિકારી દૃષ્ટિબિંદુએ પ્રાકૃતિક (ફિતરી) શક્તિઓને ઉપાસ્યના સ્થાનથી ખસેડી એક સામાન્ય સર્જનની કક્ષામાં મૂકી દીધી અને માનવીને ખુદાનું સર્વશ્રેષ્ઠ સર્જન (અશરફુલ મખ્લૂકાત) તરીકે ઠરાવ્યું. આ જ વાત એન્સાયક્લોપીડિયા બ્રિટાનિકાના નિબંધ લેખકે લખી છે : “યુનાની જ્ઞાન રોમનોની બેધ્યાનીના કારણે નામશેષ થઈ ગયું હતું. યુરોપને એ જ્ઞાન આરબો તથા અરબી પુસ્તકોથી ફરી મળ્યું. આરબોએ તે જ્ઞાનમાં મહામૂલી વધારો કરી તેમને પાછું આપ્યું. આમ, યુરોપમાં વિજ્ઞાનના ઉદયનો કાળ શરૂ થયો.”

આ વાત યાદ રાખવી જોઈએ કે, યુરોપમાં આરબોના જ્ઞાન પ્રાપ્ત કરવાની તથા અરબી પુસ્તકોના ભાષાંતરની પ્રક્રિયા બહુ પહેલાં શરૂ થઈ

ગઈ હતી. આ પ્રક્રિયા સૈકાઓ સુધી જારી રહી. તેના કેન્દ્રો સ્પેન તથા સિસલી તથા બાયઝન્ટાઈન રહ્યા. આ કારણે ફ્રાંસના વિખ્યાત ઈતિહાસકાર મોસ્યોબીલાન પોતાની કિતાબ 'આરબ સંસ્કૃતિ'માં લખે છે કે, ''અરબી તથા ઇસ્લામી જ્ઞાન ક્રુસેડ (સલીબી જંગો)થી નહીં, બલ્કે તેનાથી બહુ પહેલાં સ્પેન તથા સિસલી વડે પહોંચ્યા. અલબત્ત, તેમાં ઝડપ ૧૨મી સદીમાં રોજર બેકન અને રેમંડ લલ્લના વ્યવસ્થિત આયોજન પછી આવી.''

૧૧૩૦માં ટોલિડોના આર્ક બિશપ રેમંડ લલ્લના વડપણ હેઠળ લેટિન ભાષાંતરકારોની એક સંસ્થા સ્થપાઈ. જેણે વિવિધ શાસ્ત્રો-વિદ્યાઓની અરબી કિતાબોનો લેટિનમાં અનુવાદ કર્યો. યાદ રહે કે, ૧૦૮૬માં ટોલિડોના પતન પછી તેના અલભ્ય ગ્રંથાલયો ખ્રિસ્તીઓના કબ્જામાં આવી ગયા. ખ્રિસ્તી કબ્જા પછી પણ અરબી ભાષાનું પહેલાંની જેમ ચલણ જારી રહ્યું. ટોલિડોના આર્ક બિશપ રેમંડ લલ્લે (૧૧૧૫-૧૧૨૬) એક ભાષાંતર કરતી સંસ્થા સ્થાપી. જે અરબીથી લેટિનમાં અનુવાદનું કાર્ય કરતી હતી. આ સંસ્થા લગભગ એક સદી સુધી કાર્યરત્ રહી. તેમાં મુસ્લિમો, યહૂદીઓ તથા ખ્રિસ્તીઓ બધા કામ કરતા હતા. તેના વડા એક ઈટાલિયન 'જિરાર્ડ ઑફ ક્રિમોના' હતા, જેણે ખુદ ઓછામાં ઓછા લગભગ ૭૧ અલભ્ય પુસ્તકોના અનુવાદ કર્યા. તે કાળમાં ખાસ કરીને તત્વજ્ઞાન, ગણિત તથા તબીબશાસ્ત્ર સબંધી પુસ્તકોને પશ્ચિમી ભાષામાં રૂપાંતરિત કરવામાં આવ્યા. રેમંડ લલ્લે ચર્ચને પ્રેરણા આપી કે, પૂર્વની વિદ્યાઓના વાંચનનો આધ્યાત્મિક ધર્મયુધ્ધના હથિયાર તરીકે ઉપયોગ કરવામાં આવે. આ જ કામ રોજર બેકને કર્યું.

ચર્ચને એ ભય હતો કે, ઇસ્લામનો સાંસ્કૃતિક તથા ધાર્મિક પ્રભાવ ક્યાંક પ્રસરી ન જાય. આ ડરના કારણે ચર્ચે આ જ્ઞાનને ડાર્ક એઈજ 'કાળુ જ્ઞાન'નું નામ આપ્યું.

આરબોએ અજાણી કૌમોથી જ્ઞાન પ્રાપ્ત કરવાનું કામ તે વખતે કર્યું, જ્યારે તેઓ ઇસ્લામ સ્વીકાર કરી ચૂક્યા હતા અથવા ઇસ્લામની રાજકીય છત્રછાયામાં આવી ગયા હતા. એટલે તેમાં પૂર્વગ્રહ જરા પણ ન હતો. તેનાથી વિપરીત પશ્ચિમે આરબોને પોતાના શત્રુ સમજી તેમનાથી જ્ઞાન

પ્રાપ્ત કરવાનું શરૂ કર્યું. એટલે તેઓ પૂર્વગ્રહમુક્ત રહી ન શક્યા. અને તેઓમાં ઉઠાંતરીની બદી પેદા થઈ. તેઓ મુસ્લિમ વિદ્વાનો તથા વૈજ્ઞાનિકોની શોધ-સંશોધનોને પોતાના બિશપ તથા પાદરીઓના નામે ચઢાવવા લાગ્યા. આ કારણે ૧૧મી સદીમાં ઈબ્ને અદૂને લખ્યું કે, "અરબી પુસ્તકો ખ્રિસ્તીઓને વેચવા ન જોઈએ. કારણ કે તેઓ તેનું ભાષાંતર કરી પોતાના બિશપ્સના નામે ચઢાવી દે છે."

આરબોએ શરૂથી જ હદીષશાસ્ત્રની જેમ દરેક શાસ્ત્ર વિશે એ સ્પષ્ટતા કરી કે, આ જ્ઞાન તેમણે કોની પાસેથી લીધું, જ્યારે યુરોપમાં આવા નામ-કરણનો કોઈ રિવાજ ન હતો. ખાસ કરીને લેટિનોને ત્યાં આરબોની જેમ એ નિયમ ન હતો કે, પુસ્તકોના મૂળ લેખકોના નામ બતાવવામાં આવે. એનું સૌથી મોટું ઉદાહરણ ખુદ રેમન્ડ લલ્લ અને રોજર બેકન જ છે. જેમણે આખી ઝિંદગી આરબોની કિતાબ વાંચી અને ત્યાર પછી જે કિતાબો લખી તેના મૂળ ક્યાં તો કોઈ અરબી પુસ્તકમાં છે, ક્યાં તો તે કોઈ અરબી પુસ્તકનું ભાષાંતર છે. પરંતુ આ વાત બન્ને મહાનુભાવોએ ક્યાંય પ્રગટ ન કરી. તેઓના પુસ્તકોનો પૂરેપૂરો આધાર અલકન્દી, ઈબ્ની સીના, ઈબ્ને રુશદ જેવા અરબ વૈજ્ઞાનિકો-ચિંતકોના પુસ્તકો પર રહ્યો. રોજર બેકનને તો સંપૂર્ણપણે આરબોનો શાગિર્દ કહેવો જોઈએ. યુરોપમાં તેની ઓળખ જે નવી શોધોના હવાલાથી ઉભી થઈ, તે બધી આરબોની શોધો હતી. દા.ત. રોજર બેકને 'ઈબ્નુલ હયષમ' નામી મુસ્લિમ વૈજ્ઞાનિક પાસેથી ઘણી બધી ઉઠાંતરી કરી. એવી જ રીતે તબીબશાસ્ત્ર તથા ખગોળશાસ્ત્રનું જ્ઞાન પશ્ચિમ અને સ્પેનના યહૂદી વૈજ્ઞાનિક મૂસા બિન મયમૂનથી મળ્યું, જેમણે ઈબ્ને સીનાનું "અલ કાનૂન" અને મુસ્લિમોના બીજા ઘણા પુસ્તકોના અનુવાદ કરીને આપ્યા.

એડિલોર્ડ ઑફ બાથ જેને પશ્ચિમમાં ભૂગોળ તથા ખગોળશાસ્ત્રનો સંસ્થાપક સમજવામાં આવે છે, તેની વિખ્યાત કૃતિ "ઈન્ટ્રોડક્શન ઑફ અસ્ટ્રોનોમી" અલ ખ્વારઝમીની કૃતિનું ભાષાંતર છે. પશ્ચિમના વિખ્યાત લેખક રૉબર્ટે અલ ખ્વારઝમીના અલજીબ્રાનું જ્ઞાન લેટિનમાં રૂપાંતરિત કર્યું. જેના કારણે અરબી અંકોએ રૉમન અંકોની જગ્યા લીધી. અને પશ્ચિમમાં

શૂન્યનો ઉપયોગ શરૂ થયો. જેના પર આજનું ગણિત, વિજ્ઞાન અને ટેકનોલોજીનો આધાર છે. નહિંતર રોમન અંકોમાં એટલી ક્ષમતા ન હતી કે તે ગણિત કે વિજ્ઞાન તથા ટેકનોલોજીમાં ઉપયોગમાં લઈ શકાય. એક આરબ વિજ્ઞાનીની કૃતિ 'અલ મેઅરાજ'નો અનુવાદ અલ્ફાંસો (દસમો) માટે કરવામાં આવ્યો. ૧૯૧૮માં આસિન પોલેસિયસે એ સંશોધન કરીને તહેલકો મચાવી દીધો હતો કે, દાંતેની કૃતિ 'Divine Comedia' તે જ 'કિતાબુલ મેઅરાજ' પર આધારિત છે. રેમન્ડ લલ્લને ૨૦થી વધારે મહત્વપૂર્ણ પુસ્તકોનો લેખક સમજવામાં આવે છે, પરંતુ આધુનિક સંશોધનથી એ સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે, એ બધા અરબી પુસ્તકોના અનુવાદ છે. એવી જ રીતે અલી બિન મૂસા મજુસીની કિતાબ 'કામિલુસ્સના અતિત્તિબ્બિય્યહ' યુરોપના તબીબોમાં ૨૦૦ વર્ષ સુધી એ હેસિયતથી લોકપ્રિય રહી કે, તે ખ્રિસ્તી કોન્સન્ટીનની કૃતિ છે. મહાન અલ્બર્ટસને યુરોપમાં એરિસ્ટોટલના જ્ઞાનનો સૌથી મોટો વિશેષજ્ઞ સમજવામાં આવતો રહ્યો. પરંતુ આધુનિક સંશોધનોએ પુરવાર કરી દીધું કે, તે યુનાની ભાષાથી અજાણ હતો. તેણે એરિસ્ટોટલના જે વિચારો રજૂ કર્યા, તે બધા જ ઈબ્ને સીના, ઈબ્ને રુશદ વગેરેની કિતાબોની ઉઠાંતરીના પરિણામસ્વરૂપ હતા. તાતારીઓ વડે બગદાદના ગ્રંથાલયોની તબાહી અને ત્યાર પછી કાર્દોબા, ટોલિડોના ગ્રંથાલયોના બળી જવાથી એવો મહા અકસ્માત સર્જાયો કે જેણે ઉઠાંતરીના સંશોધનની શક્યતા ખત્મ કરી દીધી.

યુરોપમાં ઉઠાંતરીનો આ મામલો ૧૬મી સદી સુધી ચાલતો રહ્યો. અહીં સુધી કે ૧૭મી સદી સુધી પશ્ચિમના ઈતિહાસમાંથી આરબ વિદ્વાનો-વૈજ્ઞાનિકોના નામ તદ્દન ભૂલાય થયા. એટલે ત્યાર પછીની યુરોપિયન પેઢીઓ એ સમજી નહીં શકી કે, તેમની પાસે જે જ્ઞાન ભંડાર છે, તે આરબોએ આપેલો છે. આ લખનારના મતે આ વૈજ્ઞાનિક આતંકવાદ છે. કારણ કે તેના માટે ઉઠાંતરી શબ્દ બહુ નાનો પડે છે.

સારાંશ કે, યુરોપ આગળ વધી ગયું અને વિશ્વસ્તરે તેને પ્રભુત્વ મળી ગયું. ત્યાં સુધી કે અકબરકાળમાં ભારતી ઉપખંડના હાજીઓના જહાજ તેમની પરવાનગી વગર પ્રવાસ કરી શકતા ન હતા. તે વખતે આપણે

પરિસ્થિતિનો નિષ્પક્ષ તાગ મેળવી મુસ્લિમોને એમ બતાવતે કે, યુરોપની પ્રગતિ વાસ્તવમાં વૈજ્ઞાનિક પ્રગતિના કારણે છે. યુરોપે આ બધું અમારાથી જ શીખ્યું છે, અને તેમાં વધારો કરી શક્તિ મેળવી છે. એટલે આપણે આ જ્ઞાન-વિજ્ઞાન જે આપણો જ વારસો છે, ફરી પ્રાપ્ત કરી પશ્ચિમને જ્ઞાન ક્ષેત્રે પરાજય આપવાનો છે, તો ઈતિહાસ ફરી પોતાનો દોહરાવતે. જેમકે ૧૩મી સદીમાં રોજર બેકન, રેમંડ લલ્લના જ્ઞાનપ્રાપ્તિના નિર્ણય પછી યુરોપમાં દોહરાવવામાં આવ્યો. પરંતુ આપણે આપણી ટૂંકી સમજના લીધે મુકાબલો વૈજ્ઞાનિક ક્ષેત્રના બદલે માત્ર સાંસ્કૃતિક તથા રાજકીય ક્ષેત્ર સુધી મર્યાદિત રાખ્યો. એ જાણવા છતાં કે વૈજ્ઞાનિક ક્ષેત્રે પાછળ હોવાના લીધે આપણે પશ્ચિમથી શસ્ત્ર તથા સૈન્યની બાબતે પણ પાછળ છીએ. બલ્કે સંપૂર્ણપણે તેમના પર નિર્ભર છીએ. આપણે તે ક્ષેત્રમાં તેમનો મુકાબલો કરતા રહ્યા, જેમાં યુરોપની જીત અને આપણી હાર ચોક્કસ હતી. આપણે આપણાં પ્રયત્નોની દિશા જ્ઞાન-વિજ્ઞાનના બદલે યુરોપની સંસ્કૃતિ અને તેમની સામાજીક બદીઓના ખંડન તરફ રાખી, જે આકાશી શિક્ષાઓથી વંચિત તથા મનેચ્છાઓની પાછળ ચાલતી કૌમોની ખાસિયત છે.

હજુ પણ જરૂરત છે કે, આપણાં પ્રયત્નોની દિશા વૈજ્ઞાનિક મોરચા તરફ ફેરવવામાં આવે. જેમકે ૧૩મી સદીમાં યુરોપના વિદ્વાનોએ કર્યું હતું, ત્યારે જ ભવિષ્યમાં પશ્ચિમની સર્વપક્ષી ગુલામીથી છૂટવાની આશા બાંધી શકાય એમ છે. નહીંતર હજુ વધારે ગુલામી તથા તબાહી સામે છે.

## જ્ઞાન અને વિનમ્રતા

ડો. આલ્બર્ટ સ્વીટ્ઝર (Albert Schweitzer) ઈસ્વીસન ૧૮૭૫ માં ફ્રાંસમાં જન્મ્યા અને ૧૯૬૫ માં તેમનો દેહાંત થયો. તે એક દાર્શનિક (ફિલોસોફર) હતા. ૧૯૨૫ માં તેમને શાંતિ માટેનું નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું. તેમણે ઘણા પુસ્તકો લખ્યા. તેમણે પોતાના વૈજ્ઞાનિક અભ્યાસનો સાર આ શબ્દોમાં વર્ણવ્યો છે : ‘‘જ્યારે આપણે વધારે જ્ઞાન મેળવીએ છીએ, તો જે તે વસ્તુઓ વધારે ગ્રાહ્ય નથી બની જતી, બલ્કે તે વધારે રહસ્યમય બની જાય છે.’’

As we acquire more knowledge, thing do not become more comprehensible only more mysterious.

આ વાત તે બધા વૈજ્ઞાનિકોએ કોઈ ન કોઈ શૈલીમાં કહી છે. જેઓએ વર્તમાનકાળમાં પ્રાકૃતિક જગતનો અભ્યાસ કર્યો. પ્રાચીનકાળમાં માહિતીની હદ દૃશ્ય-દેખાતી વસ્તુઓ સુધી સીમિત હતી. ન્યુટનના કાળમાં માહિતીની હદ એટમ-અણુ સુધી પહોંચી ગઈ. અને આઈનસ્ટાઈન પછી માહિતીની સીમા ઈલેક્ટ્રોન સુધી વિસ્તરી ગઈ. પરંતુ આ બધી જ પ્રગતિઓ છતાં માનવી આજે આશ્ચર્યજનક સ્થિતિમાં છે. આજે પણ તેને એવું જ લાગે છે કે, માહિતીમાં વધારો હોવા છતાં જ્ઞાનની આખરી સીમા હજુ બહુ દૂર છે. જે કાંઈ માનવીએ જાણ્યું છે, તેનાથી ઘણું બધુ તે છે, જેને જાણવું હજુ બાકી છે.

જ્ઞાનની કોઈ હદ નથી. એના જ પરિણામે જે માણસ જેટલો મોટો વિદ્વાન હોય છે, એટલી તેના અંદર વિનમ્રતા હોય છે. જ્ઞાનનો વધારો માનવીના તે અહેસાસમાં વધારો કરે છે કે, હું કાંઈ નથી જાણતો. જો કોઈ માનવીની અંદર જ્ઞાનનો ઘમંડ હોય, તો સમજી લો કે તે અજ્ઞાની છે. તે હજુ સુધી જ્ઞાનને ઓળખતો નથી.

આ જ વાત કુર્આન શરીફમાં આ શબ્દોમાં કહેવામાં આવી છે કે, અલ્લાહપાકથી તેના તે જ બંદાઓ ડરે છે, જે જ્ઞાનવાળાઓ છે. *(ફાતિર : ૨૮)* જ્ઞાનમાં વૃધ્ધિ ખુદાપાકનો ડર (ભીરૂતા) ઉત્પન્ન કરે છે. અને ખુદાપાકના ડરનું પરિણામ એ હોય છે કે, માણસ છેલ્લી હદ સુધી વિનમ્ર બની જાય છે.

વાસ્તવિક જ્ઞાન આપણી અજ્ઞાનતા દર્શાવે છે. વાસ્તવિક જ્ઞાન માનવીને માત્ર તે વાતથી વાકેફ કરાવે છે કે, સર્વશક્તિમાન અલ્લાહ તઆલા કેટલો મહાન છે. અને તેની તુલનામાં હું કેટલો વામન છું. વાસ્તવિક ઈલ્મ માનવીને સાચો ઈબાદતગુઝાર (ઉપાસક) બનાવે છે, અને તેની જ સાથે સાચો માનવી.

## ઈસ્લામ તથા જ્ઞાન વચ્ચે કાયમી સબંધ છે

ઈસ્લામ તથા જ્ઞાન વચ્ચે પરસ્પર અતૂટ સબંધ છે. જ્ઞાન વગર ઈસ્લામ નથી રહી શકતો. અને સાચી વાત તો એ છે કે, જ્ઞાન પણ ઈસ્લામ વગર

અધૂરૂ છે. તે જ્ઞાન જ્ઞાન જ નથી, જે વહી (ખુદાઈ વાણી)ના માર્ગદર્શન વગર હોય.

અત્રે અમે એ વિષયે વાત કરી રહ્યા છીએ કે, ઈસ્લામ જ્ઞાન વગર રહી નથી શકતો. આનું ઉદાહરણ એ છે કે, માછલીને પાણીમાંથી બહાર કાઢી લો, તો તે મરી જાય છે. એવી જ રીતે ઈસ્લામને જ્ઞાનરૂપી પાણીમાંથી કાઢી લો, તો તે પણ નિષ્પ્રાણ બની જાય છે. જ્ઞાનરૂપી પાણી તેના માટે જરૂરી છે. જીવન શું છે ? આરંભ શું છે ? અંજામ શું છે ? માનવી ક્યાંથી આવ્યો ? ક્યાં જશે? પછી શું થશે ? ખુદાપાક કેવો છે ? બંદાઓ સાથે તેનો શો સબંધ છે ? આ બધી બાબતોનું જ્ઞાન જરૂરી છે. એટલે જ ઈસ્લામ જ્ઞાન ઈચ્છે છે. તે જ્ઞાનને અનિવાર્ય ઠરાવે છે.

પહેલી વહી (ખુદાઈ વાણી) જે અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર હિરા નામી ગુફામાં ઉતરી અને સૈકાઓ પછી આકાશ તથા ભૂમિ વચ્ચે સંપર્ક સધાયો, ત્યારે કોઈ બીજી વાત નહીં થઈ. વાતની શરૂઆત થઈ **'ઈક્રરઅ્'** થી. અર્થાત્ "પઢો." આનાથી તમે ઈલ્મ, જ્ઞાન તથા કલમની મહત્વતા તથા મહાનતા સમજી શકો છો. ઈસ્લામે વિશ્વાસ આપ્યો, પ્રકાશ આપ્યો, અલ્લાહ તઆલાની સાચી ઓળખ આપી, માનવીને માનવી બનાવ્યો અને અજ્ઞાની બલ્કે પાશવી માણસને વિશ્વનો સુધારક બનાવી દીધો. અકબર ઈલ્હાબાદીના શબ્દોમાં :

**જો ન થે ખુદ રાહ પર, ગૈરોંકે હાદી બન ગએ**
**કયા નઝર થી જીસને મુર્દોંકો મસીહા કર દિયા**

દુન્યાની કોઈ કૌમને જ્ઞાન મેળવ્યા વગર ચાલી જશે કે આમાં અમારૂં કોઈ નુકસાન નથી, અમારી પર જ્ઞાનપ્રાપ્તિ ફર્ઝ નથી, અમે ભણીએ કે ભણાવીએ એ જરૂરી નથી, પરંતુ વિશ્વપટ પર કિયામત સુધી જેટલા પણ મુસ્લિમો છે અને આવશે, ક્યાંય વસેલા હશે, મક્કા-મદીનામાં હશે, યૂરોપ-અમેરિકામાં હશે અથવા ભારતના કોઈ નાના ગામડામાં હશે, જ્યાં મુસ્લિમોના માત્ર ચાર-પાંચ ઘર હશે, ત્યાં પણ તેમના માટે જરૂરી છે કે,

તેઓ "ઈકરઅ્" (શિક્ષણ)ની વ્યવસ્થા કરે. દવાખાનાઓ અને હોસ્પિટલો બાંધવાથી પણ વધારે જરૂરી એ છે કે, દીની શૈક્ષણિક સંસ્થાઓ ઉભી કરવામાં આવે. કોઈ કામ માટે અલ્લાહપાકે કોઈ નબીને મોકલીને એમ નહીં કહ્યું કે, ધંધો કરો, કમાણી કરો. હાલાંકે આર્થિક શક્તિ પણ બહુ મોટી શક્તિ છે. કહ્યું તો એમ કહ્યું કે, "પઢો." હવે કહો કે જ્ઞાનનું કેવુ ઉંચું સ્થાન છે.

આ ઈકરઅ્ (પઢો)નો સિલસિલો એવો છે કે, નબીએ કરીમ (સલ.) (નબીયે ઉમ્મી સલ.)થી શરૂ થઈ છેલ્લા નિરક્ષર ઉમ્મતી સુધી ચાલતો રહેશે. માટે વિશ્વમાં જેટલા પણ પરિવર્તનો આવી જાય, સરકારો બદલાય જાય, સંસ્કૃતિઓ બદલાય જાય, ભાષા બદલાય જાય, પરંતુ આ શિક્ષણનો સિલસિલો જારી રહેશે.

અલ્લાહપાકે કોઈ ભાષા, કોઈ કિતાબની સુરક્ષાની જવાબદારી નથી લીધી. કુર્આનની સુરક્ષાની જવાબદારી અલ્લાહ તઆલાએ લીધી છે. સુરક્ષાનો અર્થ એ તો નથી થતો કે બસ ગ્રંથ બાકી રહે, ન કોઈ તેને સમજે કે, ન સમજાવી શકે. તેને સમજવાવાળા અને સમજાવવાવાળા પણ હોવા જોઈએ. અને તે ગ્રંથ શબ્દોમાં છે, તો ભાષા પણ હોવી જોઈએ. શબ્દો ભાષા વગર નથી રહેતા. એટલે અરબી ભાષા પણ જીવંત રહેશે. કેટલીય ભાષાઓ લુપ્ત થઈ ગઈ, પરંતુ ખુદાઈ શરીઅતની ભાષા અરબી પોતાની જગ્યાએ મૌજૂદ છે. અને તેનું જ્ઞાન પણ યથાવત્ છે. એટલે દરેક દેશકાળના મુસ્લિમોનું એ કર્તવ્ય છે કે, તેઓ યથાશક્તિ પોતાને ત્યાં દીની શિક્ષણ (તઅલીમ)ની વ્યવસ્થા કરે. આ મુસ્લિમો ઉપર ફર્ઝ છે.

મદ્રસાઓની હારમાળા જરૂરી છે. આ કોઈ શોખ ખાતર કરવામાં આવેલ મનોરંજક કામ નથી. આ શુદ્ધ ધાર્મિક જરૂરિયાત છે. પૂરી જવાબદારી સાથે કહું છું કે, મસ્જિદ પછી બીજા નંબરની મહત્વપૂર્ણ વસ્તુ મદ્રસો છે. બલ્કે સાચું પૂછો તો આ મદ્રસાઓ જ મસ્જિદોને પીઠબળ પુરૂ પાડે છે. જો મદ્રસાઓ નહીં હશે, તો મસ્જિદના ઈમામો ક્યાંથી આવશે ? અને જો નમાઝના ઈમામ મળી જાય, તો જુમ્આ પઢાવવાવાળા ઈમામ ક્યાંથી આવશે ? જેઓ દર જુમ્આએ બે બોલ વડે ઉમ્મતને (ખુત્બા રૂપે) નસીહત

કરી શકે. અને જો એ પણ વ્યવસ્થા કરી લેવામાં આવે તો મસ્અલા-મસાઈલ બતાવનારા આલિમો ક્યાંથી મળશે ? મસ્જિદોમાં જશો, ઈમામ સાહેબથી પૂછવા. અને જો ઈમામ સાહબને માત્ર બે-ચાર સૂરતો સિવાય વધારે કંઈક જાણકારી નહીં હશે, તો શું થશે ? તો વાસ્તવમાં આ મદ્રસાઓ મસ્જીદો માટે પણ સુરક્ષા કવચ પુરૂ પાડે છે અને મસ્જિદોને વિકાસની તકો મળે છે.

કુર્આને પાકમાં ઉલમાનું કાર્ય દર્શાવતાં કહ્યું છે કે, જ્યારે તેઓ દીન શીખીને પાછા ફરે તો પોતાની કૌમને (અલ્લાહના અઝાબથી) ડરાવે. અર્થાત્ સ્વાર્થ ખાતર દીન શીખી બેસી ન જાય કે ચાલો આપણું કામ થઈ ગયું. બલ્કે પોતપોતાની વસ્તીમાં જઈ માર્ગદર્શનનું કામ કરે. શિર્કની ભયાનકતા દર્શાવે. એવા કાર્યોથી રોકે, જેનાથી માણસ મુસલમાન જ નથી રહેતો.

મુસ્લિમોની કોઈ વસાહત હોય, તેઓ સુખી, સમૃદ્ધ હોય અને ત્યાં મદ્રસો ન હોય, કુર્આને કરીમ શીખવવા, મોટા-મોટા અહકામ બતાવવા માટે, તો તે આખુ ગામડું કે શહેર જે હશે તે, ગુનેહગાર લેખાશે. બસ, આ જ અર્થ છે "ફર્ઝે કિફાયહ"નો. આ કોઈ તહજ્જુદની નમાઝ નથી કે પઢો તો સવાબ, નહીં પઢો તો કાંઈ નહીં. આ તો પાયાનું કાર્ય છે. મદ્રસો તો ધોરી નસ સમાન છે. આપના શહેરમાં, ગામમાં કે કસ્બામાં એવા આલિમો હોવા જોઈએ, જે બતાવી શકે કે કુફ્ર શું છે ? ઈમાન શું છે ? હલાલ શું છે, હરામ શું છે ? હિદાયત શું છે, ગુમરાહી શું છે ? ત્યાર પછી તેના પર અમલ કરવો કે ન કરવો એ તમારૂં કામ છે.

તમે મદ્રસાની પાયાવિધિમાં કોઈ આલિમને બોલાવી લીધા. એમણે પાયો નાંખી દીધો, મદ્રસો બની ગયો. તો શહેર કે ગામવાસીઓની જવાબ-દારી પૂરી નથી થઈ જતી. મદ્રસાનો પાયો નાંખ્યા પછી તો મૂળ કામ શરૂ થાય છે. હવે જવાબદારી શહેરવાસીઓ કે ગામવાસીઓની છે કે, આ મદ્રસાને તરક્કી આપે. તેનું સારૂ સંચાલન કરે. બાકી શૈક્ષણિક બાબતો વિશે સલાહ-મશ્વેરો છે, તો તેના માટે અમે હાજર છીએ. તમે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો કે, મદ્રસો સ્થાપીને તમે એક સામૂહિક પાપથી બચી ગયા. જો આ મદ્રસો ન હોતે, તો અલ્લાહપાકના દરબારમાં પૂછપરછ

તથા પકડની શક્યતા રહેતે.

એવી જ રીતે જે બાળકો મદ્રસામાં નથી પઢતા અને સ્કૂલે જાય છે, તેમની ખપ પૂરતી દીની તઅલીમની વ્યવસ્થા કરવી પણ તમારી ઉપર ફર્ઝ છે. કુર્આન શ.માં છે કે, હે મુઅમિનો ! તમે ખુદને તથા તમારા ઘરવાળા-ઓને (નર્કની) આગથી બચાવો. *(સૂરએ તહરીમ)* આ તમારું કર્તવ્ય છે. કાંઈ પણ કરો, છેલ્લે ટ્યુશન પઢાવો. કોઈ પણ રીતે તમારા સ્કૂલે જતા બાળકોના દીન-ઈમાનની સુરક્ષાની વ્યવસ્થા કરવી જોઈએ. એવી જ રીતે પોતાના બાળકોને ઉર્દૂ શીખવાડો. દીનીયાતના કલાસ ચલાવો. સહાબાએ કિરામ (રદી.)ના જીવનચરિત્રો વિશે તેમને ભણાવો. ઈસ્લામી ઈતિહાસની મહાન હસ્તીઓ વિશે વાકેફ કરો. કુફ્ર-ઈમાન અથવા શિર્ક-તૌહીદ વચ્ચે ભેદ બતાવવો પણ જરૂરી છે.

એવી જ રીતે મોટેરાઓએ તબ્લીગી લાઈનથી દીન શીખવાની પણ તાતી આવશ્યક્તા છે. વિશ્વાસપાત્ર આલિમોના પુસ્તકો વાંચીને પણ દીનની સમજ કેળવી શકાય છે. પરિસ્થિતિ કટોકટ છે. જરા સરખી ગફલત માણસને ઈમાનથી મહરૂમ (વંચિત) કરી શકે છે. આપણે આપણાં નમાઝ, રોઝા કરી રહ્યા છીએ, એટલા માત્રથી નિરાંત નહીં અનુભવીએ. આપણાં મુખ્લિસ વડીલોની વાતો ઉપર પણ ધ્યાન આપવાની જરૂર છે. કારણ કે તેઓને માત્ર એ ચિંતા છે કે, મુસ્લિમોનું ઈમાન કેવી રીતે બચી જાય. આ દેશમાં હંમેશ સતર્ક રહો. પોતાની આંખો ખુલ્લી રાખો. અકાબિર (વડીલો)ની સલાહ સાંભળો તથા માનો. હંમેશ એ જોતા રહો કે એવું શું થઈ રહ્યું છે, જેનાથી ધાર્મિક અર્થમાં આપણને કે આપણી આવનારી પેઢીને કંઈક નુકસાન પહોંચી શકે છે. પરિસ્થિતિનું સતત વિશ્લેષણ કરતા રહો.

## જ્ઞાન મેળવવા ફના થવું પડે છે

અલ્લાહ તઆલાએ પહેલાંથી જ જ્ઞાન પ્રાપ્તિને મહેનત સાથે જોડી દીધું છે. આપણાં પૂર્વજોએ ઈલ્મ હાસિલ કરવા માટે જે પ્રયત્નો કર્યા તેને જાણવાથી આજે પણ પ્રેરણા મળે છે. આવી જ એક મહાન હસ્તી ઈમામ હાફિઝ

શૈખુલ ઈસ્લામ અબૂ અબ્દુર્રહમાન બકી બિન મખ્લદ ઉન્દુલુસી (રહ.)ની છે. જે હિ.સ. ૨૦૧માં જન્મ્યા અને ૨૭૬ હિ.સ.માં વફાત પામ્યા.

ડો.મુહમ્મદ ફુવાદ સઝકીને પોતાની કૃતિ **'તારીખુત્તુરાષિલ અરબી'**ના પૃ.૨૩૮ પર લખ્યુ છે કે, બકી બિન મખ્લદ કુર્તુબીએ જ્ઞાન મેળવવા માટે ઈજીપ્ત, સિરિયા, મક્કા-મદીના અને બગદાદનો બે વખત પ્રવાસ ખેડયો. પહેલો તબક્કો ચૌદ વર્ષનો હતો અને પ્રવાસનો બીજો તબક્કો વીસ વર્ષનો. તેઓ ઉન્દુલુસથી પગપાળા બધા પ્રવાસ ખેડતા. ખુદ તેમણે જ લખ્યુ છે કે, "મેં દરેક આલિમ (વિદ્વાન) પાસે પગપાળા જઈને જ ઈલ્મ (જ્ઞાન) મેળવ્યુ." તેમના એક શિષ્ય અબૂ અબ્દુર્રહમાન બિન મુહમ્મદ કહે છે કે "બકી (રહ.) લાંબા કદના હતા. લાંબા ડગલાથી ચાલી શકતા હતા. તેઓને ક્યારેય કોઈ સવારી પર બેસેલા જોવામાં ન આવ્યા. વિનમ્ર હતા, લોકોના જનાઝામાં પાબંદીથી હાજરી આપતા હતા."

*(તઝકિરહ અલહુફ્ફાઝ : ૨/૬૩૦, અસ્સિયર : ૧૩/૨૯૧)*

અલ્લામા યાકૂત હમ્વી મુઅજમુલ બુલ્દાનમાં લખે છે કે, હાફિઝ ઈમામ શયખુલ ઈસ્લામ બકી બિન મખ્લદ ઉન્દુલુસી રહ.એ પોતાના શાગિર્દોથી કહ્યું કે, તમે લોકો જેવી રીતે ઈલ્મ હાસિલ કરો છો, એવી રીતે ઈલ્મ હાસિલ કરવામાં નહીં આવતો કે, હમણાં ફુરસદ છે તો જલ્દી જલ્દી ઈલ્મ મેળવી લો. વિદ્યાર્થીકાળમાં કાંઈ કેટલાય દિવસો પસાર થઈ જતા કે મને કોબીજના ફેંકેલા પાંદડાઓ સિવાય કાંઈ ખાવાનું ન મળતું હતું. અને ક્યારેક કાગળ ખરીદવા માટે મેં મારા કપડાં પણ વેચ્યા છે.

તેમણે ૨૦ વર્ષની ઉંમરમાં પગપાળા બગદાદનો પ્રવાસ ખેડ્યો. તેમનો મકસદ ઈમામ અહમદ બિન હંબલ (રહ.)થી મુલાકાત તથા તેમની પાસેથી ઈલ્મ મેળવવાનો હતો. તેઓ ફરમાવે છે કે, જ્યારે હું બગદાદની નજીક પહોંચ્યો તો મને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) "ખલ્કે કુર્આન" (કુર્આન સદાકાળ માટે છે કે નહીં ?)ના વિવાદમાં સપડાયેલા હોવાના સમાચાર મળ્યા. તદુપરાંત જાણવા મળ્યુ કે, તેમના પર પાબંદી લાદી દેવામાં આવી છે. ન તેમની સાથે મુલાકાત કરી શકાય છે, અને ન તેમનાથી

હદીષ સાંભળી શકાય છે. આ સમાચાર સાંભળી મને સખ્ત આઘાત લાગ્યો. તે છતાં પણ હું બગદાદમાં રોકાય ગયો અને જુમ્મા મસ્જીદમાં જે દર્સ (પાઠ) ચાલતા હતા, તેમાં બેસવાની નિય્યતથી ત્યાં પહોંચી ગયો. એક મજલિસમાં ગયો તો જોઉં છું કે, એક વિદ્વાન લોકો પર ટિપ્પણી કરી રહ્યા છે. કોઈને ઝઈફ (કમજોર) બતાવી રહ્યા છે, તો કોઈને મજબૂત. મેં મારી નજીક બેસેલા વિદ્યાર્થીથી પૂછ્યું કે, આ વિદ્વાન કોણ છે ? તો તેણે જવાબ આપ્યો કે, યહ્યા બિન મઈન. મેં હઝરત યહ્યા બિન મઈન (રહ.)થી કહ્યું કે, હું એક પરદેશી છું. આપથી કંઈક પૂછવા માંગુ છું. તેમણે પૂછવાની પરવાનગી આપી દીધી તો મેં કેટલાક હદીષશાસ્ત્રીઓ વિશે પૂછયું જેનાથી મારી મુલાકાત થઈ હતી. તે પૈકી કેટલાકની તેમણે ટીકા કરી, તો કેટલાકની પ્રસંશા કરી. છેલ્લે મેં હઝ. હિશામ બિન અમ્માર (રહ.) વિશે પૂછ્યું. (મેં તેમનાથી બહુ હદીષો રિવાયત કરી છે.) તો તેમણે જવાબ આપ્યો કે, અબૂલ વલીદ હિશામ નમાઝી હતા, દમાસ્કસના રહેવાસી હતા, ષિકહ્ (વિશ્વસનીય) બલ્કે તેનાથી પણ વધારે હતા. જો તેમની અંદર ગર્વ પણ હોતે તો તેમને શોભા દેતે. અનેક પ્રશ્નો પછી આપના શિષ્યો ચીસવા લાગ્યા. હવે તમે પૂછવાનું બંધ કરો, બીજાઓને પણ પૂછવા દો. મેં ઉભા ઉભા જ તેમનાથી કહ્યું કે, માત્ર એક હસ્તી હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)ના હાલાત બતાવી દો. આ સાંભળી હઝરત યહ્યા બિન મઈન (રહ.)એ આંખના ડોળા કાઢીને આશ્ચર્યજનક નજરોથી મને જોયા પછી કહ્યું : મારા જેવો માણસ હઝરત ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)ના "અહેવાલ" કેવી રીતે બયાન કરી શકે છે ? તે મુસ્લિમોના ઈમામ, તેઓમાં સૌથી શ્રેષ્ઠ અને સૌથી વધારે ઉંચા તથા અનેરા છે.

ત્યાર પછી હું ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)ના ઘરનો પતો પૂછતો ત્યાંથી નીકળ્યો. ઘરે પહોંચી તેમના દરવાજા ખખડાવ્યા, તો તેમણે દરવાજો ખોલ્યો. મેં કહ્યું : "હઝરત ! હું એક પરદેશી છું. આ શહેરમાં પહેલી વખત આવ્યો છું. હું અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની હદીષોનો સંશોધક તથા સંકલનકાર છું. મેં માત્ર આપથી જ્ઞાન

મેળવવા માટે આ પ્રવાસ ખેડ્યો છે.'' તેમણે કહ્યું કે, અંદર આવી જાવ, પરંતુ એવી રીતે કે, કોઈની નજર તમારી પર પડે નહીં. પછી તેમણે કહ્યું કે, ક્યાંના રહેવાસી છો ? મેં કહ્યું : દૂર પશ્ચિમનો. પછી પૂછ્યું કે, આફ્રિકા ? મેં કહ્યું કે, આફ્રિકાથી પણ બહુ દૂર ઉન્દુલુસ (સ્પેન)નો રહેવાસી છું. તેમણે કહ્યું : સાચે જ તમારો દેશ બહુ દૂર છે, અને તમારા જેવા લોકોના હેતુ સિધ્ધ કરવામાં સહાય કરવી એ મારી પ્રથમ પસંદગી છે. પરંતુ અફસોસ કે હું હમણાં કટોકટીના કાળમાંથી પસાર થઈ રહ્યો છું. કદાચ આના સમાચાર તમને પણ મળ્યા હશે. મેં કહ્યું : સમાચાર તો મળ્યા, પરંતુ એવા સમયે જ્યારે હું આપના શહેરની નજીક પહોંચી ગયો હતો. પછી મેં કહ્યું કે, ''હઝરત ! હું અહીં પહેલી વખત આવ્યો છું. અને અહીં મને કોઈ ઓળખતું નથી. જો તમે મને છૂટ આપો તો હું દરરોજ આપની પાસે ભીખારી વેશ ધારણ કરીને આવીશ અને તમારા દરવાજા પર ભીખારીની જેમ બૂમો પાડીશ. તમે દરવાજા પાસે આવીને મને માત્ર એક હદીષ સંભળાવી દેજો. એ મારા માટે પુરતી હશે.'' તેમણે જવાબ આપ્યો કે, ''ઠીક છે, હું આવું જ કરીશ. પરંતુ એક શર્ત છે કે, કોઈ બીજા અધ્યયનમંડળ (હલ્કએ દર્સ)માં તમે દેખા નહીં દેશો, ન કોઈ અન્ય હદીષશાસ્ત્રીથી મુલાકાત કરશો.'' મેં કહ્યું કે, આપની આ શરત મને મંજુર છે.

ત્યાર પછી હું હાથમાં એક લાઠી લઈ લેતો, માથા પર કપડાનો ટુકડો લપેટી લેતો અને બાંયમાં કલમ-ખડિયો સંતાડીને રાખી લેતો અને બૂમો પાડતો પાડતો તેમના દરવાજા નજીક પહોંચી જતો કે ''અલ્લાહપાકના નામ પર કંઈક આપીને સવાબે દારૈન હાસિલ કરો.'' હઝ. ઈમામ સાહબ મારો અવાજ સાંભળીને બહાર આવતા અને મને ઘરની અંદર લઈ દરવાજો બંધ કરી લેતા હતા. મને ક્યારેક બે ક્યારેક ત્રણ અને ક્યારેક તેનાથી પણ વધારે હદીષો સંભળાવી દેતા હતા. આમ, મારી પાસે લગભગ ૩૦૦ હદીષો એકત્ર થઈ ગઈ. હું આવી રીતે હદીષો એકઠી કરતો રહ્યો. અહીં સુધી કે, તત્કાલીન શાસકનો ઈન્તેકાલ થઈ ગયો અને તેની જગ્યાએ એક એવો માણસ ખલીફા બન્યો, જે અહલે સુન્નત વલ જમાઅતના મસ્લક

(મત) મુજબ હતો. ઈમામ અહમદ બિન હમ્બલ (રહમતુલ્લાહ અલયહ)ની અજમાયશ ખત્મ થઈ ગઈ અને તેઓ નજરકેદમાંથી બહાર આવ્યા. આના કારણે તેમનું માન લોકોની નજરમાં ઓર વધી ગયું. લોકો દૂર દૂરથી તેમની પાસે હદીષ શીખવા આવવા લાગ્યા. તેઓ વ્યવહારમાં મારી ધીરજ, મહેનત તથા જાંફેસાનીથી સારી પેઠે વાકેફ હતા. હું જ્યારે પણ તેમના અધ્યાપન-મંડળમાં હાજરી આપતો, તેઓ મને પોતાની નજીક બેસાડતા અને પોતાના શાગિર્દોથી કહેતા કે, આ સાચા અર્થમાં વિદ્યાર્થી છે. મને પછી હદીષ સંભળાવતા અને તે જ હદીષ શરીફ પછી હું એમની સમક્ષ પઢતો.

એક વખત હું બીમાર થઈ ગયો. હું અધ્યાપનમંડળમાં થોડાક દિવસ નહીં દેખાયો, તો મારા વિશે પૃચ્છા કરી. તેમને જાણ થઈ કે હું બીમાર છું, તો તરત જ પોતાના શાગિર્દો સાથે ઈયાદત (ખબર કાઢવા) માટે આવ્યા. હું સૂતેલો હતો. મારા પુસ્તકો મારા માથા પાસે મૂકેલા હતા. મેં ગણગણાટ સાંભળ્યો કે, મુસ્લિમોના ઈમામ મારી ઈયાદત માટે આવી રહ્યા છે. ઈમામ સાહબ તશરીફ લાવ્યા અને મારા માથા પાસે બેસી ગયા. એટલા બધા લોકો સાથે હતા કે, મારૂં મકાન ખીચોખીચ ભરાય ગયુ હતું. બલ્કે કેટલાક લોકો તો ઉભેલા હતા. તે વખતે પણ તેમના હાથોમાં કલમ હતી. ઈમામ સાહેબે માત્ર એમ ફરમાવ્યું : "તમારા માટે અલ્લાહ તઆલા તરફથી સવાબ (પુણ્ય)ની ખૂશખબર છે. અને અલ્લાહપાક આપને સિહ્હત-આફિયત આપે." લોકો તેમના શબ્દો લખી રહ્યા હતા.

જ્યારે તેઓ ચાલ્યા ગયા તો મકાન માલિક મારી પાસે આવ્યા અને મારી સાથે સ્નેહ તથા સન્માનપૂર્વક વર્તવા લાગ્યા અને કોઈ પણ વળતર વગર મારી સેવા-સુશ્રુસામાં લાગી ગયા. કોઈ પાથરણું લાવ્યો, કોઈ જમણ લાવ્યો, કોઈ ઓઢવાનું લાવ્યો. સારાંશ કે, મારા ઘરવાળાઓથી વધારે મારી સેવા કરવા લાગ્યા.

કાશ ! આ લોકોની જેમ આપણને પણ ઈલ્મ પ્રાપ્ત કરવા માટે આવી રીતે ફના થઈ જવાની અલ્લાહપાક તૌફીક આપે, આમીન.

# ખુદાપાકના નામ વગર મેળવેલું જ્ઞાન વિનાશ નોતરે છે

આજના પશ્ચિમગ્રસ્ત કાળમાં મુસ્લિમ સમાજને દીની શિક્ષણ પુરૂ પાડવું અત્યંત જરૂરી છે. આજે દરેક માણસ દીની શિક્ષણથી મોઢું ફેરવી લઈ આધુનિક શિક્ષણ મેળવવામાં વ્યસ્ત નજર આવે છે. બધા એમ ઈચ્છે છે કે, પોતાના બાળકોને અંગ્રેજી માધ્યમમાં ભણાવે, ડૉક્ટર-એન્જીનિયર બનાવે, આમાં કાંઈ ખોટું નથી. પોતાના સંતાનોને ચોક્કસ જ આધુનિક શિક્ષણ અપાવો, પોતાના બાળકોને આધુનિક શિક્ષણ ઉપલબ્ધ કરાવી તેઓને કૌમના સાચા રાહબર તથા હમદર્દ બનાવો. પરંતુ જો આધુનિક શિક્ષણને દીની શિક્ષણ વગર મેળવવામાં આવે, તો તે એક મુસલમાન માટે ઝેર છે. માત્ર આધુનિક શિક્ષણ પર ધ્યાન આપવું અને દીની તઅલીમથી મોઢું ફેરવી લેવું મુસ્લિમોની નવી પેઢીની દીન-દુન્યાની બરબાદીનું કારણ બની શકે છે. અકબર ઈલાહાબાદીએ કહ્યું છે :

**તુમ શૌકસે કાલિજમેં ફલો, પાર્કમેં ફૂલો**
**જાઈઝ હૈ ગુબારોમેં ઉળો, ચર્ખ પે ઝૂલો**
**બસ ઈક સુખુન બંદએ આજિઝકી રહે યાદ**
**અલ્લાહકો ઔર અપની હકીકતકો ન ભૂલો**

રોમ તથા યુનાનવાસીઓએ જ્ઞાન-વિજ્ઞાનની બાબતે ઘણી પ્રગતિ સાધી હતી. પરંતુ તેમના જ્ઞાનનું જોડાણ અલ્લાહપાક સાથે ન હતું, એટલે તેમણે જગતમાં ખૂનામરકીનું વાતાવરણ પેદા કર્યું. આધુનિક કાળમાં પણ વિજ્ઞાન તથા ટેકનોલોજી તેમજ અન્ય વિદ્યાશાખાઓનો સબંધ અલ્લાહપાકની ઝાત સાથે ન હોવાને લઈ તેનો ઉપયોગ ખંડનાત્મક પ્રવૃત્તિમાં થઈ રહ્યો છે. માનવી, માનવીના ખૂનનો તરસ્યો માત્ર એટલા માટે છે કે, તેણે જ્ઞાન તો મેળવી લીધું, પરંતુ જ્ઞાનનો સબંધ અલ્લાહપાક સાથે નથી જોડ્યો.

જ્ઞાન જ્યારે ખુદાપાકની ઝાત સાથે જોડાય જાય છે, તો સાત્વિક પ્રગતિ થાય છે. જગતના રહસ્યો અને ભેદો ખૂલે છે. વિવિધ પ્રજા સમૂહોમાં

રચનાત્મક વૃત્તિ વિકસે છે. પછી આવું જ્ઞાન વૈમનસ્ય, ફાટફૂટ તથા ખંડનાત્મક પ્રવૃત્તિઓથી માનવીને બચાવે છે તેમજ અન્ય બુરાઈઓનો ભોગ બનવાથી દૂર રાખે છે.

મિ.આર્થરે પોતાની કૃતિ **'કોન્ફલિક્ટ બિટવીન રિલીજ્યન એન્ડ સાયન્સ'**માં સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે, જ્ઞાન જ્યારે ખુદાપાકના નામ વગર આવે છે, તો બરબાદીનું નિમિત્ત બની જાય છે. ખુદાપાકના નામ વગર જ્યારે જ્ઞાન આવે છે, તો તેનાથી ઘમંડ પેદા થાય છે. માણસ માટે જરૂરી છે કે, તે પોતાની સાચી સ્થિતિથી ગાફેલ ન બને.

એક આયતમાં અલ્લાહ તઆલાએ તે મુદ્દા તરફ પણ ધ્યાન દોર્યું છે કે, માનવી અલ્લાહ તઆલાની મખ્લૂક (સર્જન) છે. તેને માંસના ટુકડામાંથી ખુદા તઆલાએ પેદા કર્યો છે. આ વાત જણાવીને અલ્લાહ તઆલા એ સાબિત કરવા માંગે છે કે, માનવીની હેસિયત જ શું છે ? એટલે સર્જન હોવાની જે સ્થિતિ છે, તે માણસે ભૂલવી ન જોઈએ.

અને એ હકીકત પણ ધ્યાનમાં રાખે કે, ખુદા તઆલા તેનો સર્જક છે. સમગ્ર સૃષ્ટિનો કારભાર તેના હસ્તે છે. એટલે જ્ઞાન પણ તેની સાથે સંલગ્ન હોવું જોઈએ. અર્થાત્ દુન્યવી જ્ઞાનની સાથે સાથે કુર્આની શિક્ષણથી પણ અજાણ ન રહે. કોઈ પણ માનવી વિશેષ કરીને એક મુસલમાને તો પોતે અલ્લાહ તઆલાનો મોહતાજ છે એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ. આ તો અલ્લાહ તઆલાનો જ ગુણ છે કે, તે કોઈનો મોહતાજ નથી. પરાધીન નથી, સ્વાધીન છે. માનવીએ તો અલ્લાહ તઆલાને તાબે જ રહેવું જોઈએ. કારણ કે બધા જ અલ્લાહ તઆલાના મોહતાજ છે.

જ્યારે કોઈ કૌમ અલ્લાહ પાકના નામ સહિત જ્ઞાન મેળવવા લાગે છે, તો દુન્યવી ઈઝઝત અને માન-મરતબો તેના કદમો ચૂમે છે. અને તેના વડે અનેક રચનાત્મક કાર્યો થાય છે.

ઉલમાએ કિરામે સ્પષ્ટતા કરી જ છે કે, સેક્યુલર શિક્ષણની પ્રાપ્તિ પણ દીનનો જ એક ભાગ છે. જરૂર મેળવવામાં આવે, પરંતુ એક મુસલમાન

ખુદને અને ખુદાને ભૂલીને માત્ર પદાર્થ તથા ઉર્જામાં લાગી જાય તે એક મુસલમાનને શોભા નથી દેતું. મુસલમાનનો મુખ્ય હેતુ તો અલ્લાહપાકની ઈબાદત છે. એટલે એક મુસલમાનના હાથ અલ્લાહ તથા પયગમ્બરની શિક્ષાઓથી ખાલી હોય એ શક્ય નથી. આ તેના માટે ખતરનાક માર્ગ છે, જે તેની બરબાદીનું કારણ બની શકે છે.

માનવસમાજની કરૂણાંતિકા એ છે કે, આધુનિક શિક્ષણને અલ્લાહની પહેચાન તથા માનવસેવાની ભાવનાથી કાપી નાંખવામાં આવ્યું છે, એટલે સમગ્ર વિશ્વમાં એવી ઘટનાઓ સામે આવી રહી છે કે....

**“જે જેટલો વધારે શિક્ષિત છે, તે એટલો મોટો ચોર, લાંચિયો તેમજ ભ્રષ્ટાચારી છે. એક બાજુ છોકરીઓ માટે ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ સ્થાપવામાં આવી રહી છે, બીજી બાજુ અદાલતોમાં ફારગતીના કેસોની ભરમાર છે. છોકરીઓનું જન્મ દર ઘટતું જઈ રહ્યું છે. એન્જીનિયરો અને ડોક્ટરોની સંખ્યામાં પણ વધારો થઈ રહ્યો છે અને વૃદ્ધાશ્રમો બાંધવાનો સિલસિલો પણ ચાલુ છે. જે દેશ ન્યુક્લિયર શસ્ત્રોનો માલિક છે, તે જ માનવજાતનો રક્ષક છે. દવાઓ મૂળ પદાર્થથી ખાલી થતી જઈ રહી છે. ડોક્ટર્સ મુડદાંઓથી પણ પૈસા કમાવવાની કોશિશમાં લાગેલા છે. એટલે આપણે આંધળુ અનુકરણ કરી આપણી નવી પેઢીને આધુનિક શિક્ષણ અપાવી આ ઝેર ખરીદી શકીએ એમ નથી.”**

અલ્લામા ઈકબાલ કહે છે :

**ખુશ તો હૈં હમ ભી જવાનોંકી તરક્કીસે મગર**
**લબે ખન્દાંસે નિકલ જાતી હે ફરિયાદ ભી સાથ**
**હમ સમઝતે થે કે લાએગી ફરાગત તઅલીમ**
**ક્યા ખબર થી કે ચલા આએગા ઈલ્હાદ ભી સાથ**

ઈસ્લામી કાયદાશાસ્ત્રનો અભ્યાસ કરવામાં આવે તો તેમાં અનેક જગ્યાએ કહેવામાં આવ્યું છે કે, આધુનિક શિક્ષણ મેળવવું ‘ફર્ઝે કિફાયહ’ છે. જેથી માનવી પોતાની ભૌતિક જરૂરિયાત સંતોષી શકે અને અસ્બાબના દરજજામાં

વિજ્ઞાન-ટેકનોલોજી દ્વારા કૌમની સુરક્ષા થઈ શકે અને રોજી-રોટીનું સાધન પણ બની જાય. તેના માટે પશ્ચિમી અભ્યાસક્રમ તથા શિક્ષણ વ્યવસ્થાના જીવાણુઓથી મુક્ત આધુનિક સ્કુલો સ્થાપવી મુસ્લિમ સમાજ માટે આવશ્યક છે. આ વાત સારી રીતે જાણી લેવી જોઈએ કે ઈસ્લામની દૃષ્ટિએ આધુનિક વિદ્યાઓની મહત્વતાનો ઈન્કાર શક્ય નથી, પરંતુ આપણાં ડૉક્ટરો કે એન્જીનિયરોને ઈસ્લામના પાયાના સિદ્ધાંતોની પણ જાણકારી ન હોય, માતા-પિતાની ફરમાંબરદારી ન હોય, ચારિત્ર્યશીલતા, પ્રમાણિકતા તથા માનવસમાજ પ્રત્યે હમદર્દી ન હોય, એ કેવું શિક્ષણ કહેવાય ?

એટલે આજના જમાનામાં પાર્ટટાઈમ સવાર-સાંજના મદ્રસાઓ, મકાતિબની મહત્વતા ઘણી જ વધી જાય છે. જેથી મુસ્લિમ સમાજ જે આધુનિક શિક્ષણ મેળવવામાં લાગેલી છે, તેને દીનની પ્રાથમિક-બુન્યાદી માહિતીથી વાકેફ કરાવવામાં આવે. આવી રીતે આધુનિક શિક્ષણ પ્રાપ્ત કરવામાં વ્યસ્ત વિદ્યાર્થીઓની નૈતિક-આધ્યાત્મિક (અખ્લાકી વ રૂહાની) કેળવણીની પણ વ્યવસ્થા કરી શકાય એમ છે. આ પાર્ટટાઈમ મદ્રસાઓમાં કુર્આનની સાથો-સાથ ઉર્દૂ ભાષામાં દીનીયાતની કિતાબો પણ ભણાવવામાં આવે. કારણ કે ઉર્દૂમાં આપણો દીની વારસો સચવાયેલો છે. અને નવી પેઢી તેનાથી નાવાકેફ થતી જઈ રહી છે. આપણાં મોટેરાં તથા બાળકો પણ ગુજરાતી કે રોમન ઈંગ્લીશ લીપીમાં ઉર્દૂ લખવાની માંગણી કરે છે, એ બિલ્કુલ ખોટી વાત છે. દીની શિક્ષણ વગર જે લોકો આધુનિક શિક્ષણ મેળવી ડૉક્ટર-એન્જીનિયર બનશે, તેઓ માનવસમાજની સેવા નહીં કરશે, બલ્કે તેમનું લોહી પીશે.

**મૌલાના અબુલકલામ આઝાદ** લખે છે : “હું જે આધુનિક શિક્ષિણ વર્ગની હંમેશ ફરિયાદ કરતો રહું છું, તો તેનું મોટું કારણ એ છે કે, તેમના પારંપરિક સદ્‌ગુણો તેમનામાં દેખાતા નથી, અને કોઈ આધુનિક સદ્‌ગુણ પણ નજર નથી આવતો. આપણી પારંપરિક પૂર્વીય સમાજવ્યવસ્થા તથા તેની રીતભાત તેમણે ત્યજી દીધી. સંસ્કાર તથા સંસ્કૃતિ પછી ધર્મનો નંબર આવ્યો. અને આધુનિક શિક્ષણના દેવસ્થાન પર ધર્મની પણ બલિ ચઢાવી દેવામાં આવી. ચાલો, કોઈ વાંધો નહીં ! લેવડદેવડનો મામલો છે. કિંમતી

વળતર મળતું હોય તો દિલોજાન પણ કિંમતમાં આપી દેવામાં આવે છે. પરંતુ પ્રશ્ન એ છે કે, આ બધું આપીને પણ તે કઈ વસ્તુ છે, જે હાથમાં આવી ! જ્ઞાન ? તે નથી, સંસ્કાર ? તે નથી, સંસ્કૃતિ ? તે નથી. એક સંપૂર્ણ પશ્ચિમી ઢબનું જીવન ? તે નથી કે પછી એક પૂર્વ-પશ્ચિમના સંસ્કારોવાળી મિશ્રિત જીવનરીતી ? તો જવાબ મળે છે કે, એ પણ નથી. એ કેવું દુર્ભાગ્ય છે કે ખિસ્સા પણ ખાલી અને હાથ પણ ખાલી.'' *(મૌજે કૌષર : ૨૫૮-૨૫૯)*

**હઝરત મૌલાના અબુલહસન અલીમિયાં નદવી (રહ.)**એ ફરમાવ્યું હતું કે, દરેક જગ્યાએ મક્તબો અને પાર્ટટાઈમ મદ્રસાઓની જાળ ફેલાય, ગામડે-ગામડે, કસ્બે-કસ્બે, દરેક જગ્યાએ મક્તબો તથા પાર્ટટાઈમ મદ્રસાઓ હોવા જોઈએ. એટલા માટે કે જ્યારે કપરી સ્થિતિનું નિર્માણ થશે તો તેની અસરો ગામડાઓ સુધી પહોંચતા પહોંચતા ખત્મ થઈ જશે.

એક જગ્યાએ મૌલાના અલીમિયાં નદવી (રહમતુલ્લાહ અલયહ) ફરમાવે છે કે, જો કોઈ માતાના ખોળામાંથી બાળક છીનવી લેવામાં આવે તો હાહાકાર મચી જાય છે, લોકો દોડી પડે છે, આખી વસ્તીમાં હંગામો મચી જાય છે, અને એ ડર લાગવા માંડે છે કે, ક્યાંક રમખાણો ફાટી ન નીકળે. આજે ઈમાનવાળી માતાઓના હાથમાંથી બાળકો છીનવી લેવામાં આવી રહ્યા છે, પરંતુ આપણને તેનો અહેસાસ પણ નથી.

*(મકાતિબકી અહમિય્યત અકાબિરે ઉમ્મતકી નઝરમેં : ૬)*

એટલે દરેક મુસલમાને આધુનિક શિક્ષણ મેળવતાં બાળકો માટે પાર્ટ ટાઈમ સવાર-સાંજના મદ્રસાઓમાં દીની તઅલીમની વ્યવસ્થા કરવી જોઈએ, જેથી એમનું માનસ ઘડતર ઈસ્લામી રીત મુજબ થાય અને તેઓ નાસ્તિક ન બની જાય. અને તેઓનો એકમાત્ર મકસદ પૈસો કમાવવાનો ન હોય.

જે લોકો પોતાના બાળકોનો પૂરેપૂરો સમય આપી તેઓને દીની તઅલીમ અપાવી નથી શકતા અને તેઓ પોતાના બાળકોને ડૉક્ટર કે એન્જીનિયર બનાવવા માંગે છે, તે બાળકો માટે આ પાર્ટટાઈમ મદ્રસાઓ એક અનિવાર્ય જરૂરિયાત છે. અલ્લાહપાક આપણને સમજ આપે, આમીન.

# સુલતાન યુગમાં
# ગુજરાત જ્ઞાનની પાઠશાળા બની ગયું હતું

ગુજરાતના સુલતાનોએ પોતાની રાજસત્તાના એકસો સિત્તેરથી એંસી વરસોના ગાળામાં જ્ઞાન અને વિદ્યાને ઘણુ ઉત્તેજન આપ્યુ હતું. તેમની એ કદરદાની અને ઉત્તેજનને લીધે ઈરાન, યમન, મિસર તથા હિજાઝ (મક્કા-મદીના)થી પ્રખર વિદ્વાનોએ ગુજરાતમાં આવી વસવાટ કર્યો હતો.

તે સમયે બધી જ કેળવણીની સંસ્થાઓ અત્યારની પેઠે અલગ ન હતી. ઉસ્તાદો મસ્જીદમાં આવી બેસતા. અને તેમની આસપાસ શાગિર્દોનો ડાયરો જામતો. એજ રીતે ખાનકાહો (મઠો)માં પણ શિક્ષણ અપાતું. તેમાં ખાસ કરીને ધાર્મિક શિક્ષણ ઉપર વિશેષ ભાર મૂકતો. ઠેર ઠેર મદ્રસાઓ પણ હતા. *(વિગત માટે જુઓ, 'યાદે અય્યામ' હકીમ સૈ.અબ્દુલહય રહ. પૃ.૩૩)*

અત્યારની જેમ વિસ્તૃત પાયા પર મોગલ રાજય કાળ દરમ્યાન દુનિયાના કોઈ દેશમાં રાજય તરફથી પ્રજાની રીતસરની કેળવણીનો બંદોબસ્ત ન હતો. મોગલ સમ્રાટોએ એ ખોટ પૂરવા માટે આખા સામ્રાજયમાં હજારો વિદ્વાનો, પંડિતો અને મૌલવીઓને પાઠશાળાઓ અને મકતબો શરૂ કરવા અને ટકાવી રાખવા જમીન જાગીર બક્ષિસ આપી હતી. અનેક અંગ્રેજ મુસાફરો સ્વીકારે છે કે, એ સમ્રાટોના ઉદાર પ્રોત્સાહનના પ્રતાપે તે સમયે સમસ્ત ભારતમાં શિક્ષિતોની સંખ્યાનું પ્રમાણ દુનિયાના કોઈ પણ દેશ કરતાં વિશેષ હતું.

*(Venu Prasad:History of Jahangir p. 92-93).*

એ સમયે હિંદુઓ તેમજ મુસલમાનો એક જ જગ્યાએ કેળવણી પ્રાપ્ત કરતા. હિંદુ તેમ જ મુસલમાનોની મિશ્રશાળાઓ ચાલતી હતી. એની પડતી પછી પણ એ જ પ્રથા ચાલુ રહી. કોઈ એક શિક્ષક પોતાના કે ભાડાના મકાનમાં એક મદ્રસો ખોલી લેતો. તેમાં લોકો પોતાના બાળકોને શિક્ષણ માટે મોકલતા. મિશ્ર શિક્ષણની વ્યવસ્થા મસ્જીદમાં પણ હતી.

હિંદઓએ ફારસી ભાષા અપનાવી ત્યારે મુસલમાનો સાથે મસ્જીદમાં પણ કેળવણી પ્રાપ્ત કરવા પોતાનાં બાળકોને મોકલવામાં તેઓ ઢીલ કરતા

ન હતા. સામાન્ય રીતે મકતબો મુસલમાન મિયાંજી અથવા તો કેટલીક વાર હિંદુ શિક્ષકોના હાથ નીચે ચાલતા. *(અદબિયાતે ફારસીમાં હિંદુઓકા હિસ્સા : પૃ.૨૩૮)*

આજે પણ શિક્ષણને લગતા અનેક અરબી તથા ફારસી શબ્દો ગુજરાતી -માં પ્રયોજાય છે. દા.ત. આખુંદજી, આલિમ, ઉસ્તાદ, જબાન, તારીખ, તવારીખ, દફતર (ફારસીમાં 'રજીસ્ટર-કેટલોગ' એવો અર્થ થાય છે. ગુજરાતીમાં ''છોકરાઓની ચોપડીઓ રાખવાની થેલી'' થાય છે.) બાદબાકી (ફારસીમાં એ શબ્દ વપરાતો નથી, પરંતુ 'બઅ્દ' પછી અને 'બાકી' રહેવુ ઉપરથી 'છેવટે બાકી રહે તે' એવો એનો અર્થ થઈ શકે) મકતબ, મદ્રસા, મુદ્દૃલ (મુદલ્લલ ઉપરથી) શાગિર્દ, સરવાળો, સરવૈયુ, (બન્ને સરમાયહ ઉપરથી) સરાસરી, (સરાસર ઉપરથી) હરફ, હિસાબ વિગેરે.

એ ઉપરાંત કીમિયો એ મૂળ ગ્રીક ભાષાનો શબ્દ છે, ફિલસૂફી મૂળ ગ્રીક ભાષાનો શબ્દ છે. નજૂમી, રમલ વગેરે શબ્દો પણ એ વિષયને લગતા છે. જે ગુજરાતીમાં ઉતરી આવ્યા છે. *(ડો. છોટુભાઈ ર. નાયક લિખિત : ''ગુજરાતી પર અરબી-ફારસીની અસર''માંથી સાભાર પૃ.૨૫૭-૮-૯)*

## વૈજ્ઞાનિક તથા ઔધોગિક શિક્ષણનું મહત્વ ઈસ્લામી શિક્ષણની રોશનીમાં

મૌલાના અબૂલ હસન અલી નદવી (રહ.) એક પ્રવચનમાં જણાવે છે કે, આપણામાંથી ઘણા લોકોને કયારેય એવો વિચાર આવ્યો નહી હોય કે કુર્આનમાં ઉદ્યોગલક્ષી વિજ્ઞાન (Technology)નો પણ ઉલ્લેખ છે. અને એવા નિષ્ણાંતોનો પણ ઉલ્લેખ છે, જેમણે જે તે સમયે પોતાના પ્રોદ્યૌગિકી વિજ્ઞાન દ્વારા સર્જનાત્મક કાર્યો કર્યા, જનસેવા કરી અને માનવસમાજની સુખ-સગવડ તથા સુરક્ષાના પ્રબંધો કર્યા. મેં હમણા જ આપની સમક્ષ કુર્આન મજીદની આ આયત પઢી, જેનો અર્થ આ મુજબ છે : ''અને અમે લોખંડ ઉતાર્યુ (ઉત્પન્ન કર્યુ), જેમાં(થી શસ્ત્રો બનવાની ક્ષમતાના લીધે) સખત ખતરો છે. અને લોકો માટે ઘણાં બધા ફાયદાઓ પણ છે. અને આ (લોહી અવતરણ) એટલા માટે છે કે ખબર પડે કે કોણ ખુદા તઆલા તથા

પયગમ્બરની જોયા વગર મદદ કરે છે (અને કોણ નથી કરતો). સાચે જ અલ્લાહપાક શકિતમાન તથા પ્રભૂત્વ ધરાવનાર છે.''

અલ્લાહ તઆલા ઉપકાર દર્શાવતા મહત્વ આપતી શૈલી ફરમાવે છે કે ''અમે લોખંડને ઉતાર્યુ.'' પહેલા વિચારો કે તેના માટે અરબીમાં અર્થ ઘણાં શબ્દો વાપરી શકાયા હોત. ખલક્ના ફરમાવતે. જેનો અર્થ થાય છે કે ''અમે લોખંડ સર્જયુ'', પરંતુ એમ નહીં કહ્યું, એમ કહ્યું કે ''અમે ઉતાર્યુ''. તો ઉતારવામાં તેની વિશેષતા દર્શાવવાની નેમ છે. અને આમ કહી અલ્લાહ તઆલા પોતાની કુદરત તથા માનવમાત્ર પ્રત્યે તેની કરુણા (રહમત)ને પણ તાદ્રશ કરવા માંગે છે. અને આ બધી અર્થચ્છાયાઓ બીજા કોઈ શબ્દથી વ્યકત થઈ શકતી નથી. સિવાય કે ''અવતરણ''.

આપને ખબર છે કે માત્ર ટેકનોલોજી જ નહીં, સ્થાપત્યકળા (આર્કી-ટેકચર) અને યુધ્ધકળામાં લોખંડ એક મહત્વપૂર્ણ અંગ છે. કાંઈ કેટલાય સર્જનાત્મક તથા સંરક્ષણાત્મક કાર્યો છે, જેમાં લોખંડ કેન્દ્રમાં હોય છે. કળા કારીગરીની કોઈ વ્યવસ્થાને લોખંડ વગર ચાલે એમ નથી. આ કુર્આનની ચમત્કૃતિ છે કે, તેણે અનેક ખીણ પેદાશોને છોડી દઈ લોખંડના ઉલ્લેખ પર પસંદગી ઉતારી અને કહ્યું **"વઅન્ઝલનલ હદીદ"** અર્થાત : અમે લોખંડ ઉતાર્યુ. તેમાં ઘણી શકિત છે. તેનાથી ખુદાના પાલનહાર હોવાના ગુણનો પણ નિર્દેશ મળે છે. અને તેની મહાનતાનું પણ ઘોતક છે. તે માત્ર તલવાર બનાવવા માટે, બંદૂક બનાવવા માટે, ટોપો અને ટેંકો બનાવવા માટે નથી, તે સર્જનાત્મક કાર્યો માટે પણ છે. કુર્આન શરીફ કહે છે : **"ફીહી મનાફિઉ લિન્નાસ"** અર્થાત્ તેમાં લોકો માટે અનેક ફાયદાઓ છે. અરબી જાણતા લોકો જાણે છે કે સામાન્ય નામ (commonnoun) જે હોય છે, તેમાં ઘણી વિશાળતા તથા વિપુલતા હોય છે. મનાફિઅ્ આયત આ જ સ્થિતિમાં છે.

ત્યાર પછી આટલુ જ નહીં, બલકે અલ્લાહ તઆલા પોતાના એક પયગમ્બરનો ઉલ્લેખ કરે છે. તેમનું નામ છે હઝરત દાવૂદ (અલૈ.) કુર્આન શરીફ કહે છે કે, અમે તેમને એવો ઓદ્યૌગિક વિજ્ઞાન આપ્યું, જેથી માનવજીવની સુરક્ષા થાય. (જેનાથી સાચા અર્થમાં વિકાસ થાય, રકાસ

નહી. જેનાથી સાચા અર્થમાં જીવન સુખમય બની જાય, નર્કાગાર નહી. જેમ આધુનિક ઔદ્યૌગિક ક્રાંતિ પછી બની ચૂકી છે.) અમે તેમના માટે લોખંડને નરમ બનાવી દીધો હતો. જેના કારણે તેઓ લોખંડ વડે ખંડન જ નહી, મંડન પણ કરી શકયા. કુર્આનનો એક એક શબ્દ ચમત્કાર છે.

પછી એક વ્યકિતની વાત નથી, બલકે કુર્આન શરીફ આગળ વધે છે. હઝ. સુલૈમાન (અલૈ.)ના સેવકો-કારીગરો (જેમાં જિન્નાતો અને ઈન્સાનો બન્ને હતા) પયગમ્બરના આદેશ તથા ઈચ્છા મુજબ કામ કરે છે, મનસ્પવી-પણે કાર્ય નથી કરતા. એવું ન હતું કે જે ઈચ્છા થઈ તે બનાવી લીધુ, બલકે તેઓ એ કામ કરતા હતા જે હઝરત સુલૈમાન (અલૈ.) ઈચ્છતા હતા, એમ સ્પષ્ટપણે કુર્આન શરીફ કહે છે. મતલબ કે તે વખતના ઉદ્યોગ પયગમ્બરના માર્ગદર્શન મારફતે અલ્લાહ તઆલાએ જણાવેલ હેતુ પાર પાડવાના આશયે ધમધમતા હતા. આજના માનવીએ પયગમ્બરોના આ શિક્ષણને ભૂલાવી દઈ કાંઈ કેટલીય વસ્તુઓ ખંડનાત્મક તથા નકારાત્મક (Destructive & passive) ઉદ્દેશો સિધ્ધ કરવા માટે બનાવી છે. પરંતુ અલ્લાહ તઆલાએ આ આયતમાં કહી દીધુ કે "જે પયગમ્બર ઈચ્છતા તે કામ જ તેઓ કરતા હતા." તેઓ સ્વતંત્ર ન હતા કે જે ઈચ્છે તે બનાવી નાંખે, લોકો પર હુમલા કરે, કૌમોને તબાહ તથા રાષ્ટ્રોને બરબાદ કરે.

મારો અંદાજો જ નહીં અનુભવ પણ છે કે, ઇસ્લામી ઈતિહાસનો આ દ્રષ્ટિકોણથી બહુ ઓછો અભ્યાસ કરવામાં આવ્યો છે કે મુસ્લિમો કઈ અને કેટલી ઔદ્યૌગિક પ્રગતિ કરી હતી. અને આધુનિક ઔદ્યૌગિક ક્રાંતિમાં મુસ્લિમોનો શું તથા કેટલો ફાળો (Coutriboution) છે ?

દાખલા ખાતર એક વાત કહું છું. આધારિત તર્ક (Deduvtiv logic) અને બીજો પ્રત્યક્ષ આધારિત તર્ક (Inductive logic). આ એક ઐતિહાસિક હકીકત છે કે વિજ્ઞાન ટેકનોલોજી અને સોશયલ સાયન્સીસનું અસ્તિત્વ તથા તેમની પ્રગતિ પ્રત્યદાન પ્રમાણે આધારિત તર્કને આભારી છે. યુરોપમાં વિજ્ઞાન તથા તેની વિવિધ શાખાઓનો ઉદ્દ્ભવ તેમજ પ્રાયોગિક ધોરણે સંશોધનનો દ્વારા નવી નવી શોધો કરવાનો કાળ ત્યારે શરૂ થયો, જયારે

તેમણે અનુમાન પ્રમાણે ત્યજી પ્રત્યક્ષ પ્રમાણથી કામ લેવાનું શરૂ કર્યુ. આ પ્રત્યક્ષ પ્રમાણને પ્રયોજવાની પધ્ધતિ આરબોની ભેટ છે. જે સ્પેન માર્ગે યુરોપ પહોંચી. ગુસ્તાવલીબોન (Gustave lebon) જે વિખ્યાત તથા સર્વમાન્ય ઈતિહાસવિદ તથા લેખક છે, લખે છે કે લોકો પ્રયોગ, અભ્યાસ તથા પ્રત્યક્ષ પ્રમાણ આધારિત તર્કને જે આધુનિક વિજ્ઞાનની બુનિયાદ છે. ફ્રાંસિસ બેકન (Francis Bacon) સાથે જોડે છે. પરંતુ હવે એ સ્વીકાર કરી લેવુ જરૂરી છે કે આ પધ્ધતિ સંપૂર્ણપણે આરબોની શોધ છે.

અનુમાન પ્રમાણ એટલે કે તમે પહેલાથી એક દ્રષ્ટિકોણ બનાવી લ્યો અને કહો કે આવુ થાય છે. ત્યાર પછી જે પ્રત્યક્ષ અનુભવ થાય તેને તેના અંતગર્ત કરી આપો. અને દાવો કરો કે આવુ જ થાય છે. મતલબ પોતાની બુધ્ધિ અથવા સીમિત પ્રયોગ વડે એક પૂર્વગ્રહ બાંધો અને ત્યાર પછી જે કાંઈ અનુભવો થાય તેને પેલા પૂર્વગ્રહ મુજબ ઢાળવાની કોશિષ કરો. આ અનુમાન પ્રમાણ જગતના પ્રત્યક દર્શનશાસ્ત્ર ત્યાં લગી કે ગ્રીક દર્શનશાસ્ત્ર ઉપર પણ છવાયેલો હતો. ગ્રીકતત્વજ્ઞાન અને અનુમાન પ્રમાણ એકબીજાના પ્રયાય સમાન બની ચૂકયા છે. આપણા મદ્રસાઓમાં પણ તર્કશાસ્ત્ર તથા દર્શનશાસ્ત્ર ઉપર જે પુસ્તકો ભણાવવામાં આવે છે, તે બહુધા ગ્રીક ફિલોસોફી પર જ આધારિત છે.

પ્રત્યક્ષ પ્રમાણનો અર્થ એ છે કે વિવિધ ઘટનાઓ જોઈને, અનુભવીને, ચકાસીને તે બધી ઘટનાઓમાં જે સમાન તત્વ કે પરિબળ (Common factor) હોય તેને સિધ્ધાંત (Principal) તરીકે પ્રસ્થાપિત કરવામાં આવે. યુરોપીયન ઈતિહાસકારો પૈકી જેમણે વિજ્ઞાનના ઈતિહાસ પર લખ્યુ છે તેઓ સર્વસંમતિપૂર્વક એક વાત લખે છે કે, યુરોપની પ્રવર્તમાન, વૈજ્ઞાનિક તથા ઔદ્યૌગિક પ્રગતિ ''પ્રત્યક્ષાનુભવ''ને આભારી છે. અને બધા એ પણ જાણે છે કે, આ અભ્યાસ પધ્ધતિ સ્પેનથી આવી છે. સ્પેનથી આ સિધ્ધાંત આવ્યો ન હોતે, તો યુરોપ પ્રગતિ નહી કરતે. પહેલા કોઈ પણ એક વસ્તુને જોઈને અભિપ્રાય ઘડવામાં આવતો હતો, તેમાં ઉતાવળ હતી, આડેધડ નિયમો લાગુ કરવામાં આવતા. ત્યાર પછી મુસ્લિમોના પ્રતાપે પ્રત્યક્ષ

પ્રમાણનું ચલણ થયું તો અનેક ચીજો જોવામાં આવતી. ઝાડને, પાનને, ધૂલને, જમીનને વિવિધ વસ્તુઓને જોવામાં આવતી. ત્યારપછી સર્વસામાન્ય નિયમની તારવણી કરવામાં આવતી. આ પ્રત્યક્ષ પ્રમાણે યુરોપના દિમાગને પ્રકાશ પુરો પાડયો. એક નવુ ક્ષેત્ર ખોલી આપ્યુ. અને વિજ્ઞાનનો વિકાસ તે દિવસથી જ શરૂ થયો. જો તમે મને પૂછો વિજ્ઞાનનો જન્મદિન કયારે હતો, તો હું કહીશ કે જ્યારે યુરોપે પ્રત્યક્ષ પ્રમાણને એક અભ્યાસ પધ્ધતિ તરીકે સ્વીકાર્યો તે દિવસે તેનો જન્મદિન છે. તે દિવસ છે જ્યારે તેણે તેને સ્પેનથી આયાત કરી.

એવી જ રીતે તે વિસ્તાર જયાં સમરકંદ બુખારા જેવા શહેરો આવેલા છે (યોગનુયોગે હું થોડા દિવસો પહેલા જ ત્યાં જઈને આવ્યો છું) ત્યાં મોટા મોટા બૌધ્ધિકો, ચિંતક, શોધ તથા સંશોધન કરનારાઓ પાકયા હતા. ઈબ્ને સીના (એવરસિન્ના)ની કૃતિ ''અલકાનૂન''થી આજે પણ લાભ ઉઠાવવામાં આવી રહ્યો છે. ઈબ્ને સીનાની સમજશકિત પર અને તેના વિશાળ અનુભવ જોઈ આશ્ચર્યમાં પડી જવાય છે કે, તે કેવી રીતે માનવીય અંગોની રચના તથા તેના ગુણધર્મો સમજયો. અને કેવી રીતે બીમારીઓનો નિદાન કર્યો અને તેના ઉપચાર સૂચવ્યા.

આમ વિવિધ ક્ષેત્રોમાં મુસ્લિમોએ એવી પ્રગતિ સાધી જે યુરોપીય પ્રગતિ માટે પાયારૂપ પુરવાર થઈ. યુરોપે ત્યાંથી સફર શરૂ કર્યો છે, જ્યાં મુસ્લિમોએ વિશ્રામ કર્યો હતો. આ એક ગેરસમજ છે કે, વૈજ્ઞાનિક યુગનો આરંભ યુરોપમાં થયો. જે અલ્પજ્ઞાન અથવા અજ્ઞાનના કારણે જનમ્યો છે. જાણે કે યુરોપ વિજ્ઞાનનો પહેલો શિક્ષક છે. આ ગેરસમજ ટૂંક અભ્યાસ તથા દ્રષ્ટિ અને પૂર્વગ્રહના કારણે જ ટકી શકી છે.

મને ખુદાપાકે મોકો આપ્યો કે હું સ્પેન ગયો. સારી રીતે મેં સ્પેન જોયું. હું તેના એક ખુણા ટોલિટોલા (Toletola)થી લઈ ગ્રેનેડા (Granada) સુધી ગયો. મેં અલહમરા મહેલ જોયો. શહેર જોયું કારદોબાની મસ્જિદ જોઈ. ત્યાંના બાંધકામો જોયા. તેના પુરાતત્વીય અવશેષો જોયા. આવી જ રીતે

બગદાદમાં અને જ્યાં મુસ્લિમોના પાટનગરો છે ત્યાં આપને મસ્જીદો જોવા મળશે. જેની ઉપર આશ્ચર્ય થશે. તેની બાંધણી જોઈ વિશ્વાસ નથી થતો કે આ ઈમારતોને આવી રીતે પણ બનાવી શકાય છે. અહીં અલબયરૂની જેવી વિભૂતિએ જ જન્મ લીધો. જે ભારત આવ્યા અને ઈતિહાસ લેખના શાસ્ત્રમાં સ્વીકાર કરવામાં આવ્યુ છે કે, ઘણાં બધા સિધ્ધાંતો એવા છે જેને સર્વપ્રથમ અલબયરૂની જેવા મુસ્લિમ ઈતિહાસકારોએ રજુ કર્યા હતા.

મુસ્લિમોએ પણ વિજ્ઞાન તથા ટેકનોલોજી સંબંધી શિક્ષણ મેળવવુ જોઈએ. એવુ ન સમજવુ જોઈએ કે આ કોઈ બિદઅત છે અને તેને અખત્યાર કરવાનુ કહેવામાં આવે. શુધ્ધ ઈસ્લામી પરિભાષાનુસાર આ બિદઅત નથી. બલકે મારો મત તો એ છે કે, આ મુસ્લિમોની એક પ્રાચીન સુન્નત છે. હવે તેને જીવંત કરવી જોઈએ. આજે મુસ્લિમોને તેની ઘણી જરૂર છે. અને મુસ્લિમો પાછલા કાળમાં વિજ્ઞાન-ટેકનોલોજીની બાબતમાં અન્ય ઘણી કોમોની આગળ હતા. મારો અભ્યાસ કહે છે, પ્રવાસ કરતો રહયો છું, વિવિધ શૈક્ષણીક સંસ્થાઓમાં જઈ આવ્યો છું, ભારત જ નહીં, ભારતના આસપાસના વિસ્તારોમાં પણ ઘણી વખત ગયો છું, મારો અભ્યાસ કહે છે કે મુસ્લિમો વર્તમાન કાળમાં જ વિજ્ઞાન ટેકનોલોજી ક્ષેત્રે પછાત છે.

એવુ લાગે છે કે મુસ્લિમોના દિમાગ સાહિત્ય અને કવિતામાં વધારે ચાલે છે. લલિતકળાઓમાં તેઓ પાવરધા હોય છે. અમુક લોકોએ તો જાણે નિયમ ઘડી કાઢયો છે જેમાં મજા આવે, પ્રસન્નતા મળે, સૌંદર્ય હોય, ચટાખો હોય, મુસ્લિમોનું દિમાગ એવી જ વાતોમાં ચાલે છે. રહી ગઈ તે વાતો જેમાં મહેતન કરવાની છે, જેમાં ધીરજની આવશ્યકતા છે અથવા જેના પરિણામ આવવામાં વિલંબ થાય છે કે જે નિરસ હોય, એવી બાબતોમાં મુસ્લિમોની બુધ્ધિ ઓછી ચાલે છે. જો કે આ નિયમ સાચો નથી. જયાં સુધી મુસ્લિમોનો સંબંધ છે આ બહુ ઉતાવળીયા ચુકાદો છે.

મને બહુ ખુશી છે, મુબારકબાદ આપી રહ્યો છું કે, આપણા શહેરમાં આ એક કેન્દ્ર આકાર લઈ રહ્યો છે (આ પ્રવચન લખનઉ સ્થિતિ ઈન્સ્ટીટયુટ

ઓફ ઈન્ટેગો ટેકનોલોજીની પાયાવિધિ વખતે મૌલાનાએ આપ્યું હતું.) આવા કેન્દ્રોની દરેક શહેરમાં, દરેક જગ્યાએ કોમને જરૂર છે. અને મુસ્લિમોએ આવી સંસ્થાઓ ચલાવવાની જરૂરત છે કારણ કે આજે પણ રાજનીતિ, લોકશાહીના આ કાળમાં ઔદ્યોગિક વિજ્ઞાનની વિવિધ વિદ્યાશાખાઓની મહત્વતા જળવાયેલી છે. અને ઉપયોગીતા બાકી છે. મને એવુ લાગે છે દિન-પ્રતિદિન આ મહત્વ વધતો જશે. ઘટશે નહી. અને આપણે ભારતમાં આપબળે સ્વનિર્ભર ત્યાં સુધી થઈ શકતા નથી જયાં સુધી આપણે ઉકત વિદ્યાઓમાં નિપુણતા પ્રપ્ત નહી કરી લઈએ. અને તે વિદ્યાઓ પોતાના કલ્યાણ અર્થે ઉપયોગમાં નહીં લઈએ.

## તઅલીમમાં સ્ત્રીઓનો હિસ્સો

ઈતિહાસવિદો અને હદીષના જાણકારો એ વાત સુપેરે જાણે છે કે, ઈસ્લામના આગમન પૂર્વે દુનિયાની સ્થિતિ અત્યંત ખરાબ હતી. ઈન્સાનિયત રડતી હતી, ઝુલ્મ-સિતમનું બજાર ગરમ હતું, દરેક પ્રકારની બુરાઈઓ ફેલાયેલી હતી, તેમ છતાં એ યુગને જમાનએ બદઆમાલી કે શિર્ક કહેવામાં આવતો ન હતો. જીવતી છોકરીઓને દફનાવવાના આ યુગને ઝમાનએ જાહિલિય્યત કહેવાતો. કારણ માત્ર એ જ કે, આ બધા પાછળ જહાલત હતી. એ નિર્વિવાદ વાત છે કે, કોઈ પણ કૌમ ત્યાં સુધી પ્રગતિ કરી શકતી નથી, જ્યાં સુધી તેનામાં શિક્ષણ ના હોય. માટે જ એ યુગને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દ્વારા ઝમાનએ જાહિલિય્યત કહેવામાં આવ્યો. એનાથી તદ્દન વિપરિત હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમનનો હેતુ જહાલતને ખતમ કરી જ્ઞાન ફેલાવવાનો હતો. કુર્આન શરીફની પહેલી આયત દ્વારા અલ્લાહપાક એ સ્પષ્ટ કરવા ચાહે છે કે, ઈસ્લામમાં તાલીમનું ભારે મહત્વ છે. ઉલમાનું મહત્વ બતાવી કુર્આન કહે છે : ''ઉલમા જ અલ્લાહપાકથી ડરનારા છે'' ઈલ્મ હોય તો જ માણસમાં તકવો-પરહેઝગારી આવે. અલ્લાહ તઆલાની મઅરિફત હાસિલ થાય.

ઈલ્મ વિના ઈન્સાન ઈન્સાનની ખિદમત કરી શકતો નથી, ન તો તે પોતાની જિંદગીથી વાકેફ થઈ શકે છે. તલબુલ્ઇલ્મી....વાળી હદીષ માત્ર

પુરૂષને જ નહીં, સ્ત્રીઓને પણ શામેલ કરે છે. આજે લોકો એમ વિચારે છે કે, ઔરતો રસોડાની રાણી છે. ઔરતોએ દીનના વિસ્તરણ માટે કુર્બાની આપેલી છે. પહેલી આયત *ઈકરઅ...*ના નાઝિલ થતી વખતે પ્રથમ ઔરત મુસલમાન હતા, તે હતા હઝરત ખદીજા (રદી.). શહાદતની વાત કરીએ તો સૌ પ્રથમ શહાદત વ્હોરનાર હઝરત સુમૈયા (રદી.) હતા.

તહાવી શરીફ હઝરત ઈમામ અબૂ જઅફર (રહ.)ની લખેલી છે. જેમાં હઝરત ઈમામ સાહબની દિકરી વિશેની વાતો છે. તહાવી શરીફને પઢનાર ઉલમા હઝરાત રૂહાની રીતે સાહબઝાદીના શાગિર્દ છે.

આજે ઔરતો ઘરનું કામકાજ કરી બેસી રહે છે. ઔરતો આજે એ ઈરાદો કરી લે કે, અમારે ઈલ્મ-સુલૂક અને મઅરિફતે ઈલાહી (અલ્લાહ તઆલાની ઓળખાણ) મેળવવી છે, તો તેઓ આલિમહ-ફકીહિય્યહ બની શકે છે.

## હેતુલક્ષી પરિવર્તન અને તેના નુકસાનો

એક મહત્વપૂર્ણ બાબત તરફ ધ્યાન દોરવવા માંગું છું કે, દીની-દુન્યવી બન્નેવ શિક્ષણનો મૂળભૂત હેતુ શું છે ? તે ધ્યેય (મકસદ) છે કે સાધન ?

દુન્યવી શિક્ષણપ્રાપ્તિનો રોઝી-રોટી રળવાના (ભૌતિક લાભ) સાધન તરીકે નહી, બલ્કે નૈતિક મૂલ્યોની છત્રછાયા હેઠળ સદાચાર, શિષ્ટાચાર, સદ્‌ભાવના, સમાજસેવા, સત્યતા, સભ્યતા અને સંસ્કારિક સદ્‌ગુણોના સિંચન જેવા ઉચ્ચ હેતુઓ અને શ્રેષ્ઠ લક્ષો માટે જ ઉપયોગ કરવાનો હોય છે.

ઈસ્લામે આરંભકાળથી પોતાની શિક્ષણ પધ્ધતિમાં શિક્ષણને ઉચ્ચ સંસ્કાર અને માનવ ઘડતર માટે પાયારૂપ સ્થાન અર્પણ કર્યું છે. પરંતુ ઘણા ખેદ અને અફસોસની વાત છે કે પશ્ચિમી સંસ્કૃતિ હેઠળની આપણી શિક્ષણ-નિતિએ માનવસમાજની ઘોર ખોદી નાંખી છે.

ભારતીય ઉપખંડમાં વર્તમાન શૈક્ષણિક વ્યવસ્થાના સ્થાપક લોર્ડ મેકાલે હતા, જેમણે પોતાની ઐતિહાસિક ડાયરી (ઈ.સ. ૧૮૫૩માં) ભારતના

ગવર્નર જનરલ સમક્ષ રજૂ કરી હતી, જેમાં શૈક્ષણિક વ્યવસ્થાના સઘળા હેતુઓ ઘણા જ સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કર્યા છે.

મેકાલેની આ શિક્ષણનિતિના પ્રભાવથી આપણા પૂર્વીય સમાજના વિદ્યાર્થીઓના અંતરમાં આ વાત સમાઈ ગઈ કે શિક્ષણનો મુખ્ય હેતુ ભૌતિક (માદ્દી) સાધન સામગ્રી પ્રાપ્ત કરવાથી વિશેષ કાંઈ નથી. ખુલ્લી વાત છે કે આવા સંજોગોમાં શિક્ષણ ક્ષેત્રે ગમે તેટલો વિકાસ થાય, પરંતુ ભારતીય સાંસ્કૃતિક મુલ્યોની સાચવણી, સમાજ કલ્યાણ તથા પોતાના સમય અને કામની જવાબદારી જેવા મહત્વના પાસાઓ પ્રત્યે બેદરકારી દાખવવાથી દેશને સામુહિક લાભ પહોંચી શકતો નથી.

અલ્લામા ઈકબાલના શબ્દોમાં :

**અસ્રે હાઝિર મલકુલ્મૌત હે તેરી, જીસ્ને કબ્ઝ**
**કર લી રૂહ તેરી દે કે તુજે ફિક્રે મઆશ**

**અર્થ** : વર્તમાનયુગ તારો યમરાજ છે, જેણે તને રોટીના ચક્કરમાં નાંખી, તારી આત્માને કબ્ઝ કરી લીધી છે.

પ્રજાસત્તાક ભારતના પ્રથમ શિક્ષણમંત્રી મૌલાના અબુલકલામ આઝાદે ઈ.સ. ૧૯૨૦માં કલકત્તાના એક મદ્રસાના ઉદ્‌ઘાટન સમારોહમાં (જેમાં મહાત્મા ગાંધીજી પણ હાજર હતા) પ્રવચન આપતા ઘણી મહત્વની બાબત તરફ નિર્દેશ કર્યો હતો કે, **ભારતમાં સરકારી શિક્ષણે (લોર્ડ મેકાલીની શિક્ષણનિતિએ) આપણા ભારતીય સમાજને જે સંસ્કારિક અને સામાજિક નુકસાન પહોંચાડયું છે, તેમાં સૌથી મોટુ નુકસાન એ છે કે, શિક્ષણ પ્રાપ્તિના ઉચ્ચ હેતુથી આપણુ ધ્યાન બીજી તરફ કેન્દ્રિત થઈ ગયુ. જ્ઞાન જે અલ્લાહ તઆલાની એક અમાનત છે, તેને ફક્ત એટલા માટે જ પ્રાપ્ત કરવી જોઈએ કે તે જ્ઞાન છે.**

**પરંતુ સરકારી યુનિવર્સિટીઓએ આપણને એક બીજો રસ્તો બતાવ્યો છે. તે એટલા માટે જ્ઞાનનો શોખ અને ભૂખ લગાડે છે કે, તેના વગર સરકારી નોકરી નથી મળી શકતી. હવે ભારતમાં શિક્ષણ**

**જ્ઞાન માટે નહી, બલ્કે જીવનનિર્વાહ માટે પ્રાપ્ત કરવામાં આવે છે.**

**આ મોટી મોટી શૈક્ષણિક ઈમારતો જે અંગ્રેજી શિક્ષણની કોલોનીઓ છે, શું તે સાચા જ્ઞાનપ્રેમીઓ અને વાસ્તવિકતાના ચાહકોથી ભરેલી છે ? નહીં બલ્કે એક મુઠ્ઠી ઘઉં અને એક પ્યાલા ચોખાના પુંજારી-ઓથી, જેમના અંતરમાં યકીન સાથે ઠસાવવામાં આવ્યુ છે કે, શિક્ષણ પ્રાપ્તિ વગર તે પોતાની રોઝી-રોટી મેળવી શકતા નથી. હું આપને દૃઢ વિશ્વાસ અપાવુ છું કે, જ્ઞાન અને શિક્ષણના આ સર્વસામાન્ય અપમાન, તિરસ્કાર અને ધિક્કારના અંધકારમાં જ્ઞાન પુંજાની સાચી જ્યોતિ બરાબર પ્રકાશિત રહી છે. તે આ ઇસ્લામી ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરતાઓનો એક વર્ગ છે, જે અરબી મદ્રસાઓમાં ધાર્મિક જ્ઞાન અને ભાષાના વિષયો પ્રાપ્ત કરી રહ્યા છે.**

**આપ નિઃસંદેહ રહેજો કે આજે સાચા અર્થમાં ફકત આ એક સમુહને જ જ્ઞાનના યથાર્થ અને સાચા પૂંજારી કહી શકીએ છીએ.**

*(ખુતબાતે આઝાદ)*

મદ્રસાઓ જે એક ખાસ માન્યતા સાથે પોતાની રાહ પર ચાલી રહ્યા છે, તેને વર્તમાન ભૌતિકવાદમાં સમજવુ ઘણુ મુશ્કેલ છે. તે એ કે સમગ્ર સૃષ્ટિની પ્રત્યેક સજીવ વસ્તુને રોઝી-રોટી આપવાવાળી ફકત એક સર્વશકિતમાન અલ્લાહપાકની ઝાત છે, તેના હુકમ સિવાય કોઈ પાંદડું પણ હાલી શકતુ નથી. તેના જ કબ્ઝામાં આકાશ અને પાતાળના સમગ્ર ખજાનાઓ છે. જે અલ્લાહપાક બાળકના જન્મ પહેલા માંની છાતીમાંથી દૂધની બબ્બે નહેરો દ્વારા તેની રોઝીની વ્યવસ્થા કરી આપે છે. જેણે કુર્આન શરીફમાં સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે કે, પૃથ્વી ઉપર હડસેલા મારતા (ચાલતા-ફરતા) પ્રત્યેક સજીવને રોઝી પહોંચાડવાની જવાબદારી મારી છે. જે સમુદ્રો અને જંગલોમાં રહેતી અબજો પ્રકારની ગુંગી સજીવ સૃષ્ટિની રાત-દિવસની સમગ્ર જરૂરતો પુરી પાડે છે. શું તે પોતાના જ્ઞાન પ્રાપ્ત કરનાર, પોતાની ઈબાદત અને પ્રાર્થનામાં તલ્લીન રહેનાર, પોતાના ઉપદેશો અને આદર્શોના પ્રચાર કરનારને ભૂખ્યો તરસ્યો છોડી મુકશે ? હરગીઝ નહી !

આ એક ગેબી પરંતુ વાસ્તવિક હકીકત છે. જેને આપણે રોજ અનુભવી રહ્યા છે. એનો અર્થ એ પણ નથી થતો કે, કુર્આન શરીફ રોઝી-રોટી કમાવ -વાની મનાઈ કરે છે. હરગીઝ નહીં, બલ્કે હલાલ કમાઈને તો ઇસ્લામના ફર્ઝો અને જરૂરી સિદ્ધાંતોમાંથી ગણવામાં આવ્યો છે અને ભીખ માંગવાની સખ્ત મનાઈ કરવામાં આવી છે.

પરંતુ ભૌતિક દુનિયાને જ સુખ-સંપત્તિ અને સિધ્ધિના સોપાન સર કરવા સમાન સમજવુ, માણસાઈ, નૈતિક મૂલ્યો અને ઉચ્ચ સંસ્કારોની જગ્યાએ ધન-દૌલત અને વૈભવી જીવનથી જ માણસની કિંમત આંકવાના માપદંડને ઈસ્લામ બિલ્કુલ પસંદ કરતો નથી.

આપણો પાછલો ઈતિહાસ દર્શાવે છે કે, જ્યારે બગદાદમાં મદ્રસા નિઝામિય્યહ કાયમ થયો. અને ઈલ્મપ્રેમી નેકદિલ બાદશાહો તરફથી ઉલમાએ કિરામ અને તાલિબે ઈલ્મોની સ્કોલરશીપ નક્કી થઈ તો બુખારા શહેરના આલિમોએ હર્ષોલ્લાસની જગ્યાએ ઘણો અફસોસ વ્યકત કર્યો કે હવે આખિરતના ઉંચા મકસદની જગ્યાએ ઈલ્મ ફકત દુન્યવી માન મર્તબા અને માલદારી માટે પ્રાપ્ત કરવામાં આવશે. અને એક દિવસે તે બનાવ પણ બન્યો કે વઝીર સાહેબે દરેક વિદ્યાર્થીને ઈલ્મ પ્રાપ્તિની નિય્યત પૂછી તો બધાએ જ દુન્યવી મર્તબો, ઈઝઝત અને હોદ્દા વગેરેનું વર્ણન કર્યુ. વઝીર સાહેબ માયૂસ થઈ મદ્રસો બંધ કરવાના ઈરાદે પાછા ફરી રહ્યા હતા. અને એક રૂમમાં એક વિદ્યાર્થીને ઈલ્મ પ્રાપ્તિમાં મશ્ગુલ જોયો. દિલમાં આવ્યું કે આને પણ પુછતો જાઉં. તે તાલિબે ઈલ્મએ એવો વ્યવસ્થિત અને ઈખ્લાસભર્યો જવાબ આપ્યો કે વઝીર સાહેબે મદ્રસો બંધ કરવાનો ઈરાદો મુલ્તવી રાખ્યો. તે તાલિબે ઈલ્મ બીજા કોઈ નહીં, પરંતુ અબૂ હામિદ મુહમ્મદ અલ્ગઝાલી (રહ.) હતા. ઈમામ ગઝાલી (રહ.)એ ઈલ્મ પ્રાપ્તિનો મુખ્ય હેતુ ફકત અલ્લાહપાકની રઝામંદી અને આખિરતનો ડર બતાવ્યો હતો.

જ્યાં સુધી નોકરી અને કમાવાનો પ્રશ્ન છે, તો મદ્રસાના અભ્યાસક્રમ-વાળાઓ માટે આ કદી દુ:ખાવાનો વિષય બન્યો જ નથી. હાં, મોર્ડન શિક્ષણ પ્રાપ્ત કરનારાઓ માટે જરૂર ચિંતાનો વિષય છે.

જેમકે **શ્રી બટુક વોરા** પોતાના એક લેખ **''ઉચ્ચ શિક્ષણ લઈ-લઈને શું કરવુ ? યુવા વર્ગની વિકરાળ સમસ્યા''**માં આને વર્તમાન ભારતની એક અતિ ગંભીર અને ભયંકર સમસ્યા લેખતા જણાવે છે કે, ભારતનું પાટનગર દીલ્હી હોય કે કામણગારી નગરી મુંબઈ, કલકત્તા હોય કે પછી દક્ષિણનુ કોચીન, નવી પેઢીની એક સમસ્યા બધે જ એટલી જ વિકરાળ છે. **શિક્ષણ મેળવીને શું કરવું ? કયાં છે કોઈ આકર્ષક નોકરી કે ધંધો?** કઈ રીતે જીવનમાં સફળ કે સુખી થવું, જ્યારે સમગ્ર રાષ્ટ્રીય અર્થતંત્ર નિરાશાજનક ચિત્ર રજૂ કરે છે ?

આ વ્યાપક નિરાશા પાછળ કારણભૂત છે ટેકનીકલ શિક્ષિત બેરોજગારોની સંખ્યા, જે કુલ નિષ્ણાંતોનો ચોથો હિસ્સો છે. દર વર્ષે ભારત સરકાર ૫૦,૦૦૦ કરોડનો ખર્ચ શિક્ષણ પાછળ ખર્ચે છે. જેની ઊંડી તપાસ તાજેતરમાં આયોજન પંચના એક ખાસ ગૃપ તરફથી કરવામાં આવી, ત્યારે તારણ નીકળ્યુ કે મોટાભાગની આ જંગી રકમ ગટરમાં જ વહી જાય છે ! માધ્યમિક શિક્ષણ પામેલા યુવાનોના ૧૫ ટકા આજે તદ્દન બેકાર બેઠા છે. એટલુ જ બીજુ ગંભીર તારણ એ છે કે, આ જ રીતે જો નીતિ ચાલુ રહેશે, તો આવતા પાંચ વર્ષોમાં બેરોજગારીનો આંક ડબલ થશે, અથવા લગભગ પાંચ કરોડ યુવાનો કામ માટે ભટકતા હશે ! આજે એ સંખ્યા બે કરોડ ૬૦ લાખની છે.

હવે એ હકીકત તરફ નજર નાખીએ કે, કયા રાજ્યમાં કેટલી બેરોજગારી છે ? કેરાલા જેવા સૌથી શિક્ષિત રાજ્યમાં બેકારીનો આંક ૨૦ ટકા છે. જેમાં ૧૫ થી ૨૯ વર્ષના યુવાનોમાં ૩૫ ટકા છે. પશ્ચિમ બંગાળમાં હાલમાં ૧૫ ટકા છે. જેમાં ૨૫ ટકા યુવાનો છે. ગુજરાતમાં હાલમાં આ ટકાવારી ૨૦-૨૨ ટકા ગણાય છે. યુવાનોમાં ૩૫ થી ૪૦ ટકા. *(હવાલો ગુજરાત મિત્ર)*

વાંચક બંધુઓ ! સરકારી તિજોરીઓ ખાલી કર્યા બાદ પણ શિક્ષિત બેરોજગારોની આટલી લાંબી લાઈનો લાગી હોય અને સરકાર પાસે તેનો કોઈ જ વિકલ્પ ન હોય તો પછી અલીગઢથી ડિગ્રી પ્રાપ્ત કરેલ આધુનિક મૌલવીઓના આ નવા ધસારાને તે શું શિક્ષિત બેરોજગારોની કટારમાં જ

ઉભા રાખવા માંગે છે ? મૌલવી કંઈક કમાઈને પણ સમાજ માટે બોજરૂપ તો નથી બનતા. અને ગલીઓ તથા મહોલ્લાની ઓટલીઓ અને ચોરાઓ ઉપર બિચારા શિક્ષિત બેરોજગારોની જેમ બેકાર બેસી બીજા વ્યર્થ અને સામાજિક દૂષણોમાં સંડોવાતા નથી. આર્થિક ભીંસને લઈ કોઈ મૌલવી સાહેબના આપઘાત કરવાનો આજ સુધી એક પણ કિસ્સો બન્યો નથી.

જસ્ટીસ શ્રી રાજેન્દ્ર (સચ્ચર કમિટી)ના રિપોર્ટ પ્રમાણે જ્યારે મદ્રસા-ઓમાં શિક્ષણ પ્રાપ્ત કરતા તલબાની સંખ્યા ફકત ચાર ટકા છે. (હકીકતમાં ૧ ટકાથી પણ ઓછી છે) તો સરકારને તથા મુસ્લિમ બુધ્ધિજીવીઓને ચાર ટકા મુસ્લિમ બાળકોના ભવિષ્યની જેટલી ફિકર છે તેટલી ફિકર છન્નું (૯૬) ટકા સ્કુલ કોલેજ જતા મુસ્લિમ વિદ્યાર્થીઓની કેમ નથી ? તેમના માટે નવી સ્કુલો, કોલેજો કાયમ કરે. લઘુમતિ શાળાઓ તથા શૈક્ષણિક સંસ્થાઓની મંજૂરી તથા સંચાલન, પ્રગતિ અને તેમના અધિકારોના અમલી-કરણમાં જે રૂકાવટો છે, તેને દૂર કરવાની કોશિશો કરવામાં આવે.

મુસ્લિમ બહુમતિ ધરાવતા ઘણા બધા વિસ્તારોમાં મુસ્લિમોની જરૂરત પ્રમાણે સ્કૂલો નથી. જ્યાં છે ત્યાં પણ પ્રાથમિક સુવિધાઓનો અભાવ છે. ઘણી જગ્યાએ બાળકોની સંખ્યાના પ્રમાણમાં સ્ટાફ ઓછો છે. ખાસ વિષયો અંગ્રેજી, ગણિત અને વિજ્ઞાનના ટીચરો જ નથી. આ પ્રમાણેના સંખ્યાબંધ પ્રશ્નો છે. સૌપ્રથમ તેમની ફિકર ચિંતા કરવી જોઈએ.

## જગતનો મોટો ફિત્નો : પેટ

આજકાલ દુન્યામાં જાતજાતના ફિત્નાઓ ઉભા થઈ રહ્યા છે. તે બધા ફિત્નાઓમાં એક મૂળભૂત તથા મોટો ફિત્નો 'પેટ'નો છે. પેટ ભરવું જીવનનો મહત્વપૂર્ણ હેતુ બનીને રહી ગયો છે. દરેક માણસનો શોખ એ છે કે, ચટાકેદાર ભોજન વડે તેના મોઢાનો સ્વાદ જળવાયેલો રહે. આ ફિત્નો (દૂષણ) એટલો વ્યાપક છે કે બહુ ઓછા લોકો આનાથી બચી શક્યા છે. વેપારી હોય કે નોકરિયાત, સ્કૂલના માસ્તર હોય કે કોલેજના પ્રોફેસર, દીની મદ્રસાના ઉસ્તાદ હોય કે મસ્જિદના ઈમામ, બધા જ આ મુસીબતમાં

ફસાયેલા છે. હા, માત્રામાં ફર્ક જરૂર છે.

આજે સમગ્ર જગત સાધનોની વિપુલતા હોવા છતાં લોભ લાલચની ભઠ્ઠીમાં શેકાય રહ્યું છે. અશાંતિ તથા અજંપાનો ધૂમાડો ચારેકોર ફેલાયેલો છે. આ ફિત્નાનું બુન્યાદી કારણ તે જ છે, જેની તરફ અલ્લાહના રસૂલ (સલ.)એ આંગળી ચીંધી છે. મૃત્યુ પછીના જીવન પર વિશ્વાસ અત્યંત કમજોર થઈ ગયો છે. અને આખિરતની રાહતોનો વિચાર જ લગભગ ખત્મ થઈ ચૂક્યો છે. ભૌતિક (માદ્દી) નેઅમતો અને તેનો વિચાર એટલો પ્રભાવી બની ગયો છે કે, અધ્યાત્મિક (રૂહાની) મૂલ્યોનો હ્રાસ થઈ ચૂક્યો છે. આ જ કારણ છે કે, આજે માનવીની મહાનતા તથા વામનતા, તેના માન-અપમાનની માપણી તકવા (ખુદાપાકનો ખૌફ)થી નથી થતી, બલ્કે તેના પેટ તથા ખિસ્સાની માપણીથી થાય છે. ભૌતિકવાદના આ પૂરમાં પહેલાં વિશ્વાસ (ઈમાન) તણાય ગયું, પછી સદાચાર વહી ગયો, પછી અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) સાથેનો સબંધ કમજોર થઈ નેક કામોનું વાતાવરણ બગડ્યું, પછી આર્થિક, સામાજિક વ્યવહારની ગાડી પાટા પરથી ઉતરી પડી, પછી સિયાસત (રાજનીતિ) તથા સંસ્કૃતિ બરબાદ થઈ અને હવે ભૌતિકવાદનું આ તોફાન માનવતાને પાશવતાના ખાડામાં ધકેલી રહ્યું છે. વ્યક્તિગત તથા સામૂહિક ગુમરાહીનો એવો દોર છે કે, અલ્લાહપાકની પનાહ !

સારાંશ કે, આ પેટના ફિત્નાએ આખી દુન્યાની કાયાપલટ કરી નાંખી છે. વિશ્વભરના બૌધ્ધિકો પેટના ફિત્ના સમક્ષ વિવશ દેખાય છે. અને તેઓ આ ફિત્નાના ખતરનાક પરિણામોથી બચવા પણ માંગે છે. પરંતુ અફસોસ કે ઈલાજ માટે બિલ્કુલ તે જ વસ્તુ સૂચવવામાં આવે છે, જે ખુદ રોગનું કારણ છે. વાસ્તવમાં પયગમ્બરો જ માનવજાતના નાડીપારખુ છે. અને તેમણે સૂચવેલો ઉપચાર જ આ રોગી માટે હિતકારી નીવડે છે. અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ ખતરનાક બીમારીનું સાચું નિદાન બહુ પહેલાં કરી દીધુ હતું. આપ (સલ.)નો ઈર્શાદ છે કે, "ખુદાની કસમ ! મને તમારા માટે ગરીબીનો બિલ્કુલ ડર નથી, બલ્કે ડર એ છે કે તમારી સામે દુન્યા ફેલાવી દેવામાં આવે, જેવી રીતે તમારાથી

પહેલાં લોકો સામે દુન્યા ફેલાવી દેવામાં આવી હતી, પછી તમે પહેલાના લોકોની જેમ એકબીજાથી આગળ વધી તેને પ્રાપ્ત કરવાની કોશિશ કરો, પછી તેણે તેઓને જેવી રીતે બરબાદ કર્યા, એવી રીતે તમને પણ બરબાદ કરી નાંખે."*(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

લો ! આ હતું તે પ્રારંભબિંદુ, જ્યાંથી માનવજાતમાં બુરાઈ જન્મી. મતલબ દુન્યાને મૂલ્યવાન સમજવી, એકબીજાથી આગળ વધી તેને પ્રાપ્ત કરવી. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ માત્ર નિદાન જ નહીં કર્યું, બલ્કે તેના માટે એક સંપૂર્ણ ઉપચાર પણ સૂચવ્યો, જેનો એક ભાગ વૈચારિક છે અને બીજો વ્યવહારિક.

વૈચારિક ભાગ એ છે કે, એ હકીકત હંમેશા ધ્યાનમાં રાખવામાં આવે કે આ દુન્યામાં આપણે થોડીક પળોના મહેમાન છીએ. અહીંનો એશો-આરામ ફાની (નાશવંત) છે, અહીંની દરેક તકલીફ પણ ખતમ થવાવાળી છે. અહીંની નેઅમતો આખિરતની કિંમતી નેઅમતોની તુલનામાં કાંઈ નથી. આખું કુર્આન શરીફ આ જ વિચાર સ્વીકારવા માટે આહ્‌વાન કરે છે. અને ઠેકઠેકાણે આ વાસ્તવિક્તા દર્શાવવામાં આવી છે. સૂરએ અઅ્‌લામાં અત્યંત ટૂંકા પરંતુ અર્થસભર શબ્દોમાં આ જ તથ્ય કહેવાયું છે. "(એવું નથી) બલ્કે તમે (આખિરત-પારલૌકિક જીવનના મુકાબલે) વર્તમાન જીવનને અગ્રતાક્રમ આપો છો. જો કે આખિરત દુન્યાથી સારી તથા હંમેશા રહેવાવાળી છે."*(સૂરએ અઅ્‌લા : ૧૬-૧૭)*

વ્યવહારિક ભાગ એ છે કે, અહીં રહેતાં આખિરતની તૈયારીમાં લાગી જવું જોઈએ. અને પરેજી તરીકે હરામ તથા શંકાસ્પદ ચીજોને ઝેર સમજી તેનાથી પૂરેપુરૂં બચવામાં આવે. અહીંની મજેદાર ચીજોમાં ગળાડૂબ થવાથી દૂર રહેવામાં આવે. દુન્યાની માલોદૌલત, પતિ-પત્ની-સંતાન તથા સગાઓ આ બધાને જીવનની એક અનિવાર્ય જરૂરત સમજવામાં આવે. અને જરૂર પુરતાં જ તેમાં વ્યસ્ત રહેવામાં આવે. આમાંથી કોઈ પણ વસ્તુને દુન્યામાં એશ-આરામનું જીવન જીવવા માટે અપનાવવામાં ન આવે અને ન તો અહીંના એશભર્યા જીવનને હેતુ-મકસદ બનાવવામાં આવે. અલ્લાહપાકના

રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, "ભોગવિલાસથી દૂર રહો, કારણ કે અલ્લાહ તઆલાના બંદા વિલાસી નથી હોતા." આશ્ચર્ય છે કે, જો કોઈ ડોક્ટર કહે કે તમારા માટે દૂધ, ઘી, માંસ, ચાવલનો ઉપયોગ હાનિકારક છે, તો તેની સલાહ-સૂચન મુજબ બધી નેઅમતો છોડી શકાય છે, પરંતુ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ના સ્પષ્ટ આદેશો મુજબ નાનામાં નાની નેઅમતો પણ છોડી દેવી પસંદ નથી.

અલ્લાહપાકના રસૂલ (સલ.) તથા આપ (સલ.)ના માનવંત સાથી-ઓના જીવન તથા જીવનધોરણને પહેલાંથી છેલ્લે સુધી જોવામાં આવે તો જણાય આવશે કે, દુન્યાની નેઅમતો સાથે મન લગાવવું બિલ્કુલ પાગલપન છે. બુખારી શરીફમાં એક રિવાયત છે કે, હઝરત અબૂ હુરૈરહ (રદી.) સંભવતઃ પ્રવાસ દરમિયાન અમુક લોકો પાસેથી પસાર થયા. તેમની સામે શેકેલું માંસ પીરસાયેલું હતું. તેઓએ હઝ. અબૂ હુરૈરહ (રદી.)ને ખાવા માટે બોલાવ્યા. આપ (રદી.)એ ઈન્કાર કરી દીધો અને ફરમાવ્યું : "હઝરત મુહમ્મદ (સલ.)એ આ વિશ્વમાંથી એવી રીતે વિદાય લીધી કે, જવની રોટલી પણ પેટ ભરીને ન આરોગી. મહિનાઓના મહિનાઓ પસાર થઈ જતા, પરંતુ નબી (સલ.)ના ઘરમાં રાત્રે ન દીવો પ્રગટતો, ન દિવસે ચૂલો સળગતો. પાણી અને ખજૂર પર એ લોકો જીવતા. તે પણ ક્યારેક મળતી, ક્યારેક નહીં મળતી. ત્રણ-ત્રણ દિવસ ભૂખ્યા રહેતા. કમર સીધી (ટટ્ટાર) રાખવા માટે પેટ પર પથ્થર બાંધવામાં આવતા. અને તે સ્થિતિમાં પવિત્ર જિહાદ પણ થતા."

સારાંશ કે, સંયમ તથા સંતોષ આપ (સલ.)ના જીવનને અન્યથી જુદુ પાડે છે. આપ (સલ.)ના પવિત્ર જીવન સાથે આપણાં જીવનને સરખાવવાથી આપણને શરમ આવવી જોઈએ. આપણે ત્યાં આખો મામલો રોટી અને પેટનો છે, અને ત્યાં મૂળતઃ આ કોઈ સમસ્યા જ ન હતી. દેખીતી વાત છે કે, આવું જીવન ઈરાદાપૂર્વક અપનાવવામાં આવ્યું હતું, જેથી માનવજાત સમક્ષ દલીલ પૂરેપૂરી આવી જાય અને બચવા માટે તેની પાસે કોઈ બહાનું નહીં રહે. નહીંતર આપ (સલ.) જો ચાહતે તો આપને અલ્લાહપાક તરફથી

શું શું આપી શકાય એમ ન હતું ? પરંતુ દુનિયાનો આ સામાન જેના માટે આપણે મરી-ખપી રહ્યા છીએ, તે અલ્લાહની નજરમાં એટલો તુચ્છ છે કે તે પોતાના નેક બંદાઓને તેનાથી ગંદા કરવા નથી માંગતો. અમુક પયગમ્બરોને દુન્યાનું વિશાળ સામ્રાજ્ય આપવામાં આવ્યું, (દા.ત. હઝરત સુલયમાન અલૈ.ને) પરંતુ તેમના સંયમ તથા સંતોષ પર કોઈ આંચ ન આવી. તેમની પાસે જે કાંઈ હતું, તે બીજાઓ માટે હતું. ખુદ પોતાના માટે કાંઈ ન હતું.

ટૂંકમાં કહો તો પેટના ફિત્નાનો જે ઈલાજ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દર્શાવ્યો, માનવી તેને અમલમાં લાવી તે ફિત્નાથી બચી જાય, તો ઈન્શાઅલ્લાહ જાતિય આવેગોના ફિત્નાથી પણ બચી જશે. કારણ કે જાતીય આવેગો પેટ ભરેલા માણસમાં જ બહુધા ઉત્પન્ન થાય છે. ભૂખ્યો માણસ ક્યાં તેની ઈચ્છા રાખશે ? આ બન્નેથી બચવાનું નામ જ ઈસ્લામી પરિભાષામાં "તકવા" (સંયમ-ડર) છે, જેને અપનાવવા ઉપર મોટી મોટી ખૂશખબરીઓ આપવામાં આવી છે. સારાંશ કે, જેવી રીતે કમજોર દર્દીને જીવન બચાવવા માટે પચવામાં જે સરળ હોય એવા ભોજનની ભલામણ કરવામાં આવે છે, અને ચટાકેદાર વાનગીઓથી બચવાની સખત તાકીદ કરવામાં આવે છે. જેથી ઈચ્છીત સ્વાસ્થ્ય મળે. આ જ હેસિયત ઈસ્લામની નજરમાં દુન્યા (સંસાર)ની છે.



# મદ્રસાઓ ઉપર થતા વિવિધ આક્ષેપોના જવાબો

## ડો. પ્રવિણ તોગડીયાની સેવામાં

**વો કેહતે થે હિંદુ-મુસ્લિમ એક માલાકે મનકે હૈ**
**આપસ કે યે કીને-ઝઘડે, ધંધે પાગલપન કે હૈ**
**હાઈલ (રૂકાવટ) હો મુહબ્બતમેં નફરતકી જો દીવાળેં**
**એહસાસે મુરૂવ્વત (માનવતા)કે ફુલોંસે સજા ડાલો**

આપ એક ગ્રેજયુએટ અને તે પણ ડોકટર હોવાને નાતે માનવસેવાના ભેખધારીની છાપ ધરાવો છો. ભારતિય સમાજના વિભિન્ન સંપ્રદાયો-ધર્મો વિશે પૂરતી માહિતી આપની પાસે હશે જ. અને આ જ પરિપ્રેક્ષ્યમાં ઇસ્લામમાં જ્ઞાનની મહત્વતા, મદ્રસાઓના ઈતિહાસની પૂર્વભૂમિકા, પ્રવૃત્તિઓ, હેતુઓ તથા એક સંસ્કારી અને આદર્શ સમાજની રચનામાં મદ્રસાઓનો મહત્વનો ફાળો વગેરે બાબતોનો આપે તલસ્પર્શી અભ્યાસ કર્યો હશે એવી આશા રાખુ છું.

મદ્રસાઓ વિરૂદ્ધ આજ સુધી સરકારી દફતરે કોઈ ગુનો નોંધાયો નથી, છતાં મીડિયામાં વારંવાર આપનું નિવેદન પ્રગટ થાય છે. જો આપની પાસે મદ્રસાઓની વિરૂધ્ધ કોઈ પણ પુરાવો હોય તો તેની સરળ રીત એ છે કે આપ સરકારને તેની જાણ કરો, જેથી તે તપાસ કરે. પરંતુ અમોને ઘણું જ આશ્ચર્ય થાય છે કે સરકારી ઓફિસરો તથા પોલીસ અધિકારીઓ એક વર્ષ દરમ્યાન ત્રણ-ચાર વખતે મદ્રસાઓમાં આવીને બધી જ માહિતી લઈ જાય છે (જે બીજી કોઈ પણ સરકારી કે બિનસરકારી સ્કૂલ-કોલેજ પાસેથી લેતા નથી). વિદ્યાર્થીઓ તથા પ્રાધ્યાપકો અને કર્મચારીઓની વિગતવાર ફાઈલો જોઈને તેના અભિપ્રાયમાં અમુક ઓફિસરો તો એવું પણ કહે છે કે, આટલો પારદર્શક વહીવટ અને આટલી વ્યવસ્થિત ફાઈલો તો સરકારી ખાતાઓમાં પણ હોતી નથી.

છતાં આપના તરફથી મીડિયામાં મદ્રસાઓ વિશે આક્ષેપો કરવા અને ગુજરાત સરકાર તરફથી ખંડન ન થવું, બલ્કે મુકપ્રેક્ષક બની રહેવું સમજમાં આવતું નથી. આપના આ આક્ષેપો મદ્રસાઓ ઉપર નથી, બલ્કે વહીવટીતંત્ર

ઉપર થઈ રહ્યા છે. પરંતુ સરકારી ઓફિસરો સત્ય બાબતો જાણતા હોવા છતાં પોતાની સફાઈના બે શબ્દો પણ કહી શકતા નથી. એ સરકાર માટે કલંકરૂપ છે. આશા રાખીએ છીએ કે સરકારશ્રી આ બાબતે પોતાનો સ્વતંત્ર રિપોર્ટ રજૂ કરશે, જેથી રાજ્યનું અશાંત વાતાવરણ વધુ કલૂષિત ન થાય. અને ઝખ્મોના ઘા રૂઝાય જાય.

બીજી મહત્વની વાત એ છે કે આપ રાષ્ટ્રવાદી અને રાષ્ટ્રપ્રેમી છો તો પછી ફક્ત મદ્રસાઓની જ તપાસના શા માટે આગ્રહી છો ! જ્યાં પણ આપને દેશદ્રોહ અને સમાજ વિરૂધ્ધ પ્રવૃત્તિની બાતમી મળે અથવા તેનો ઉલ્લેખ મીડિયામાં થાય તો આપના રાષ્ટ્રપ્રેમનો તકાઝો છે કે તેની વિરૂધ્ધ આપ અવાજ ઉઠાવો. **સ્વતંત્ર ભારતના બધા જ ધર્મસ્થાનો તથા વિદ્યાધામો ચાહે મદ્રસા હોય કે ગુરૂકુળો હોય, જૈન આશ્રમો હોય કે બૌદ્ધ વિહાર હોય, ખ્રિસ્તી મિશનરી હોય કે ગુરૂદ્વારા, પ્રાયવેટ સ્કૂલો હોય કે સરકારી કોલેજો, દેશપ્રેમ અને દેશદાઝની બાબતમાં બધા માટે સરખા નિયમો હોવા જોઈએ. કોઈ એક જગ્યાએ થતી અસામાજિક પ્રવૃત્તિનો ઢાંકપિછોડો કરવો અને બીજાઓ ઉપર ખોટા આક્ષેપો કરવા એ દેશપ્રેમ નથી, બલ્કે પોતાના સમાજ પ્રત્યે પણ બેદરકારી અને અસમાનતા દાખવવા સમાન છે. જેનાથી સમાજના વિભિન્ન વર્ગો વચ્ચે અવિશ્વાસની ભાવના તથા વિખવાદ જન્મે છે.**

## મદ્રસાઓના બાંધકામ, હિસાબ-કિતાબ :

જ્યાં સુધી મદ્રસાઓના બાંધકામ અને વહીવટનો પ્રશ્ન છે તો આપને ખબર હશે જ કે મદ્રસાઓના બાંધકામના કોન્ટ્રાકટરો, એન્જીનીયરો, આર્કિટેકટ તથા મજૂર વર્ગ વધુ પડતા હિંદુ ભાઈ-બહેનો જ હોય છે. તેમને મદ્રસાઓના બાંધકામના નકશા વગેરેની માહિતી મુસ્લિમો કરતાં વધારે હોય છે. તેમાં ભોંયતળિયા છે કે નથી તેની તેમને સંપૂર્ણ માહિતી હોય છે. માટે તેમનાથી પણ મદ્રસાઓના પ્લાનિંગ નકશા લઈ જોઈ શકાય છે. એક વાતની સ્પષ્ટતા કરીશ કે ઇસ્લામ એક ખુલ્લો અને સાદો ધર્મ છે. તેની ધાર્મિક વિધિઓમાં કોઈ બાબત અંગત હોતી જ નથી. બલ્કે વધુ પડતી ઈબાદતો (ઉપાસનાઓ) સામૂહિક બજાવવાની હોય છે. અને વ્યક્તિગત

કરતાં સામૂહિક ઈબાદતોનું મહત્વ તથા પૂણ્ય પણ વધુ હોય છે. માટે મુસ્લિમ ધર્મસ્થાનો તથા વિદ્યાધામોમાં ભોંયતળિયાનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી.

વાર્ષિક હિસાબ-કિતાબ માટે ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ પણ હિંદુ ભાઈઓ જ હોય છે. એ જ પ્રમાણે મદ્રસાઓમાં સાફ-સફાઈ અને બાગ બગીચાની દેખરેખ તથા નાના-મોટા બધા જ કામોમાં મુસ્લિમ કર્મચારીઓ સાથે હિંદુ કર્મચારીઓ અને મજૂર વર્ગ પણ શામેલ હોય છે. જે મદ્રસાઓની બધી બિલ્ડીંગો તથા રૂમોમાં થતી રાતઢદિવસની બધી ગતિવિધિઓથી સંપૂર્ણ માહિતગાર હોય છે.

દરેક મદ્રસો કાયદેસર મુંબઈ સાર્વજનિક ટ્રસ્ટ એકટ અને ત્યારબાદ ૧૯૯૬થી વકફ બોર્ડમાં રજીસ્ટર્ડ નંબર સાથે તેને લગતા બધા જ નિતિ-નિયમોને અનુરૂપ પોતાના હેતુઓ, સભ્યો, હોદ્દાઓ વગેરે સાથે નોંધાયેલ છે. અને દર વર્ષે વર્ષ દરમ્યાન થતી ગતિવિધિઓ દર્શાવતો અહેવાલ તથા આવક-જાવકનો હિસાબ રિપોર્ટ અને સરવૈયુ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ દ્વારા ઓડિટ થયેલ સહી-સિક્કાઓ સાથે દર્શાવવામાં આવે છે. જેની એક-એક નકલ દર વર્ષે સરકારી અધિકારીઓ અને પોલીસ ખાતુ લઈ જાય છે. તથા દાન ફાળો આપતા મુસ્લિમોને વહેંચવામાં આવે છે. અને મસ્જિદો તથા લાયબ્રેરીઓમાં પણ મૂકવામાં આવે છે.

એ જ પ્રમાણે બિનનિવાસી ભારતીયો પણ ફેરાના નિયમ મુજબ વિદેશથી F.C.R. એકાઉન્ટ દ્વારા રકમો મોકલે છે. દરેક મદ્રસા પાસે F.C.R.ની પરવાનગીનો રજીસ્ટર્ડ નંબર હોય છે. તેનો પણ અલગથી આવક-જાવકનો હિસાબ મદ્રસાના એકાઉન્ટન્ટ મારફતે ઓડિટરને આપવામાં આવે છે. તે બરાબર તપાસ્યા બાદ જ ઓડિટર સહી-સિક્કા લગાવે છે. આ પ્રમાણેના પારદર્શક વહીવટને લઈ આજ સુધી ગુજરાતના કોઈ પણ મદ્રસામાં નાણાંકીય ઉચાપત કે દુરૂપયોગની ફરિયાદ નોંધાયેલ નથી.

અને સૌથી વધુ આશ્ચર્યની વાત એ છે કે ગુજરાતના ઘણા મદ્રસાઓ નેશનલ હાઈવે, સ્ટેટ હાઈવે અથવા કોઈ પણ સડકના કિનારે જાહેર માર્ગો

ઉપર ખુલ્લા વાતાવરણમાં જ સ્થાપાયા છે. અને તેમના પ્રવેશદ્વાર દરેક આવનારા મહેમાનો માટે સદાય ખુલ્લા રહે છે. અને જો કોઈ હિંદુ ભાઈ ''મદ્રસો જોવા માટે આવ્યો છું'' એમ કહે છે તો મદ્રસાના સંચાલકો ખુશ થઈ બધી જ પ્રવૃત્તિઓનું જાતનિરિક્ષણ કરાવે છે. હવે તો વધુ પડતા મદ્રસાઓની વેબસાઈટો તથા ઈ-મેલ સિસ્ટમો છે. માટે ઓનલાઈનથી વિચારોની આપ-લે અને શંકા-કુશંકાઓનું નિરાકરણ થઈ શકે છે. કોઈ પણ જાતના ભેદ કે રહસ્યમય વગર તેની બાહ્ય તથા આંતરિક સ્વચ્છતા, સુંદરતા અને તેના ખુલ્લા શાંત વાતાવરણમાં આવી તન મનને ઠંડક અને શિતળ તાનો અનેરો લ્હાવો મળે છે.

## મદ્રસાઓના અભ્યાસક્રમ તથા આતંકવાદ સબંધે :

અભ્યાસક્રમ વિશેની આપની ચર્ચાના અનુસંધાનમાં જણાવવાનું કે પાકિસ્તાન અને ભારતના મદ્રસાઓનો અભ્યાસક્રમ ચોક્કસ એક છે. અને પાકિસ્તાનના વધુ પડતા મદ્રસાઓ પણ તે જ રીતે વ્યવસ્થિત પોતાના હેતુઓ અને પ્રવૃત્તિઓમાં પરોવાયેલા છે. ત્યાં પણ કોઈ આતંકવાદી પ્રવૃત્તિઓ ચાલતી નથી. હાં, અફઘાનિસ્તાનની સરહદના અમુક મદ્રસાઓમાં જિહાદી પ્રવૃત્તિઓ ચાલતી હતી, અને કદાચ હાલમાં પણ ચાલતી હશે, પરંતુ તેનો ઈતિહાસ અને તેની પૂર્વભૂમિકા જાણવી પડશે. જ્યારે રશિયન સામ્યવાદીઓ (નાસ્તિકો)એ અફઘાનિસ્તાન ઉપર ગેરકાયદેસરનો કબ્જો જમાવ્યો. અને ત્યાંથી હિજરત કરીને લાખોની સંખ્યામાં લોકો પાડોશી દેશો પાકિસ્તાન તથા ઈરાન ચાલ્યા ગયા.

આ અત્યંત નાજુક પરિસ્થિતીનો અમેરીકાએ ખંધા રાજકારણીની જેમ ખૂબ સારી રીતે ફાયદો ઉઠાવ્યો. પાકિસ્તાન-અફઘાનિસ્તાનના મુસ્લિમો અને ધર્મગુરૂઓને એમ સમજાવવામાં અમેરીકા સફળ થઈ ગયુ કે જો અફઘાનિસ્તાનમાં સોવિયેત રશિયાનો મુકાબલો કરવામાં નહિં આવશે, તો રશિયન લાલ અજગર પાકિસ્તાનને પણ કોળિયો બનાવી દેશે. અને તેનું સમજમાં આવે તેવુ બાહ્ય કારણ પણ હતું. કારણ કે રશિયન સામ્યવાદીઓએ ઉઝબેકિસ્તાન, કઝાકિસ્તાન, તુર્કમાનિસ્તાન, તાજિકિસ્તાન, આઝરબાઈજાન

છે. અભ્યાસક્રમ તથા વ્યવસ્થાતંત્રના સબંધે કેરળના મદ્રસાઓનો વિગતવાર પરિચય કરાવ્યો છે. અને બીજા રાજ્યો માટે તેમને આધુનિક મૉડેલ તરીકે રજૂ કર્યો છે.

ચોથું તથા પાંચમું પ્રકરણ સુધારો તથા સુધારાવાદી મદ્રસાઓ વિશે છે. અને છઠ્ઠું પ્રકરણ મદ્રસા અને આતંકવાદ પર છે. આ ત્રણેય પ્રકરણો બહુ મહત્વના છે. ડૉ.સ્કંદને અભ્યાસક્રમમાં સ્પષ્ટ પરિવર્તનની જરૂરિયાત લાગે છે. તેમના મતે આનાથી ઈસ્લામી શાસ્ત્રો લોકાપયોગી બનશે. આ પરિવર્તનને તેઓ વ્યાપક અર્થમાં મુસ્લિમ સમાજ માટે શુભ સંકેત સમજે છે. મદ્રસાના અભ્યાસક્રમના વિષય પર તેમણે તમામ જરૂરી વિગતોનું વાંચન કર્યું છે. તે સહિત તેમણે ભારતના ઘણાંખરા મોટા મદ્રસાઓની મુલાકાત લઈ તાલિબે ઈલ્મે (વિદ્યાર્થીઓ) તથા ઉસ્તાદો (શિક્ષકો)ના મંતવ્યો જાણ્યા છે. તેનાથી બન્નેવ ચિત્રો ખુલીને સામે આવી ગયા છે. કેટલાક લોકો અભ્યાસક્રમમાં પરિવર્તનના કટ્ટર હિમાયતી છે, તો બીજા કેટલાક લોકો કટ્ટર હરીફ. સામાન્ય લોકોની જેમ તેઓ 'તમામ મદ્રસા એકસરખી માનસિકતા ધરાવે (Homogenous) છે,' એ સ્વરૂપે નથી જોતા. તેમાં જડતાની સાથોસાથ તેઓને સંસારના ચિહ્નો પણ જોવા મળે છે. મદ્રસાઓમાં શાસ્ત્રાર્થ (મુનાઝરાબાઝી)ની પરંપરા, સાંપ્રદાયિક ફાટફૂટ અને વર્તમાનકાળના બુન્યાદી તકાદાઓથી વ્યાપક ગફલત તથા અવગણના ઉપર તેમણે ખેદ વ્યક્ત કર્યો છે. લેખકના મતે આજના મદ્રસાઓની ઘણી બધી આગવી લાક્ષણિકતાઓ સંસ્થાનવાદી કાળની દેણ છે. જેમકે ફિકહ્ (કાયદાશાસ્ત્ર) સબંધે વૈચારિક જડતા, ધાર્મિક તથા બિનધાર્મિક શિક્ષણ વચ્ચે વહેંચણી સહિત ધાર્મિક શિક્ષણ પર ધ્યાન આપવું, વગેરે. દેવબંદના સંદર્ભે તેઓ ખાસુ એવું હકારાત્મક મનોવલણ ધરાવે છે. સુધારા વિશે તેઓ કહે છે કે, તેને બહારથી લાદી ન શકાય, બલ્કે તેને ખુદ મુસ્લિમ કોમ્યુનિટી પર છોડી દેવું જોઈએ. તેમના મતે મદ્રસાની નવી પેઢી આ સબંધે બેહતર ભૂમિકા અદા કરી શકે છે. ઉલમાએ દેવબંદ અંગ્રેજી શિક્ષણના વિરોધી છે, એ વાતનું તેમણે સંપૂર્ણપણે ખંડન કર્યું છે. અહીં સુધી કે સરસૈયદનો ઉલમા તરફથી જે વિરોધ નોંધાયો, તે ઉલમાના

મતાનુસાર તેમની આંધળી વિજ્ઞાન ભક્તિની પ્રતિક્રિયારૂપ જ હતો, એમ તેઓ દર્શાવે છે.

પુસ્તકનું સૌથી ઉલ્લેખપાત્ર તથા ઝળહળતું પાસું એ છે કે, મદ્રસાઓ સબંધે લેખકનો આશય હમદર્દીયુક્ત તથા બચાવલક્ષી વધારે છે; અને ટીકાત્મક ઓછો. મદ્રસાઓનો બચાવ કરતી વખતે તેઓ ઘણી જગ્યાએ ઘણા મુસ્લિમ વિદ્વાનો-બુધ્ધિજીવીઓથી પણ આગળ નજર આવે છે. ભારતીય સંગઠનો અને રાજકીય તથા પત્રકારત્વીય વર્તુળોના આરોપોનું લેખકે સંપૂર્ણપણે ખંડન કર્યું છે. પુસ્તકના છેલ્લા પ્રકરણ (મદ્રસાઓ અને આતંકવાદ)માં એ સબંધે મદ્રસાઓની નિર્દોષતાને દલીલબદ્ધ રીતે પુરવાર કરવાની કોશિશ કરવામાં આવી છે. અને એ વિષયની લગભગ તમામ દલીલો રજૂ કરવામાં આવી છે.

સારાંશ કે, લેખકના ઘણા બધા વિચારો તથા તારણો સાથે થોડાક મતભેદ છતાં આ લખનારની જાણ મુજબ ભારતીય મદ્રસાઓ પર કોઈ બિનમુસ્લિમ, બલ્કે મુસ્લિમો તરફથી પણ આટલી સર્વગ્રાહી કિતાબ, ખાસ કરી અંગ્રેજીમાં તેનાથી પહેલાં લખવામાં આવી નથી. એક વિશ્વકક્ષાની સંસ્થાન (પેનગોઈન બુક્સ ઈન્ડિયા)માંથી આટલી મૂલ્યવાન, શાસ્ત્રીય મુસ્લિમ તરફી કિતાબનું પ્રકાશન બહુ જ મહત્વપૂર્ણ છે. બહુ ઓછા સમયમાં લખી નાંખવામાં નિપૂણતા ધરાવતા ડૉ.યોગેન્દ્ર સ્કંદ મુસ્લિમ વિષયો પર લખવા-વાળા તે ગણ્યાગાંઠ્યા સ્કોલરોમાંથી છે, જે પોતાની અંતરાત્મા તથા નિષ્પક્ષી અભ્યાસ તથા વિચારના આધારે લખે છે. એટલે ખુદ ઈસ્લામી વર્તુળોમાં તે ખાસ્સા લોકપ્રિય છે અને મુસ્લિમોના ઘણાંખરા ધાર્મિક-બિનધાર્મિક અંગ્રેજી પત્રોમાં તેમના લેખો છપાતા રહે છે. આજ સુધી તેમના મુસ્લિમ વિષય પર લગભગ એક ડઝન પુસ્તકો દેશ-વિદેશથી છપાઈ ચૂક્યા છે. આ કિતાબનું ઉર્દૂ (ગુજરાતી) ભાષાંતર પણ થવું જોઈએ, જેથી મદ્રસાના વર્તુળો પણ તેનાથી સારી પેઠે ફાયદો ઉઠાવી શકે. રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય સ્તરે મદ્રસાઓ વિરૂદ્ધ ઝેરીલો અપપ્રચાર કરવામાં આવી રહ્યો છે. તેવા વાતાવરણ -માં આવી કિતાબ પ્રગટ કરવી એક શુભ ઘટના હતી, પરંતુ મુસ્લિમોના

શૈક્ષણિક તથા પત્રકારત્વીય વર્તુળોમાં તેનો ઉલ્લેખ પણ સાંભળવામાં ન આવ્યો. આનાથી બીજા લોકોના એ આક્ષેપને બળ મળે છે કે, મુસલમાન પોતાની ટૂંકી દષ્ટિના કારણે તસ્વીરના માત્ર અંધકારભર્યા પાસા પર નજર ચોંટાડી દે છે. તેઓને સમગ્ર મામલાનું ઝળહળતું પાસું દેખાતું નથી.

## મદ્રસાઓનો દેશ ઉપર ઉપકાર

આજે સમગ્ર દુન્યામાં આતંકવાદનો વિષય ઘણો ચર્ચાય રહ્યો છે. ઈસ્લામના શત્રુઓ કટિબધ્ધ યોજનાઓ હેઠળ આ આતંકવાદને ઈસ્લામ સાથે જોડવાની કોશિશ કરી રહ્યા છે. વર્તમાનપત્રો, સામયિકો, મીડિયા અને બીજી ઘણી રીતે આ આતંકવાદને મદ્રસાઓ (ઈસ્લામી દીની સંસ્થાઓ) ની ઉપજ હોવાનું ઘોષિત કરી રહ્યા છે.

જે લોકો દીની મદ્રસાઓને આતંકવાદ સાથે સરખાવે છે, ખરેખર તે આતંકવાદ તો શું સાબિત કરી શકે, તેઓ પોતાને મદ્રસાના હેતુથી પણ અંજાણ હોવાનું સાબિત કરે છે.

આ ધર્મગુરૂઓ આતંકવાદી કઈ રીતે કહેવાશે ? જ્યારે કે એ જ લોકો મસ્જિદના પ્લેટફોર્મથી અને જલ્સાના સ્ટેજથી મુહબ્બતનો સંદેશો આપે છે.

જો આ મદ્રસાઓ ન હોત તો દેશના ગરીબ બાળકો જે કૉલેજો અને યુનિવર્સિટીની ફી નથી આપી શકતા, તેમના શિક્ષણનું શું થતે ? આજે એક દાંતના ડૉક્ટર બનવા માટે પંદર લાખ રૂપિયા જોઈએ છે. જે લોકો આ ખર્ચી નથી શકતા, તે કેવી રીતે શિક્ષણ પ્રાપ્ત કરે ? આજે એક શિક્ષણ લેતા બાળકો માટે દફતર, પાઠ્યપુસ્તકો, બુટ-મોજા જોઈએ. સ્કુલમાં બાળક માટે જે રંગનો યુનિફોર્મ નક્કી કર્યો હોય તેની કિંમત રૂા.૫૦૦ કેમ ન થતી હોય, તેને પહેર્યા વગર છોકરો કે છોકરી સ્કુલમાં નથી જઈ શકતા. જે લોકો આ ખર્ચ ઉપાડવાની શક્તિ નથી રાખતા, તે પોતાના બાળકોના શિક્ષણ માટે શું કરે ? શું બાળકોને શિક્ષણથી વંચિત રાખે ?

સરકાર તો આ જ ચાહે છે કે, દેશમાં કોઈ અભણ ન રહે. શિક્ષણનું મહત્વ વધે, ભણેલા લોકોની સંખ્યા વધે. હવે જો લોકોને સહી કરતાં પણ ન

આવડે, તો કોઈ પણ દેશ માટે ઘણી શરમની વાત છે.

ઉપકાર માનવો જોઈએ દીની ધર્મગુરૂઓનો કે જેમણે ગામડે-ગામડે દીની પ્રાથમિક શિક્ષણ અને દારૂલ ઉલૂમ ચાલુ કરી દેશમાંથી અભણતા દૂર કરવાના પ્રયાસો કર્યા. જેમાં બાળકોને મફત શિક્ષણ આપવામાં આવે છે. સાથોસાથ સંસ્થા બાળકોને વિજળી, પાણી, રહેઠાણ, શિક્ષકો, બધું જ મફત અર્પણ કરે છે. એનાથી વધીને દેશની બીજી શું સેવા હોય શકે.

દેશમાં બીજી ઘણી સંસ્થાઓ પણ શિક્ષણ લેતા બાળકોને આ બધી સેવાઓ પૂરી પાડે છે, પરંતુ તે પૈસા લઈને સેવા આપે છે, જ્યારે આ મદ્રસાઓ મફત સેવા આપે છે.

સરકાર તો આ જ ઈચ્છે છે કે, દેશમાં ભૂખમરો ન રહે, દરેક માનવી બે ટાઈમ જમી શકે, કપડાં પહેરે. ચોક્કસપણે આ પછાત વર્ગ અને આ ગરીબ બાળકો ભૂખે મરતે, ચોરી કરતે, શિક્ષણ ન હોવાથી દારૂ પીતે અને ગુંડાગીરી કરતે, આતંકવાદી બનતે, લોકો એમને ખરીદી બોમ્બ વિસ્ફોટ કરાવતે. મદ્રસાએ આ બધાને ગળે લગાડ્યા અને કહ્યું કે, તમારી રોટી, પાણી, કપડાં, રહેઠાણનો બંદોબસ્ત અમો કરીશું. આજે દેશભરના મદ્રસા-ઓનું સર્વે કરવામાં આવે તો ખબર પડશે કે, લાખો બાળકોના ખાવા-પીવા તથા રહેવાનો બંદોબસ્ત મદ્રસાઓ મફત કરી રહ્યા છે.

આ તો સારૂં થયું કે, મદ્રસાએ દેશના લાખો બાળકોને શિક્ષણ અર્થે પોતાની પાસે રોકી રાખ્યા છે. હવે જો આ મદ્રસાઓ બંધ કરી દેવામાં આવે, જેવું કે દેશનું એક અણસમજુ ગૃપ આ વિચારધારા રાખે છે કે, બધા મદ્રસાઓ બંધ કરી દેવામાં આવે અને એમના ઉપર પાબંદીઓ લગાવવામાં આવે, તો આ જ બાળકો તમારૂં જીવવાનું કડવું કરી નાંખશે અને કાલે તમારી સામે ઉભા રહી કહેશે કે, અમને નોકરી આપો, બેંકથી લોન આપો, જેથી અમો ધંધો કરીએ.

મદ્રસાઓનો ઉપકાર માનો કે, મદ્રસાએ બાળકોને એવી ડિગ્રી અર્પણ કરી છે કે, કદી પણ તમારી પાસે નોકરી ન માંગશે, કદી પણ તમારી બેંકમાં

લોન લેવા ન જશે. તેઓ પોતાના દીની ઉચ્ચ શિક્ષણને લઈ કહેશે કે, અમો ફક્ત એક અલ્લાહપાકના જ મોહતાજ છીએ.

વધુ એ કે, જો આ બધા બાળકો સ્કુલમાં જતા રહે તો શું સરકાર એમના સારા ભણતરનો બંદોબસ્ત કરી શકશે ? આજે સ્કુલો જ ક્યાં ખુલી રહી છે ! ગામડાંઓ અને શહેરોમાં જે સંખ્યામાં સ્કુલોની જરૂરત છે, તે ક્યાં પૂરી થઈ રહી છે ? જેથી તો ખાનગી સ્કુલો શરૂ કરવી પડે છે ! શિક્ષણનું તે ઉંચું સ્થાન અને ધોરણની અછતને લઈ વાલીઓએ બાળકોને ટ્યુશન અપાવવું પડે છે.

જો તમો આ ઈચ્છતા હોય કે દેશમાં એવો નાગરિક પેદા થાય, જેના દિલમાં દેશ પ્રત્યે અપાર પ્રેમ હોય, દેશનું ભલુ ઈચ્છતો હોય, તો તમારે આ દીની સંસ્થાઓ અને તેના ધાર્મિક શિક્ષણને સ્વીકારવું પડશે. એટલા માટે કે આ મદ્રસાઓ મોરલ એજ્યુકેશનના થાંભલાઓ છે. જ્યાંથી એક ઈમાનદાર, પ્રમાણિક સમાજ જન્મ લે છે, ન કે આતંકવાદની છાવણીઓ છે.

આ દેશને અમો અમારો દેશ ગણીએ છીએ. અહીંયાની ધરતીના એક-એક ભાગથી બલ્કે એક-એક કણથી અમને અપાર પ્રેમ છે. દેશની આઝાદી માટે જે રીતે અમોએ બલિદાન આપ્યું છે, તેવી જ રીતે અમો એની સુરક્ષા માટે પણ બલિદાન દેવા તૈયાર છે.

આઝાદીની લડાઈ પછી જ્યારે પણ આ દેશ પર હુમલો થયો, ત્યારે બહાદુરીના ગુણો બતાવનાર આ જ મદ્રસાઓના વિદ્યાર્થીઓ હતા.

દેશની આઝાદીમાં અમોએ બીજા કરતાં કંઈ ઓછી કુરબાની નથી આપી, બલ્કે સત્ય આ છે કે, સૌથી વધુ બલિદાન આપનારા આ જ મદ્રસા-ઓના તે વિદ્યાર્થીઓ છે, જેમના નામ આજે પણ તમારે ત્યાં બહાદુરોની લિસ્ટમાં સુવર્ણ અક્ષરે લખવામાં આવ્યા છે. દુઃખની વાત છે કે, દેશના આવા શૂરવીરોને અથવા એમના માર્ગ પર ચાલનારાઓને આપણે જાણે-અજાણે આતંકવાદી કહેવાનું નથી ચૂકતા !

આઝાદી વેળા જ્યારે દેશના બીજા લોકોને જેલમાં લઈ જવામાં આવતા હતા, ત્યારે નવયુવાન છોકરીઓ પોતાની છાતીમાં ચાકુ મારી લોહી કાઢી

એમના કપાળે તિલક કરી એમની હિંમત વધારતી હતી. પરંતુ જ્યારે મુસ્લિમ ધર્મગુરૂઓને જેલમાં લઈ જવામાં આવતા, તો ઘણા લોકોના મોઢામાંથી આ શબ્દો નીકળતા હતા કે ‘‘આ ઘરડાઓની દાઢીમાં પેશાબ કરવામાં આવે.’’

પરંતુ આ બેઈઝઝતીની કિંમત પર એ લોકોએ દેશને આઝાદ કરાવ્યો અને દેશના ભાગલાનો વિરોધ કરી કહ્યું કે, અમો આ દેશમાં ભાઈ-ભાઈ બનીને રહીશું. આજે જે લોકો રહે છે, તે આ જ વિચારધારા સાથે રહે છે.

આજે દેશના મુસલમાનોમાં બહુ જ થોડા નમાઝી ગણી સર્વે કરવામાં આવે તો દરરોજ એક અરબ સજદા અલ્લાહપાક માટે આ દેશની ધરતી પર થાય છે. જે સજદાઓના કારણે આ દેશ ઘણી આફતોથી દૂર છે. મુસ્લિમ કૌમનો ઉપકાર માનવો જોઈએ કે તેઓ રાત-દિવસ અલ્લાહપાકની ઈબાદત કરી દેશની ઉન્નતિ અને પ્રગતિ માટે દુઆ ગુઝારે છે. મને અપેક્ષા છે કે, આ વાતો સત્યની શોધ કરનારાઓ માટે મદ્રસા (ધાર્મિક સંસ્થાઓ)ના હેતુ જાણવામાં ઘણી મદદરૂપ થશે.

## કેન્દ્રિય મદ્રસા બોર્ડના
## આંતરરાષ્ટ્રીય ષડયંત્રોના પર્દાફાશ

### ઉલમાએ કિરામનું એકમત-એક સૂત્ર સાથે સફળ સંમેલન :

આંતરરાષ્ટ્રીય રાજકારણથી પ્રભાવિત થઈ પાછલા વર્ષોમાં એન.ડી.એ. (ભાજપ) સરકાર તરફથી રાષ્ટ્રીય સુરક્ષાની વર્તમાન વ્યવસ્થામાં સુધારણાના હેતુથી નિયુકત કરેલ પ્રધાનોના ગૃપની જે રિપોર્ટ રાષ્ટ્ર સમક્ષ આવી, તેનો તે ભાગ ખાસ મહત્વનો અને ચોંકાવનાર છે, જેમાં સ્પષ્ટ શબ્દોમાં દર્શાવવામાં આવ્યુ હતુ કે, મુસલમાનો અને ઈસ્લામી મદ્રસાઓ આ દેશની આંતરિક સુરક્ષા માટે ખતરો (Risk Faction) છે. કારણ કે આ મદ્રસાઓ ધાર્મિક શિક્ષણ સાથે આતંકવાદનું શિક્ષણ આપી રાષ્ટ્રવિરોધી લોકોને પાલવી રહ્યા છે.

આ રિપોર્ટ લોકો સમક્ષ આવતા જ પ્રિન્ટ અને ઈલેકટ્રોનિક મિડિયામાં ગળાડૂબ સ્પર્ધા અને હરિફાઈ થવા માંડી. પ્રેસ રિપોર્ટરોએ નેપાળથી લઈ

પશ્ચિમ બંગાળ સુધીના સરહદી પ્રદેશોમાં સ્થિત મદ્રસાઓની દીવાળો સુંઘવા માંડી કે, કોઈપણ મદ્રસામાંથી દેશ વિરૂઘ્ધ પ્રવૃત્તિઓનો કોઈ અંશ એમને મળે, અને પછી તેના (Crescent Education) રિપોર્ટ હેઠળ પેપરોના પ્રથમ પૃષ્ઠો ઉપર ચમકાવે.

ઘણી શોધખોળ અને લાંબી મંઝીલ કાપ્યા પછી કાંઈ હાથમાં આવ્યુ નહી, અને રાજકીય પાર્ટીઓ તથા મુસ્લિમ સંસ્થાઓ અને બુધ્ધિજીવીઓ તરફથી એનો ઘોર વિરોધ થવા માંડયો, તો ગૃહરાજ્યમંત્રી શ્રી આઈ.ડી. સ્વામી અને ગૃહમંત્રી શ્રી લાલકૃષ્ણ અડવાણી તરફથી પણ સ્પષ્ટ શબ્દોમાં ચોખવટ કરવામાં આવી કે, આ જ સુધી કોઈ પણ મદ્રસામાંથી દેશ વિરોધી કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિનો કોઈ જ અણસાર મળ્યો નથી. એ જ પ્રમાણે ત્યાર બાદ યુ.પી.એ.(કોંગ્રેસ) સરકારે (ગૃહમંત્રી શિવરાજ પાટિલ) પણ તપાસ બાદ રિપોર્ટ આપ્યો કે, મદ્રસાઓમાં કોઈ ગેરકાનૂની પ્રવૃત્તિ ચાલતી નથી.

આવા સંજોગોમાં તે વખતની એન.ડી.એ. સરકારે દેશભરના મદ્રસા-ઓના કોમ્પ્યુટર બાયોડેટા તૈયાર કરાવવાની ઝુંબેશ ઉપાડી. ત્યાર બાદ આ ખબર વહેતી કરવામાં આવી કે, સરકાર મદ્રસાઓનું આધુનિકરણ અને સુધારણાના હેતુસર કેન્દ્રિય મદ્રસા બોર્ડની રચના કરવા માંગે છે. આ પ્રકારના લોભામણા એલાનો અને વચનોથી એન.ડી.એ. સરકાર મદ્રસાઓના હાલના અભ્યાસક્રમ તથા વ્યવસ્થામાં સદંતર ફેરફાર કરી મદ્રસાઓને તેમના બુન્યાદી હેતુઓથી હટાવવા માંગતી હતી. સાથે મુસ્લિમોને એવું બતાવવા માંગતી હતી કે, આ સરકાર મુસ્લિમોની પ્રગતિ અને આર્થિક સધ્ધરતામાં દિલચસ્પી રાખે છે. આના અનુસંધાનમાં હમીદુલ્લાહ ભટ કમિટી બનાવી હતી, જેણે અભ્યાસક્રમમાં ફેરફારની ભલામણ કરી હતી.

તે જ સમયે ગુજરાતમાં પણ આ પ્રમાણેની એક કોશિશ લઘુમતિ બોર્ડ અને વકફ બોર્ડના માધ્યમથી કરવામાં આવી હતી. પરંતુ તહફ્ફુઝે મદારિસ ગુજરાતના ઈખ્લાસભર્યા પ્રયાસોથી તેમને સફળતા ન મળી શકી. બલ્કે તેમને પણ અમુક જટિલ પ્રશ્નો પૂછી તહફ્ફુઝના સભ્યોએ વિચારતા કરી દીધા હતા.

એન.ડી.એ. સરકાર તો કોઈ કારણસર આ બોર્ડ કાયમ ન કરી શકી, પરંતુ જ્યારથી યુ.પી.એ. ગર્વમેન્ટ કાયમ થઈ ત્યારથી માનવસંશોધન અને વિકાસમંત્રી શ્રી અર્જુનસિંહ મદ્રસાઓના આધુનિકરણથી વધુ દિલચસ્પી રાખવા માંડયા. અને મદ્રસા બોર્ડની રચનાની કોશીશો વધુ તિવ્ર કરી આપી. શ્રી અર્જુનસિંહના મદ્રસા બોર્ડ વિશે વિચાર રજૂ થયા બાદ મુસ્લિમ પર્સનલ લો બોર્ડના ૨૬ નવેમ્બર ૨૦૦૬ના સંમેલનમાં ઘણી ચર્ચા-વિચારણા બાદ આ પ્રમાણેની રચનાને ધાર્મિક બાબતોમાં દખલ ગણવામાં આવી.

ત્યારબાદ ૩ ડિસેમ્બર ૨૦૦૬ના રોજ લઘુમતિ સંસ્થાઓના કૌમી કમીશનના ચેરમેન મિ. સુહૈલ એઅજાઝ સીદ્દીકી સા. તરફથી મદ્રસા બોર્ડની રચના વિશે મદ્રસાઓના હોદ્દેદારોને આમંત્રણ પાઠવવામાં આવ્યુ હતું. જેમાં અતિથિ વિશેષ તરીકે શ્રી અર્જુનસિંહ પોતે હાજર હતા. અને આ વિષયે લંબાણપૂર્વક ચર્ચાઓ થઈ હતી.

ત્યાર પછી ૪ ડિસેમ્બર ૨૦૦૬ના રોજ દારૂલ ઉલૂમ દેવબંદમાં રાબતએ મદારિસની મિટીંગ થઈ. જેમાં બીજા વિષયો સાથે મદ્રસા બોર્ડનો પ્રશ્ન આવ્યો. અને તેમાં પણ મદ્રસા બોર્ડના નુકસાનો રજૂ કરી તેના વિરૂધ્ધ ઠરાવ (તજવીઝ) કરવામાં આવ્યો. અને એવી દરખ્વાસ્ત કરવામાં આવી કે મદ્રસા બોર્ડના નુકસાનો અને ખતરાઓ વિશે વિસ્તૃત ચર્ચા કરવા માટે સમગ્ર હિન્દુસ્તાનના બધા જ મદ્રસાઓના જવાબદારોને બોલાવવામાં આવે.

૫ ડિસેમ્બરના ન્યુઝ પેપરમાં દારૂલ ઉલૂમ દેવબંદના ઠરાવો પ્રગટ થયા. ૬ ડિસેમ્બરના "તન્ઝીમે અબ્નાએ કદીમ દેવબંદ"ના પ્રમુખ મૌલાના અમીદુઝઝમાં કેરાનવી સાહેબનું બયાન પ્રગટ થયું. જેમાં દારૂલ ઉલૂમ દેવબંદના ઠરાવ સાથે સંપૂર્ણ સહમતિ દર્શાવવામાં આવી. ૭ ડિસેમ્બરના દારૂલ ઉલૂમ મઝાહિરૂલ ઉલૂમ સહારનપૂરના મોહતમિમ મૌલાના સલમાન સાહેબ મઝાહિરીએ બયાન કર્યુ કે, પર્સનલ લૉ બોર્ડ, દારૂલ ઉલૂમ દેવબંદ, જમીઅતે ઉલમાએ હિંદ અને તન્ઝીમે અબ્નાએ કદીમ સાથે અમો પણ સંપૂર્ણ રીતે સહમત છે. ત્યારબાદ ૧૧ ડિસેમ્બરના તન્ઝીમ અબ્નાએ કદીમના પ્રમુખ તરફથી નવી દિલ્હીમાં હઝરત મૌલાના સાલિમ સાહેબ કાસિમીના

પ્રમુખપદા હેઠળ બધા જ મોટા મોટા આલિમોની ઉપસ્થિતિમાં મહત્વપૂર્ણ જલ્સો યોજાયો. અને તેમણે પણ દારૂલ ઉલૂમ દેવબંદના ફેંસલાને સંપૂર્ણ સમર્થન સાથે મદ્રસા બોર્ડની રચનાને નુકસાનકારક ઠેરવી.

દેવબંદની રાબેતા કમિટીએ જે રાષ્ટ્રવ્યાપી સંમેલનનો ઠરાવ પસાર કર્યો હતો, તેના અનુસંધાનમાં ૧૩-૧૪ મે ૨૦૦૭ના રોજ દારૂલ ઉલૂમ દેવબંદની મસ્જિદે રશીદમાં અત્યંત સફળ ઐતિહાસિક સંમેલનનું આયોજન થયું. અને દેશભરના બધા જ રાજ્યોમાંથી લગભગ ત્રણ હજાર મદ્રસાઓના સાડા ત્રણ હજાર ડેલીગેટો અને હોદ્દેદારોએ ભાગ લીધો. આ સંમેલનની સફળતાની દલીલ એ હતી કે બધા જ મદ્રસાઓએ સંયુકત રીતે એકી અવાજે મદ્રસા બોર્ડની રચનાને ફગાવી દીધી.

સંમેલનની સફળતા અને ઐતિહાસિકતાનું બીજુ પ્રમાણ એ હતું કે, સંમેલનના બીજા દિવસે પાર્લામેન્ટના મેમ્બર જનાબ શાહિદ સિદ્દીકી સાહેબના એક સવાલના જવાબમાં માનવ વિકાસમંત્રી શ્રી અર્જુનસિંહે આ ચોખવટ કરવી પડી કે મદ્રસા બોર્ડ કાયમ કરવાનો સરકારનો કોઈ ઈરાદો નથી. અલ્લાહ તઆલાથી દુઆ છે કે, આ ચોખવટમાં પણ કોઈ રાજકારણ ન હોય. અને એની જગ્યાએ સરકાર સાચર સમિતીની ભલામણોને ઠંડા દિલોદિમાગથી કાર્યરત કરે.

એન.ડી.એ. તરફથી મદ્રસા બોર્ડની રચનાનો જે સમય પસંદ કરાયો હતો, તે એક આંતરરાષ્ટ્રીય ષડયંત્રનો ભાગ લાગે છે. અમેરિકાએ નાઈન ઈલેવન પછી ઘણા મુસ્લિમ દેશો ઉપર ત્યાંના મદ્રસાઓ તથા તેમના અભ્યાસક્રમ ઉપર પાબંદી લગાડવાનો આદેશ આપ્યો હતો. તેના અનુસંધાનમાં પાકિસ્તાન તથા અમુક આરબ દેશોએ અભ્યાસક્રમ બલ્કે શિક્ષણનિતિમાં ધરખમ ફેરફારો કરવાનો આરંભ કરી દીધો હતો. તથા અમુક દેશોમાં તો મોટી સંખ્યામાં મદ્રસાઓ બંધ કરી દેવામાં આવ્યા. ફકત યમનમાં જ ૧૦ થી ૧૫ હજાર મદ્રસાઓ બંધ કરવામાં આવ્યા. અભ્યાસક્રમ અને શિક્ષણની સખ્ત ચેકીંગ કરવામાં આવી.

આ પૂર્વ ભૂમિકાના અનુસંધાનમાં હાલની યુ.પી.એ. સરકાર મદ્રસાઓ વિશે જે કોઈ નિર્ણય કે પગલાં ભરવા માંગે છે તેને આંતરરાષ્ટ્રીય રાજકારણ -થી અલગ કરીને જોઈ શકતા નથી. ખાસ કરીને હાલના વડાપ્રધાન શ્રી મનમોહનસિંઘ જેમના ઉપર અમેરીકી પ્રમુખનો ખાસ્સો પ્રભાવ છે. આ બાબત પણ ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે, યુરોપ અને અમેરીકાની કૃપાદ્રષ્ટિ દક્ષિણ એશિયા ઉપર ખાસ લાગેલી છે. તેના ઘણા બધા કારણોમાં એક કારણ આ પ્રદેશની ઈસ્લામીક સંસ્થાઓના ઈતિહાસ અને તેમની કામ કરવાની પધ્ધતિ અને તેની આંતરરાષ્ટ્રીય અસરો વિગેરેની તેહકીક કરવી પણ શામેલ છે. પાછલા અમુક વર્ષોમાં ઘણા બધા એવા પુસ્તકો છપાય ચૂકયા છે, જેમાં “સાઉથ એશિયન ઈસ્લામ” અને તેમાં ખાસ કરીને દારૂલ ઉલૂમ દેવબંદ તથા તબ્લીગી જમાઅત વગેરેને સ્પેશિયલ વિષય બનાવી તેમની મહત્વપૂર્ણ જાણકારી ઉપલબ્ધ કરવામાં આવી રહી છે.

## મદ્રસા બોર્ડ વિશે વિવિધ મહાનુભાવોના મંતવ્યો :

હઝરત મૌલાના સૈયદ અરશદ સા. મદની (પ્રમુખ : જમીઅતે ઉલમાએ હિંદ અને નાઝિમે તઅલીમાત દા. ઉ. દેવબંદ)એ દારૂલ ઉલૂમ દેવબંદની સ્થાપનાની પૂર્વ ભૂમિકા અને મદ્રસાઓના હેતુઓ રજૂ કરતા મદ્રસા બોર્ડ વિશે ચર્ચા કરતા ફરમાવ્યું કે, બોર્ડ આપણો અભ્યાસક્રમ અને શિક્ષણનિતિ બન્નેવ બદલવા માંગે છે. જ્યારે કે ઉલમાએ કિરામનું અતિ મહત્વનું કામ ઉમ્મતની ઈસ્લાહ અને સુધારણાનું છે. અને આ કામ આલિમની પોતાની ધગશ, ઈખ્લાસ, સાદગી, સબ્ર, સહનશિલતા વિગેરે વિશેષણોથી સુશોભિત થાય છે. મદ્રસા બોર્ડથી સંકળાયા બાદ તેનું પ્રથમ કામ ફકત દુન્યવી એશ-આરામ અને પોતાનું કેરીયર બનાવવાનું હોય છે. તેને પોતાની ઈસ્લાહ અને દીની તરબિયતનું મહત્વ હોતુ નથી. બીજાની ઈસ્લાહ માટેની તો વાત કરવાની જ નથી. એનું ઉદાહરણ આરબ દેશોનો અભ્યાસક્રમ અને શિક્ષણ-નિતિ છે. ત્યાં દીની ઈસ્લાહી કામ તે આલિમો જ કરે છે જેમણે પ્રાઈવેટ મદ્રસાઓમાં ઈલ્મ પ્રાપ્ત કર્યો છે. અને પબ્લીક પણ તે આલિમની વાતને જ મહત્વ આપશે, જેનો દીન સાથે મઝબૂત સબંધ હોય. બોર્ડથી સંકળાયેલ

ઉલમાએ કિરામને મુસ્લિમ સમાજમાં તે મહત્વ અને સન્માન પ્રાપ્ત નથી, જે મદ્રસાઓથી સબંધિત ઉલમાએ કિરામને છે.

હઝરત મૌલાના સલમાન સા. મઝાહિરી (મોહતમિમ : સહારનપૂર)એ ફરમાવ્યું કે, થોડા વર્ષો સુધી મદ્રસાવાળાઓને નવી નવી તરકીબો અને ગલત ગલત બહાનાઓ હેઠળ સતાવવામાં આવ્યા, પરંતુ જ્યારે તેમાં અસફળતા મળી તો પછી હવે દાણા નાંખી જાળમાં ફસાવવાની આ નવી ચાલ રમાય રહી છે. પહેલી ચાલ કરતાં આ ચાલ ખતરનાક છે. લાંબા ગાળાના ઈસ્લામી ઈતિહાસમાં આ પ્રમાણેના સંખ્યાબંધ દાખલાઓ છે અને તેમાં ફસાઈને મુસ્લિમ હુકૂમતોનો ખાત્મો થઈ ગયો છે.

હઝ. મૌલાના અબ્દુલ્લાહ સા. મુગીસી (પ્રમુખ : મિલ્લી કાઉન્સલ)એ ફરમાવ્યું : દારૂલ ઉલૂમ દેવબંદના બુઝુર્ગોની આ ખાસ સિફત છે કે, જ્યારે ઉમ્મત ઉપર સખ્ત પરેશાનીઓ આવી છે, ત્યારે તેમણે તાત્કાલિક સહીહ ફૅસલો કરી ઉમ્મતને સાચુ માર્ગદર્શન આપ્યું છે. અને બાતિલ તાકાતોનો ગંભીરતાપૂર્વક દીર્ઘદ્રષ્ટિથી સામનો કર્યો છે.

ઓલ ઈન્ડિયા પર્સનલ લો બોર્ડના સભ્ય ડો. સૈયદ કાસિમ રસુલ સાહેબે ફરમાવ્યું કે, દેશના જે રાજ્યોમાં પહેલાથી બોર્ડ કાયમ છે ત્યાં શૈક્ષણિક માળખાની કમઝોરી, સ્ટાફને પુરતો પગાર ન મળવો, જેને લઈ હડતાળો અને સડકો ઉપર પોતાની માંગણીઓ માટે ધરણા દેવા વગેરે સમાચાર રોજ પેપરોમાં વાંચીએ છીએ.

પ.બંગાળમાં પ્રારંભમાં મદ્રસા બોર્ડના અભ્યાસક્રમમાં ઈસ્લામી વિષયો ૮૦% અને બીજા વિષયો ૨૦% શામેલ હતા. પરંતુ હવે ઈસ્લામી વિષયો ૨૦% થઈ ગયા છે.

મૌ.અનીસુર્રહમાન કાસિમી (સા.) ફરમાવે છે કે, બિહારમાં પૈસાની લાલચમાં અમુક મદ્રસાઓ બોર્ડથી સંકળાય ગયા, પરંતુ પૈસાથી પણ વંચિત રહ્યા. બે હજાર ઉસ્તાદો બોર્ડથી સંકળાયેલા છે. તેમના પગારોનું ઠેકાણુ નથી. ઘણા દુન્યવી વિષયો શામેલ છે, પરંતુ ભણાવવાવાળા ટીચરો નથી.

પરીક્ષામાં બનાવટી હાજરી પુરીને ખોટી રીતે પૈસા વસૂલ કરવામાં આવે છે. ઘણા મદ્રસાઓ વેરાન થઈ ગયા છે. ફકત મોટી મોટી ઈમારતો બાકી રહી ગઈ છે. શિક્ષણ પણ સારૂ ન મળ્યુ. સાથે દીન, ઈમાન અને અખ્લાક પણ રૂખ્સત થઈ ગયા.

મૌ. હકીમ ઈરફાન હુસૈની પ.બંગાળ મદ્રસા બોર્ડના શૈક્ષણિક માપદંડ વિશે બતાવે છે કે, ત્યાંના અભ્યાસક્રમમાં બુખારી શરીફના ૨૦ પેજ અને મુસ્લિમ શરીફના ૨૫ પેજ પઢાવવામાં આવે છે. તલબાનું રહન સહન અને બાહ્ય કલ્ચર કોલેજના વિદ્યાર્થીઓ જેવું છે.

ઓલ ઈન્ડિયા માયનોરેટી કો.ઓર્ડીનેશન બોર્ડના પ્રમુખ જનાબ મુહમ્મદ અદીબ સાહબે ચોંકાવનારી વિગત દર્શાવી કે પાછલા ઈલેકશનના મોકાસર કોંગ્રેસે મદ્રસા બોર્ડનો ઠરાવ પોતાના ચૂંટણી ઢંઢેરામાં શામેલ કર્યો હતો, પરંતુ હઝરત મૌલાના મુહમ્મદ રાબેઅ સા. નદવી (પ્રમુખ : પર્સનલ લો બોર્ડ)થી વિચાર-વિમર્શ કર્યો, અને આપે તેના ઉપર વાંધો ઉઠાવ્યો તો પછી છેલ્લી ઘડીએ તેને કાઢી નાંખવામાં આવ્યો.

ઓલ ઈન્ડિયા મોમિન કોન્ફરન્સના ઉપપ્રમુખ મૌ. જુનૈદ બનારસી સાહેબે કહયું કે, આ ઈશ્યુ અને મસ્અલો ઉપસ્થિત કરનારા તો સફળ થઈ ગયા કે તેમણે આપણને એક નોન ઈશ્યુમાં સપડાવી દીધા. બોર્ડની રચના વિશે ચર્ચા કરતા કહયું કે, યુ.પી.માં પગાર વસુલ કરવા માટે બોર્ડના આલિમો (ટીચરો)એ ભ્રષ્ટાચાર કરવો પડે છે, રૂશ્વત આપવી પડે છે, ઈમાનના સોદા થાય છે.

હઝ. મૂફતી અબૂલ્કાસિમ બનારસી સા. (ટ્રસ્ટી : દા.ઉ.દેવબંદ) તથા હઝરત મૌલાના ગુલામ વસ્તાનવી સા. (ટ્રસ્ટી : દા. ઉ. દેવબંદ) બન્નેવ બુઝુર્ગોએ મદ્રસા બોર્ડનો વિરોધ કરવાની સાથે મદ્રસાઓની આંતરિક વ્યવસ્થા સુધારવા પ્રતિ ધ્યાન દોરવ્યુ. અને મૌલાના ગુલામ સાહબે અસલ બિમારીના ઈલાજ તરફ ખાસ ધ્યાન કેન્દ્રિત કર્યુ કે, ગામડે-ગામડે મકતબો (નાઝરા કલાસો) કાયમ કરવામાં આવે.

હઝરત મૌલાના સાલિમ સાહેબે (મોહતમિમ : દા.ઉ. દેવબંદ વકફ) દા.ઉ.ના વ્યવસ્થાપકોને આ સંમેલન યોજવા બદલ મુબારકબાદી પાઠવતા ફરમાવ્યું કે, મદ્રસા બોર્ડ આપણા મદ્રસાઓની રૂહ ખતમ કરવા માટેની ચાલ છે. અને આનો સબંધ યુરોપ-અમેરીકાથી છે. આપણી ખામીઓ આપણે જ દૂર કરવાની છે, સરકારે નહીં. બધા જ અકાબિર અને દારૂલ ઉલૂમો જેમની અસર રાષ્ટ્રવ્યાપી છે, તેમણે આનો વિરોધ કર્યો છે. બોર્ડને સમર્થન આપનાર અમુક આલિમો મળી જશે, પરંતુ તેમના ઉપર કોઈ ભરોસો કરનાર મળશે નહી.

હઝરત મૌલાના મહમૂદ મદની સાહબ (જનરલ સેક્રેટરી : જમીઅતે ઉલમાએ હિંદ)એ ફરમાવ્યું કે આપણી સરકાર વિદેશી બાબતોમાં અમેરીકાના ઈશારે ચાલી બોર્ડની રચના કરવા માંગે છે. સરકારે અમારા મદ્રસાઓની જગ્યાએ પોતાની સ્કુલો, કોલેજોની ફિકર કરવી જોઈએ. મદ્રસાઓ અને તબ્લીગી જમાઅતને લઈ દીની ચહલપહલ લગાતાર કાયમ છે. સરકાર આ બન્નેવને પોતાની જાળમાં ફસાવવા માંગે છે. આ સાથે આંતરિક વ્યવસ્થામાં વધુ પારદર્શકતાની જરૂર છે. ઉસ્તાદોના પગારોનું ધારાધોરણ સુધારવાની જરૂરત છે.

આ સાથે હઝરત મૌલાના નિઝામુદ્દીન સા. (જનરલ સેક્રેટરી : પર્સનલ લો બોર્ડ), હઝરત મૌલાના અ.અલીમ ફારૂકી સાહેબ, હઝ. મૌલાના મૂફતી સઈદ સા. પાલનપૂરી (શૈખુલ હદીષ : દા. ઉ. દેવબંદ), હઝરત મૌલાના ગુ.રસુલ ખામોશ સા. (મોહતમિમ : દા.ઉ. છાપી તથા કાર્યવાહક મોહતમિમ દા.ઉ. દેવબંદ), હઝરત મૌલાના બુરહાનુદ્દીન સંભલી (શૈખુલ તફસીર : દા.ઉ. નદવા લખનૌ), હઝરત મૌલાના ખલીલ સજ્જાદ સા. નુઅમાની (લખનૌ), સૈયદ શિહાબુદ્દીન (એમ.પી.), જનાબ મૂસા રઝા સાહેબ, જનાબ કમાલ ફારૂકી સાહેબ, ડો. અ.હક્ક અન્સારી સાહેબ (અમીર : જમાઅતે ઈસ્લામી હિંદ), જનાબ મૌલાના સૈયદ જલાલુદ્દીન ઉમરી સાહેબ, મૌલાના મુહમ્મદ મુકીમ ફૈઝી સાહેબ (જમીઅતે અહલે હદીષ), શિયા આલિમ મૌલાના ઝીશાન હિદાયતી સાહેબ (પ્રમુખ : મજલીસે ફિક્રો અમલ), હઝ.

મૌલાના ખાલિદ સયફુલ્લાહ સાહેબ (હૈદરાબાદ) અને શાહી ઈમામ સૈયદ અહમદ બુખારી સાહેબ વગેરે મહાનુભવોએ પણ પોતાના અલગ-અલગ પ્રવચનોમાં મદ્રસા બોર્ડની રચનાનો વિરોધ કરી તથા તેના નુકસાનો અને ખતરાઓથી ચેતવ્યા છે.

# મદ્રસા બોર્ડના નુકસાનો-ખતરાઓ-અનુભવો

## કેન્દ્રિય મદ્રસા બોર્ડના હેતુઓ :

(૧) મદ્રસાઓને વર્તમાન જરૂરીયાતથી માહિતગાર કરાવવા. કારણ કે દીની ઈલ્મની સાથે વર્તમાન શિક્ષણ પ્રાપ્તિ જ મુસ્લિમોને ગરીબી અને પડતીથી બચાવી શકશે. (૨) આનાથી નવી પેઢી રોઝી-રોટી અને આખિરત બન્નેમાં સફળતા મેળવશે. (૩) મદ્રસા બોર્ડથી સંકલિત મદ્રસાઓના બાંધકામ, ફર્નિચર, ઉસ્તાદોના પગાર વગેરેમાં મદદ કરવામાં આવશે. (૪) બોર્ડ મદ્રસાઓના અભ્યાસક્રમમાં દખલગીરી કરશે નહીં. ફકત તે મદ્રસાઓના દુન્યવી અભ્યાસક્રમ નકકી કરશે. (૫) બોર્ડ મદ્રસાઓનો તેટલો જ હિસાબ-કિતાબ માંગશે, જેટલી તે મદદ કરશે. (૬) મદ્રસાઓ ચાર ગ્રેડમાં વહેંચવામાં આવશે. છેલ્લા ગ્રેડની સનદ સિનિયર (હાયર) સેકન્ડરીના સમકક્ષ ગણવામાં આવશે.

મદ્રસા બોર્ડની રચના ચાહે કોઈ છૂપા એજન્ડા અને ષડયંત્રનો હિસ્સો ન પણ હોય, પરંતુ સાચર સમિતિનો રિપોર્ટ આવ્યા બાદ જેમાં મુસ્લિમોની શૈક્ષણિક, સામાજિક અને આર્થિક પ્રગતિ વિશે રજૂ કરેલ ભલામણો ઉપર અમલ કરવા માટે યુ.પી.એ. ગર્વમેન્ટથી માંગ થઈ રહી છે. તેના ઉપર અમલ કરવાની જગ્યાએ તેને ભૂલાવી દઈ મુસ્લિમોનું ધ્યાન બીજી તરફ કેન્દ્રિત કરી દેવું અથવા સાચર સમિતિની ભલામણોના બદલામાં મુસ્લિમોથી મદ્રસા બોર્ડને કબૂલ કરવાની સોદાબાજી તો નથી કરવામાં આવી રહી ? મદ્રસા બોર્ડનું રટણ લગાડી સાચર સમિતિની ભલામણો ઉપર અમલ કરવાથી આંખ આડા કાન કરવા છે. અને આ બાબતે મુસ્લિમોમાં ભાગલા પાડી સાચર સમિતિની ભલામણોને તલ્લે તો નથી ચડાવી દેવી ?

મુસ્લિમ બહુમતિ ધરાવતા ઘણા બધા વિસ્તારોમાં મુસ્લિમોની જરૂરત પ્રમાણે સ્કૂલો નથી. જ્યાં છે ત્યાં પણ પ્રાથમિક સુવિધાઓનો અભાવ છે. ઘણી જગ્યાએ બાળકોની સંખ્યાના પ્રમાણમાં સ્ટાફ ઓછો છે. ખાસ વિષયો અંગ્રેજી, ગણિત અને વિજ્ઞાનના ટીચરો જ નથી. આ પ્રમાણેના સંખ્યાબંધ પ્રશ્નો છે. સૌપ્રથમ તેમની ફિકર ચિંતા કરવી જોઈએ. કારણ કે તે મુસ્લિમ સમાજના ૯૮% બાળકોની જરૂરિયાત છે. તેની જગ્યાએ મદ્રસામાં ફકત એક અથવા ૨ ટકા વિદ્યાર્થીઓ જ પઢે છે.

જસ્ટીસ સુહૈલ એઅજાઝ સિદ્દીકી સાહેબ (કૌમી કમીશનની શૈક્ષણિક સંસ્થાઓના ચેરમેન) જે મદ્રસા બોર્ડની રચનાના પોતાને પ્રણેતા સમજે છે. તે પોતે કાનૂની બારીકીઓ સારી રીતે સમજે છે, છતાં તે સંભવિત ખતરાઓને વિચારી શકતા નથી કે આ રીતે મદ્રસાઓ સરકારી મશીનરીના તાબે થઈ જશે. ત્યારબાદ તેમના અભ્યાસક્રમ અને પિરિયડની ગોઠવણી પણ સરકારી શિક્ષણખાતુ નક્કી કરશે. છતાં તે એક જ ગાણુ ગાઈ રહ્યા છે કે સરકાર મદ્રસાઓના અભ્યાસક્રમ તથા નિતિમાં કોઈ દખલગીરી કરશે નહીં.

જસ્ટીસ સાહેબ ઘણી સારી રીતે જાણે છે કે પાર્લામેન્ટથી એવો કોઈ કાયદો મંજૂર નથી કરાવી શકાતો, જેને લઈ મદ્રસા બોર્ડના શૈક્ષણિક અને વહીવટી માળખામાં ગર્વમેન્ટની દખલગીરી ઉપર કાયમી પાબંદી લગાવી શકાય. મદ્રસાના આધુનિકરણની સ્કીમ જ્યારે સરકારની છે, મી. સુહૈલ સાહેબ તો ફકત સરકારી પ્રવકતા છે. અને જ્યારે સરકાર મદ્રસાઓની આર્થિક રીતે મદદ કરે તો પછી તે બેવકૂફ છે કે તેમના વહીવટમાં દખલગીરી ન કરે. જ્યારે કે પ્રાઈવેટ મદ્રસાઓ કે કોલેજોમાં દાનવીરોની દખલગીરીના કિસ્સા અને પૈસાના જોરે કાયદાઓને ઘોળીને પી જવાય છે. ગેરલાયક બલ્કે બોગસ સર્ટીવાળા ટીચરો અને આલિમોને રાખવા માટે પૈસાના જોરે દબાણોના કિસ્સાઓ આપણા સમક્ષ છે. અને આ જ સુધી કોઈ પણ સરકારે આ પ્રમાણેની કોઈ સખાવત કરી નથી. બલ્કે રાજસ્થાન, બંગાળ અને બિહાર મદ્રસા બોર્ડમાં સરકારી દખલગીરી કેવી રીતે ચાલી રહી છે, તેનો મિ.સુહૈલ સાહેબ ઝિણવટભર્યો અભ્યાસ કરી રીપોર્ટ તૈયાર કરી લાવે તો

મુસ્લિમ કૌમ ઉપર આપનો મોટો ઉપકાર થશે. જસ્ટીસ સાહેબથી ગૃપ મિટીંગમાં ઘણા પ્રશ્નો પૂછવામાં આવ્યા. પરંતુ તેનો સંતોષકારક જવાબ આપી શકયા નથી.

માનવંત જસ્ટીસ સુહૈલ એઅજાઝ સાહેબે મદ્રસાઓના પાછલા દોઢસો વર્ષોનો ઈતિહાસ વાંચવો જોઈએ કે ભારતની આઝાદીની ચળવળમાં અગ્રિમતા સાથે મદ્રસાઓએ ભારતિય ઉપખંડમાં મુસ્લિમોનું ધાર્મિક અને સાંસ્કૃતિક અસ્તિત્વ જ ફકત બાકી રાખ્યુ નથી, બલ્કે તે સમગ્ર વિશ્વમાં ઈસ્લામી સંસ્કૃતિ ફેલાવનારા અને તેનું રક્ષણ કરનારા સાબિત થયા છે. યુરોપિય સંસ્કૃતિનો જુવાળ ભારતિય મુસ્લિમોની ધાર્મિક ઓળખ મિટાવવામાં તેટલા અંશે સફળ નથી થયો. જેટલો તે બીજા મુસ્લિમ બલ્કે આરબ દેશોમાં પણ સફળ થઈ શકયો. અને લોર્ડ મેકાલેની શિક્ષણનિતિ તથા પ્લાન ભારતમાં તેટલા અંશે સફળ ન થયો તેનું મુખ્ય કારણ મદ્રસાઓનો અભ્યાસક્રમ તથા શિક્ષણનિતિ અને તેના ફળસ્વરૂપે ઉલમાએ કિરામની કુર્બાની તથા બલિદાનની ભાવના અને આર્થિક રીતે તદ્દન નબળા હોવા છતાં કરકસર સાથે જીવન ગુઝારી મુસ્લિમોના દીન ઈમાનની રક્ષા કરવાને પ્રાથમિકતા આપવાનો બુલંદ જઝબો અને નૈતિક હિંમત છે. એટલા જ માટે મદ્રસાઓના આ ભવ્ય ઈતિહાસના જાણભેદુઓએ વિચાર્યુ કે મુસ્લિમોથી દીન-ઈમાન છીનવી લેવામાં સફળતા મેળવવા માટે જરૂરી છે કે, તેમના ઈમાનના પાવર હાઉસ સમા મદ્રસાઓ પાસેથી પાવર છીનવી લેવામાં આવે. તેમને ભૌતિક અને આર્થિક લાભ અને મૌલાના આઝાદના શબ્દોમાં એક મુઠ્ઠી ઘઉં અને એક પ્યાલા ચોખાના પૂંજારી બનાવી તેમના અંતરમાં દઢ વિશ્વાસ સાથે ઠસાવવામાં આવે કે મદ્રસાઓ પણ ફકત રોઝી-રોટીની વ્યવસ્થા કરનારી જ સંસ્થાઓ છે.

આ મોકાસર દારૂલ ઉલૂમ દેવબંદના સ્થાપક હઝરત મૌલાના કાસિમ નાનોત્વી (રહ.)ના ઈલ્હામી ૮ નિયમો જેને તેમણે દારૂલ ઉલૂમના બુન્યાદી હેતુઓના સ્વરૂપમાં રજૂ કર્યા હતા. અને મૌલાના મુહમ્મદઅલી જૌહર (રહ.)એ દારૂલ ઉલૂમની મુલાકાત સમયે જ્યારે આ આઠ નિયમો વાંચ્યા

તો તરત જ કહ્યું કે આ તો ઈલ્હામી વાતો છે. જાહેરી બુધ્ધિથી આનો શું સબંધ ? આ નિયમોમાંથી ત્રણનો સબંધ મદ્રસા બોર્ડથી છે. જે રજૂ કરૂં છું :

(૧) આ મદ્રસામાં જ્યાં સુધી આવકનું કોઈ કાયમી ચોક્કસ સાધન નહીં હોય, ત્યાં સુધી આ મદ્રસો અલ્લાહપાક તરફ તવજ્જુહ (ધ્યાન)ની શર્તે ચાલશે. અને જો આવક ચોક્કસ થઈ ગઈ, જેમકે જાગીર અથવા વેપારનું કારખાનુ અથવા કોઈ અમીરનો પાકો વાયદો, તો પછી એમ નજર આવે છે કે આ ઉમ્મીદ અને ખૌફ જે અલ્લાહ તઆલા તરફ તવજ્જુહની પૂંજી છે તે હાથથી જતી રહેશે. ગેબી મદદ બંધ થઈ જશે અને કામ કરનારાઓમાં આપસમાં ઝઘડા પેદા થશે. સારાંશ કે આવક અને બાંધકામ વગેરેમાં એક પ્રકારની બે સરોસામાની (સાધન-સામગ્રીની અછત) હોય.

(૨) સરકારની ભાગીદારી અને માલદારોની ભાગીદારી પણ વધારે નુકસાનકર્તા માલૂમ પડે છે.

(૩) બનતી કોશિશે એવા લોકોનો ચંદો બરકતનું કારણ માલૂમ પડે છે જેમને પોતાના ચંદાથી દેખાવો કરવાની આશા ન હોય. મતલબ કે ચંદા દેવાવાળાની સારી નિય્યત મદ્રસાની વધુ મઝબૂતીનું કારણ બનશે.

ઉપરોકત ઈલ્હામી ભાષાનો એક-એક શબ્દ સરકાર અને માલદારોથી વધુ આશા રાખવાની મનાઈ કરે છે. અને ગેબી મદદ, તવક્કુલ, રડવા-કકડવા વગેરે બાતિની સિફાતની ઉલમાએ કિરામને રગબત અપાવે છે.

આપણો પાછલો ઈતિહાસ દર્શાવે છે કે, જ્યારે બગદાદમાં મદ્રસા નિઝામિય્યહ કાયમ થયો અને ઈલ્મપ્રેમી નેકદિલ બાદશાહો તરફથી ઉલમાએ કિરામ અને તાલિબે ઈલ્મોની સ્કોલરશીપ નક્કી થઈ તો બુખારા શહેરના આલિમોએ હર્ષોલ્લાસની જગ્યાએ ઘણો અફસોસ વ્યકત કર્યો કે હવે આખિરતના ઉંચા મકસદની જગ્યાએ ઈલ્મ ફકત દુન્યવી માન મર્તબા અને માલદારી માટે પ્રાપ્ત કરવામાં આવશે. અને એક દિવસે તે બનાવ પણ બન્યો કે વઝીર સાહેબે દરેક વિદ્યાર્થીને ઈલ્મ પ્રાપ્તિની નિય્યત પૂછી તો બધાએ જ દુન્યવી મર્તબો, ઈઝઝત અને હોદ્દા વગેરેનું વર્ણન કર્યુ. વઝીર

સાહેબ માયૂસ થઈ મદ્રસો બંધ કરવાના ઈરાદે પાછા ફરી રહ્યા હતા. અને એક રૂમમાં એક વિદ્યાર્થીને ઈલ્મ પ્રાપ્તિમાં મશ્ગુલ જોયો. દિલમાં આવ્યું કે આને પણ પુછતો જાઉં. તે તાલિબે ઈલ્મએ એવો વ્યવસ્થિત અને ઈખ્લાસભર્યો જવાબ આપ્યો કે વઝીર સાહેબે મદ્રસો બંધ કરવાનો ઈરાદો મુલ્તવી રાખ્યો. તે તાલિબે ઈલ્મ બીજા કોઈ નહીં, પરંતુ અબૂ હામિદ મુહમ્મદ અલ્ગઝાલી (રહ.) હતા. ઈમામ ગઝાલી (રહ.)એ ઈલ્મ પ્રાપ્તિનો મુખ્ય હેતુ ફકત અલ્લાહપાકની રઝામંદી અને આખિરતનો ડર બતાવ્યો હતો.

મૌલાના અબૂલ્કલામ આઝાદ (રહ.)ના શબ્દોમાં ઈલ્મ રોઝી-રોટીનું માધ્યમ નથી, બલ્કે જીવન હેતુ છે.

બોર્ડની રચનાનો ઠરાવ મુસ્લિમો તરફથી માંગણી કર્યા વગર સરકાર તરફથી રજૂ કરવામાં આવી રહ્યો છે તો આ સવાલ ઉપસ્થિત થાય છે કે જે સરકાર મુસ્લિમોના સંખ્યાબંધ કાનૂની અધિકારો અને દરખ્વાસ્તોને અમલમાં મૂકતી નથી જેનો સબંધ શિક્ષણથી જ છે તેના માટે વર્ષોથી માંગણીઓ છતાં સરકારના પેટનું પાણી હાલતુ નથી. તે આપણી માંગણી વગર કોઈ વસ્તુ આપવા તૈયાર થાય છે. જ્યારે કે મુસ્લિમ સ્કૂલોને (જેમાં ૯૮% વિદ્યાર્થીઓ ભણે છે) તો કોઈ સહુલતો આપવા તૈયાર નથી. વારંવારની રજૂઆતો છતાં અલીગઢ યુનિવર્સિટી અને તેના જેવી સંખ્યાબંધ મુસ્લિમ કોલેજો, સ્કૂલોના પ્રશ્નોનો નિકાલ વર્ષોથી આવ્યો નથી. અને મદ્રસાઓ ઉપર આટલી બધી મહેરબાની ! જેમની પૂછપરછ અને સરકારી અમલદારોનો વર્તાવ તેમની સાથે એવી રીતે થાય છે જાણે આ બીજા કોઈ દુશ્મન દેશના નાગરિકો હોય! પહેલી નજરમાં જ જેમને ગુનેહગાર સમજી વર્તન થાય છે.

તો સવાલ એ છે કે, મુસ્લિમોને જ્યાં (સ્કૂલોમાં) સરકારની આર્થિક તથા કાનૂની મદદની જરૂરત છે ત્યાં તો મદદ કરતા નથી અને જેમાં (મદ્રસા) મદદ લેવાની ના પાડે છે, બલ્કે મદદ ન આપવાને મદદ કરવા સમાન સમજે છે, તેમને મદદ કરવા સરકાર તત્પર દેખાય છે ! આને શું સમજવું ?

મદ્રસાઓના વિદ્યાર્થીઓમાં ઉસ્તાદોનો અનહદ એહતેરામ, સન્માન

અને તાલિબે ઈલ્મો માટે ઉસ્તાદોના દિલોમાં શફકત, પ્રેમ, સારસંભાળ, સદાચાર, શિષ્ટાચાર, નમ્રતા, સાદગી અને સહનશિલતા વગેરે જે ઉચ્ચ સંસ્કારો શિખવાડવામાં આવે છે, તે સંસ્કારો સરકારી સહાય બાદ ન ઉસ્તાદોમાં રહેશે, ન વિદ્યાર્થીઓમાં બાકી રહેશે. તેની જગ્યાએ સ્કૂલો, કોલેજોની જેમ પ્રાધ્યાપકોનું અપમાન, અશિષ્ટતા, કલાસરૂમોમાં તોડફોડ, તોફાન, હડતાળો અને બીજા સંખ્યાબંધ પ્રદૂષણો ઘૂસી જશે.

મદ્રસાઓ સરકારી સહાય બાદ પોતાના અકીદાઓ ઉપર મઝબૂતીથી કાયમ નહી રહી શકશે. પછી તેમણે વંદે માતરમ્ જેવા બીજા શિર્કિયહ ગીતો ગાવા અને અમુક એવા કામો કરવા મજબૂર થવું પડશે, જે શરઈ દ્રષ્ટિએ જાઈઝ નથી. ભારતના બંધારણની રૂએ મુસ્લિમો પોતાની ધાર્મિક શૈક્ષણિક સંસ્થાઓ સ્થાપવાનો અને કોઈ જાતની સરકારી દખલગીરી વગર તેને ચલાવવાનો જે અધિકાર રાખે છે, સરકારી બોર્ડમાં જોડાયા બાદ આ હક્કથી થોડા-વત્તા અંશે વંચિત થઈ જવાશે.

મુસ્લિમોની સૌથી મોટી યુનિવર્સિટી અલીગઢ જ્યારે પોતાના લઘુમતિ અધિકારોથી વંચિત છે, તેનું સરકારીકરણ થઈ ગયુ છે. તો પછી મદ્રસાઓનો કેવો બૂરો હાલ થશે તે વિચારવુ રહ્યું.

ઝારખંડમાં કોંગ્રેસની સરકાર સમયે મદ્રસાઓને મદદ મળતી હતી. હમણાં બી.જે.પી. સરકારે ત્યાં અમુક કડક શર્તો અને સુચનાઓ આપી. જેમાં સરકારી કોર્ષ ભણાવવો ફરજીયાત કરી આપ્યો. આ કિસ્સાથી એ પણ જાણવા મળ્યુ કે કોઈ એક પાર્ટી મુસ્લિમોને લોભામણા વાયદા કરે અને ત્યારબાદ બીજી પાર્ટીની સરકાર રચાય તો આગલા વાયદાનું પાલન થવાની જગ્યાએ સતામણી શરૂ થઈ જાય, રોજ નવી નવી શર્તો, સુધારા, ફેરફાર વગેરેને લઈ શૈક્ષણિક પ્રવૃત્તિઓ અટકી જાય. ધ્યાન અને એકચિત્તતા છિનવાઈ જાય, જે શિક્ષણ માટે અનિવાર્ય છે.

જ્યારે મદ્રસાઓના દુન્યવી અભ્યાસક્રમ મદ્રસા બોર્ડ નક્કી કરશે તો તેમાં કુર્આન શરીફ, હદીષ શરીફ અને મસાઈલ માટે કેટલો સમય ફાળવ-

વામાં આવશે ? અને ગણિત, વિજ્ઞાન માટે કેટલો સમય ફાળવશે એ મહત્વનો વિષય છે. અને આ બાબતે મતભેદ થવાની સુરતમાં મદ્રસાવાળાની વાત બોર્ડ માનશે કે પછી પોતાનો ઓર્ડર જ ચલાવશે ? ચોક્કસ છે કે બોર્ડની વાત જ માન્ય રાખવી પડશે. આનો અનુભવ લઘુમતિ સંચાલિત કોલેજોના દીનીય્યાત વિભાગોમાં થઈ ચૂકયો છે. અલીગઢ, જામિઅહ મિલ્લિય્યહ, ઉસ્માનિય્યહ યુનિવર્સિટી વગેરેમાં દીની વિષયો ફકત મઝાક મશ્કરીનું સાધન બની રહી ગયા છે. વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકો પોતે મુસ્લિમ હોવા છતાં આ વિષયને કોઈ જ મહત્વ આપતા નથી, બલ્કે ગૌણ સમજે છે.

## સાહિત્યકારો-લેખકોની નૈતિક જવાબદારીઓ

કલમકાર સામાજીક હિસાબથી બહું ઊંચા હોદ્દા પર હોય છે. સામાન્ય-જનો તેમને માન આપે કે તુચ્છ ગણે, કોઈ પણ સંજોગોમાં તેમની ઊંચી હેસિયત ખંડિત નથી થતી. આજે નહીં, પહેલાથી જ લોકો કલમકારોને ભૌતિક સંપત્તિ કે સત્તા ધરાવતા લોકોના મુકાબલે ઉતરતી કક્ષાના સમજે છે, પરંતુ તેનાથી હકીકત બદલાય જતી નથી. કલમકારો તથા વિદ્વાનો આદરણીય હતા અને છે. જમાનો પણ કોઈ દિવસ તેમની કદર કરશે જ.

કલમ એક અમાનત છે. જેમની પાસે કલમ છે તેમની જવાબદારીઓ વધી જાય છે. કારણ કે તેમની પાસે એવી શકિત છે જે બીજાની પાસે નથી. વાસ્તવમાં કલમકારો (કૌમના) નેતૃત્વના હોદ્દે બિરાજમાન છે. તેમની સર્વપ્રથમ જીમ્મેદારી દુનિયામાં ન્યાય તથા શાંતિની સ્થાપના છે. શરીઅતની પરિભાષામાં કહીએ તો એમ થાય કે કલમકારો પર 'અમ્ર બિલ મઅરૂફ અને નહિ અનિલ મુન્કર' જરૂરી છે. સત્યના પ્રચાર માટે શબ્દયુધ્ધ છેડવું તેના કર્તવ્યનો એક ભાગ છે.

પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ બુરાઈને જો તાકાત હોય તો અનુક્રમે હાથ (બળપૂર્વક) તથા જીભ (બોલ કે લેખ) વડે રોકવાની વાત કરી છે. જો આટલું પણ નહી થઈ શકે તો મનમાં બુરાઈને બુરાઈ સમજે, અને આ ત્રીજો અભિગમ ઈમાનનો બહુ કમજોર હિસ્સો છે.

કોઈ પણ માણસ આસ્તિક હોય કે નાસ્તિક, સામાજિક સુલેહ-શાંતિ તથા કાયદો વ્યવસ્થાની જાળવણી માટે કોઈને કોઈ નિયમને સ્વીકારે જ છે. ઈસ્લામ પાસે વિધિ નિષેધ (હલાલ-હરામ)ની સંપૂર્ણ વિગત મૌજૂદ છે. આપણે તેને અનુસરીએ કે નહી પરંતુ તેની મહત્વતાનો ઈન્કાર શકય નથી.

ઘણાંખરા પત્રકારો એવા કાયદાઓનું તો પાલન કરે છે, જેને તોડવાથી તેઓને કોઈ દુન્યવી સજા કે દંડ થઈ શકે છે. પરંતુ વિશાળ પાયે રાષ્ટ્ર તથા સમાજના હિતો સાચવવા ધર્મ પ્રેરિત કાયદા કાનૂનોની તેઓ પરવા નથી કરતા. માનવસર્જીત કાયદાઓ તોડવાથી અમુક કલમકારો ડરે છે. ખુદા સર્જીત કાયદાઓ તોડવાથી નથી ડરતા. માણસ લખવા બોલવામાં જ વધારે ભૂલો કરે છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : "માણસની ઘણી બધી ભૂલો તેની જીભના લીધે થાય છે." *(કિતાબુઝ ઝુહદ)* આપે નસીહત કરી છે કે, જે અલ્લાહ તથા અંતિમ દિવસમાં શ્રધ્ધા ધરાવતો હોય તો ભલી વાત કરે, નહીતર ચૂપ રહે. *(બુખારી)* આપણી વાત તથા લખાણમાં ભલાઈ જ હોવી જોઈએ.

આપણે એમ સમજીએ છીએ કે આપણે જે કાંઈ કહયું કે લખ્યું તે હવામાં ઓગળી ગયું અને નામશેષ થઈ ગયું, તો એ બરાબર નથી. કારણ કે બોલતી કે લખતી વખતે જીમ્મેદારીની ભાવના હોવી જોઈએ. આપણા શબ્દો આપણી કર્મપોથીના ડાઘ ન બની જાય તેની કાળજી લેવી જોઈએ. હદીષ શરીફમાં છે કે જે વધારે બોલે છે, તે વધારે ભૂલો કરે છે. *(અલહિલ્યહ : ૫/૧૬૭)* તિર્મિઝીની રિવાયત છે કે "નિરર્થક (બેકાર) પ્રવૃત્તિઓ છોડવામાં મુસ્લિમના ધર્મ (ઈસ્લામ)નું સૌંદર્ય પ્રકટ થાય છે."

સામાન્યજનો માટે જે નીતિનિયમો છે, કલમકારો તેમાં અપવાદ નથી, બલ્કે તેમના ઉચ્ચ સ્થાનના લીધે તેમની જવાબદારીઓ વધી જાય છે. કેટલીક બાબતો તો એવી છે કે તેને અમલમાં લાવવાની જરૂર એક કલમકાર માટે અન્ય કરતા વધારે હોય છે. બહાદુરી, સચ્ચાઈ, ઈન્સાફ એવી ખૂબીઓ છે, જેના વગર લખવા-બોલવાનો હક્ક કોઈ પણ અદા કરી ન શકે. ખૂબીઓ વગર કોઈ માણસ બીજું કંઈ પણ બની શકે છે, કલમકાર બની શકે નહી.

આવી જ રીતે કેટલીક બુરાઈઓ એવી છે, જેની હાજરીમાં કોઈ માણસ વિદ્વાન કે કલમકાર કહેવાને હકદાર નથી. જૂઠ, જૂઠી ગવાહી, ખુશામતખોરી, ખોટી પ્રશંસા, અનુચિત ટીકા, કુથલી, નિંદા, સચ્ચાઈ છુપાવવી, સત્ય-અસત્ય વચ્ચે ભેળસેળ, મ્હેણાં-ટોણા, અતિશયોકિત એવી બુરાઈઓ છે, જે કલમકારોને જરાય નથી શોભતી.

સત્યતાઃ પ્રવચન હોય કે લેખ, તેમાં સત્યતા ના હોય તો કાંઈ કામનો નથી, ભલેને ઉચ્ચ સાહિત્યિક શૈલીમાં રજૂ કરવામાં આવે. સત્યતા કલમકારો માટે વધારે જરૂરી છે. અમુક પત્રકારો ખોટા સમાચારો છાપી નાંખે છે, જેના કારણે રમખાણો ફાટી નીકળે છે. જેના પર લેખકને અફસોસ હોવો જોઈએ. પરંતુ તેમને કોઈ પસ્તાવો નથી થતો. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, એક સાચા મુસલમાનમાં બધી બુરાઈઓ સંભવી શકે છે, પરંતુ તે બેઈમાન તથા જુઠ્ઠો નહી હોય શકે. *(અહમદ)*

સત્યતા સમગ્ર સૃષ્ટિ સાથે સુસંગત છે. સચ્ચાઈ એટલે સૂર્યનો ઝળહળ તો પ્રકાશ અને જુઠ એટલે ગાઢ અંધકાર.

આપણા જમાનામાં હવે પત્રકારિત્વ પર ભરોસો નથી રહયો. પહેલાના યુગમાં પત્રકારિત્વના વ્યવસાયને લોકો ઉપાસના સમજતા હતા. પત્રકાર-ત્વનો ઉપયોગ રચનાત્મક કાર્યોમાં થતો પત્રકારિત્વને લોકશાહીનો સ્તંભ કહેવામાં આવે છે. કારણ કે તેના વડે કોઈ પણ જુલમી શાસનવ્યવસ્થાનો ખાત્મો કરી શકાય છે. પરંતુ બદકિસ્મતીથી આ પવિત્ર ક્ષેત્રે પણ તકસાધુઓ પ્રવેશી ગયા છે અને તેને અપવિત્ર કરી દીધું છે. તેઓ ખુદા કે સમાજ કોઈથી નથી ડરતા અને જુઠી ખબરો છાપતા રહે છે. કેસ કરો તો વધારે જુઠું બોલે છે. પ્રસાર માધ્યમના સહારે પોતાના વિરોધીઓને મ્હાત કરે છે. આ પ્રકારના પીળા પત્રકારત્વના નિશાનો સામાન્યતઃ સારા તથા શરીફ લોકો જ હોય છે. જૂઠ એક પ્રકારે દંભ છે અને દંભી માણસ નર્કના સૌથી નીચલા સ્થાને હશે. હદીષ શરીફમાં છે કે, સચ્ચાઈ નેકી તરફ લઈ જાય છે અને નેકી જન્નત તરફ લઈ જાય છે. માણસ સાચુ બોલતો રહે છે, અહીં સુધી કે ખુદાના દરબારમાં "સાચાના" સ્થાને બિરાજમાન થઈ જાય છે. અને ચોકકસ

જ જૂઠ બુરાઈ તરફ લઈ જાય છે, અને માણસ જૂઠુ બોલતો રહે છે, અહીં સુધી કે ખુદાના દરબારમાં તેને ''જુઠ્ઠો'' લખી દેવામાં આવે છે.

*(બુખારી શરીફ : કિતાબુલ અદબ)*

પત્રકારિત્વ જગતમાં દા.ત. જૂઠ એવી રીતે બોલવામાં આવે છે કે, પોતાના વિરોધીઓના નામે ઉંધી-સીધી વાતો ચઢાવી દેવામાં આવે. થોડુંક સત્ય થોડાક અસત્ય સાથે ભેળવી દેવામાં આવે. આંકડામાં ફેરફાર કરી દેવામાં આવે. પોતાની કલ્પના શકિતથી અર્થનો અનર્થ કરી દેવામાં આવે અથવા અફવાઓના આધારે રિપોટીંગ કરવામાં આવે. જો કે કુર્આનમાં છે કે તપાસ કર્યા વગર કોઈની વાતને સાચી માની નહીં લો. *(હુજુરાત : ૬)* ઉપરોકત આયતમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે, તપાસ કર્યા વગર માત્ર અફવાના આધારે કોઈ પણ એકશન (પગલાં) ન લો. રમખાણો પાછળ ઘણી વખત અફવાઓ જ જવાબદાર હોય છે. હદીષ શરીફમાં છે કે માણસના જુઠ્ઠા હોવા માટે એટલુ પુરતું છે કે, તે જે કાંઈ સાંભળે (તેને સાચું સમજી લોકો સમક્ષ) કહેવા માંડે. *(મુસ્લિમ શરીફ)*

સચ્ચાઈનો જે અર્થ સામાન્ય બોલચાલમાં છે, સાહિત્યમાં તેનો અર્થ તે નથી. સાહિત્યમાં પોતાની લાગણી જેવી હોય તેવી બયાન કરે તેને સત્ય કહેવામાં આવે છે. એટલે સાહિત્ય કાલ્પનિક હોવા છતાં જુઠુ નથી હોતું. પરંતુ કોઈ કલમકાર કોઈ ઐતિહાસિક ઘટના કે વ્યકિતને કેન્દ્રમાં રાખી સાહિત્ય રચે છે, ત્યારે તેણે હકીકતો સાથે ચેંડા ન કરવા જોઈએ. આવી કૃતિઓમાં ઘટનાનું વર્ણન હકીકતમાં વહેમ માટે હોય છે. જ્યારે મામલો કોઈ પયગમ્બર કે મહત્વપૂર્ણ હસ્તીનો હોય તો વર્ણનમાં વધારે તકેદારીની જરૂર હોય છે. સત્ય ઘટના આધારિત લેખ લખવા માટે કેટલાક નીતિનિયમો છે. જેની નોંધ લેવી જરૂરી છે. સત્ય ઘટના આધારિત પોતાની કૃતિને ચટાકેદાર બનાવવા માટે કોઈ કાલ્પનિક દ્રશ્ય કે સવાંદ ઉમેરવાની પરવાનગી પણ આપી શકાય નહી. શકય છે કે લોકો તેને સાચું સમજી દલીલરૂપે રજૂ કરવા લાગે.

કોઈ જીવિત વ્યકિતના નામે કોઈ વાત વહેતી કરવી ખરાબ હરકત છે.

તો કોઈ મૃત વ્યકિતના નામે ઊલટ-સૂલટ વાતો ચઢાવી દેવી એ તેનાથી પણ વધારે ખરાબ હરકત છે. મર્હૂમ તેની પુષ્ઠિ કે રદિયા માટે આવવાના નથી. કેટલાક લેખકો કોઈ મજબૂત પુરાવા વગર મહત્વપુર્ણ ઐતિહાસિક વ્યકિતઓ માટે એવી વાતો લખે છે કે, ''તેઓ ફ્રીમેસનના મેમ્બર કે માણસ હતા'' એ ઘણી ખરાબ વાત કહેવાય. સર્વ પ્રથમ તો પ્રમાણ વગર આવી વાત કરવી જોઈએ જ નહીં. બીજું કે ગુજરી ગયેલ વ્યકિતનો મામલો હોય તો વધારે સાવચેતી રાખવાની જરૂર છે. અમારા પત્રકાર-લેખક મિત્રોની નજરોમાંથી કદાચ એ હદીષ પસાર નહીં થઈ હશે કે, ''પોતાના મર્હૂમોની બદગોઈ કરો નહીં, તેમની ખૂબીઓનો ઉલ્લેખ કરો.'' *(અબૂ દાવૂદ)*

વિદ્વાનો તથા કલમકારોમાં બહાદુરી, નિડરતા હોવી પણ જરૂરી છે. સત્યોચ્ચારની કોઈ પણ કીમત ચુકવવી પડે તેના માટે તેઓ તૈયાર રહેતા આવ્યા છે. ''અત્યાચારી શાસક સામે સાચી વાત (કહેવી) સૌથી મોટો જિહાદ છે.'' *(તિર્મિઝી શરીફ)* એ હદીષ પર હંમેશા અમલ કરીને કલમકારોએ બતાવ્યું છે. અત્યાચારી શાસકોથી મુકિત અપાવવામાં કલમકારોનો બહુ મોટો ફાળો હોય છે. આજે ભલેને આપણે તેઓને ભલે ભૂલી જઈએ, પરંતુ તેમના નામો ઈતિહાસના પાનાઓમાં સોનેરી અક્ષરે લખાયેલા છે. તેઓ જાલિમોને દર્પણ દેખાડે છે તથા પ્રજામાં જાગૃતિ પેદા કરે છે. કલમકારોને ખરીદી શકાય, ધમકાવી શકાતા નથી. જો કે આવા જાંબાઝો લઘુમતીમાં છે. કારણ કે બહુમતી કલમકારો દરબારી રાગ જ આલાપતા રહે છે. કલમ-કારોએ શાસકોની ખોટી પ્રશંસા કરવી નહીં જોઈએ. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મોઢા પર પ્રશંસા કરવાવાળાને પસંદ કરતા ન હતા. હઝરત ઉમર બિન ખત્તાબનું કઠન છે કે, ''કોઈની પ્રશંસા કરવી તેને ઝબહ કરવા બરાબર છે.'' હઝરત ઉમર (રદી.) સામે કોઈએ તેમની તારીફ કરી, તો આપ (રદી.)એ કહયું કે, ''તેં મને તો મારી નાખ્યો, પોતાને પણ બરબાદ કરી નાખ્યો.'' *(ઈહયા)* હઝરત મિકદાદ બિન અસ્વદ કહે છે કે, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અમને આદેશ આપ્યો હતો કે, જ્યારે અમે (મોઢા ઉપર) પ્રશંસા કરતા લોકોને જોઈએ તો તેમના

ચહેરા પર માટી નાંખીએ.'' *(મુસ્લિમ શરીફ)* આ ખોટા તથા અતિશયોકિતપૂર્ણ પ્રશંસકો માટે આદેશ છે. કલમકારે શાસકને ખરેખરી સંભળાવી જોઈએ. પ્રશંસાના પુલ બાંધવા જોઈએ નહીં. કોઈ શાયરે કોઈ બાદશાહની શાનમાં પ્રશંસાકાવ્ય રચ્યું હોય તો તે આપણા માટે દલીલ નથી. કારણ કે ગુમરાહ શાયરનું અનુકરણ ગુમરાહ લોકો જ કરે છે. સાચા અર્થમાં મોમિન શાયરોને આવા માનઈઅકરામની કાંઈ પડી નથી હોતી. તેઓ ઈનામ મેળવવા માટે ઈમાન વેચતા નથી. અને ઈનામ મેળવવા પછી પણ ઈમાન વેચતા નથી.જે હોય તે કલમકાર માટે ચાપલૂસી બહુ બૂરી આદત છે.

જુલ્મ એટલે કોઈ બાબતને અસ્થાને મુકવી, તેનો વિરોધી શબ્દ છે અદલ. જેનો અર્થ થાય છે, સમતા, સમાનતા, ન્યાય. એક મુસલમાને હમેંશા માટે ન્યાયી વલણ અપનાવવુ જોઈએ. પત્રકારિત્વ તથા સાહિત્ય ક્ષેત્રે તેનું મહત્વ વધી જાય છે. કુર્આન શરીફમાં છે ''ઈન્સાફપૂર્વક વજન કાંટો બરાબર રાખો'' *(૫૫ : ૯)* આ આદેશ માત્ર ભૌતિક ચીજો જોખવા પૂરતો નથી, બલકે પત્રકારિત્વ તથા સાહિત્ય ક્ષેત્રે કોઈ ઘટના કે કૃતિના મૂલ્યાંકનમાં પણ કાંટો બરાબર રાખવો જોઈએ. પૂર્વગ્રહયુકત વિવેચક એક પ્રકારે ઓછું તોલવા બરાબર છે.

જ્યારે ન્યાયનો પ્રશ્ન ઉભો થાય તો કલમકારે સ્વજન અને પારકા વચ્ચે ભેદ પાડવો જોઈએ નહીં. જ્યાં સુધી શાસકો તથા કલમકારોમાં ન્યાય બાકી રહે છે. સમાજમાં સુલહ-શાંતિ બાકી રહે છે.

ન્યાયની સાથેસાથ સંતુલિત અભિગમ પણ કલમકારની શોભા છે. અસંતુલન કોઈ પણ લખાણને બેકાર બનાવી દે છે. પત્રકાર હોય, સાહિત્ય-કાર કે વિવેચક, તેમાં સંતુલન હોય તો જ તે સફળ નિવડે છે. મામલો કોઈ શખ્સનો હોય કે કોઈ કૃતિનો તેમજ કોઈ વિષયનો હોય કે વસ્તુનો, કોઈ વિચારનો હોય કે રાષ્ટ્રનો હોય, કલમકાર જ્યારે પણ તેની પર કલમ ઉપાડે તો સંતુલન જાળવી રાખે. કલમકારે લખતી વખતે પોતાના વ્યકિતગત અભિગમનાં વહેણમાં તણાઈ ન જવું જોઈએ. જે લોકો પૂર્વગ્રહમુકત રહી સર્જનાત્મક કાર્ય કરે છે તેઓ ભાષા, દેશ કે રાષ્ટ્રની સેવા કરે છે.

કલમકારે અશ્લિલતાના ફેલાવા ઉપર પણ કંટ્રોલ કરવાની કોશિષ કરવી જોઈએ તેમજ આપણા નૈતિક મૂલ્યોનો હ્રાસ અટકાવવો જોઈએ. કલમકારો દેશ તથા સમાજના આગેવાન, સુધારક તથા રક્ષકો છે. તેમણે એવી વાતો ન કરવી જોઈએ જેનાથી અફરાતફરી ફેલાય. લોકોની વ્યકિતગત ખામીઓ ઉછાળવાની પરવાનગી કોઈ કલમકારને આપી ન શકાય. પત્રકારિત્વમાં જાસૂસીની ગુંજાઈશ ત્યારે જ છે, જ્યારે કે મામલો દેશ કે જનહિતનો હોય. જે લોકો રાષ્ટ્રને લૂંટી રહયા છે, તેમને ખુલ્લા પાડવામાં કોઈ વાંધો નથી. બલ્કે આવા સમયે કલમકાર જો ભ્રષ્ટાચારીઓને છાવરવાનો પ્રયત્ન કરશે, તો તે રાષ્ટ્ર સાથે ગદ્દારી લેખાશે. પરંતુ સામાન્ય વ્યકિતના ખાનગી જીવનમાં ડોકિયું કરીને ગલગલિયા કરાવતા સમાચારો પ્રગત કરવાથી ફાયદો ઓછો નુકશાન વધારે છે. બુરાઈની ચૌરેચોટે ચર્ચા કરવાથી બુરાઈ વધે છે. એટલે જ કુર્આને જાસૂસી, ખણખોદ, મજાક તથા કુથલીની મનાઈ ફરમાવી છે. *(સુરએ હુજુરાત)*

આ સંક્ષિપ્તમાં કેટલાક મુદ્દાઓ હતા, જો તેને અનુસરવામાં આવે તો આપણે કલમરૂપી અમાનતનો હક્ક અદા કરી શકીશું તથા દેશ તેમજ સમાજની પ્રગતિમાં મહત્વપૂર્ણ ભૂમિકા અદા કરીશું. અલ્લાહ તઆલા બધાને અમલની તૌફિક અતા ફરમાવે, આમીન.

## મદ્રસાઓનો અભ્યાસક્રમ
## ઉલમાએ કિરામની સજાગતાનો માપદંડ

મોગલ સલ્તનતના પતન બાદ આપણો સૌથી મહત્વનો પ્રશ્ન ઇસ્લામી શિક્ષણની સુરક્ષા અને ઓળખ તથા ઈશાઅત (પ્રચાર)નો રહ્યો છે. અને તેના માટે આપણે દરેક ક્ષેત્રમાં માણસોની જરૂરત છે. આ બધી જરૂરતો જેમાં મક્તબો (પ્રાયમરી મદ્રસા) તથા દારૂલ ઉલૂમોમાં પઢાવવામાં આવતા અરબી, ઉર્દૂના વ્યાકરણ, સાહિત્ય અને કુર્આન, હદીષ, ફિકહ, અકીદા વગેરે બધા જ વિષયોના નિષ્ણાંત આલિમો તથા બેહતરીન તકરીર અને વ્યાખ્યાનો આપતા વક્તાઓ અને સમયની જરૂરત પ્રમાણે વર્તમાન પ્રચલિત

શૈલીમાં દઅવતો તબ્લીગની જવાબદારી સંભાળતા મુબલ્લિગો તથા ગુજરાતી, અરબી અને ઇંગ્લીશ ભાષા સારી રીતે જાણતા પ્રખર લેખકોની જરૂરત અને અનિવાર્યતા રહે છે.

આ જરૂરતો પૂરી કરવા માટે સમયના વહેણ અને સંજોગોનુસાર અમુક અંશે અભ્યાસક્રમમાં ફેરફાર કરવો અનિવાર્ય હોય છે. જે એક વાસ્તવિકતા છે, અને એક જીવંત વ્યાપક શિક્ષણનિતિ ધરાવતા મઝહબ [જેને કિયામત સુધી માનવજીવનને રાહ ચીંધવાની છે, તેના] માટે એ શક્ય પણ નથી કે તે અભ્યાસક્રમ બાબતે વિચાર ન કરે.

આપણા હાલના નિસાબ (અભ્યાસક્રમ)માં ફિલોસોફી (ભૌતિકશાસ્ત્ર) -ના અમુક વિષયો અને પ્રકરણો ઘણા જુના થઈ ગયા છે. હવે તેને દાખલા રૂપી સમજાવવા ઘણા મુશ્કેલ છે. કારણ કે જે દ્રષ્ટિકોણ તે સાબિત કરવા માંગે છે, તેનું હવે કોઈ અસ્તિત્વ જ રહ્યુ નથી. ઉદાહરણરૂપે પદાર્થ જગતમાં સૌથી નાનો પદાર્થ એટમ (પરમાણુ) છે. અમેરીકાએ ૧૯૪૫માં જાપાન ઉપર એટમબોંબ ફેંકીને તે પદાર્થના પણ સૂક્ષ્મથી સુક્ષ્મ ટુકડા કરી નાંખ્યા. હવે ફિલોસોફીમાં (جزء لايتجزّیٰ) સાબિત કરવા માટેની દલીલોનો કોઈ અર્થ રહ્યો નથી. ખગોળશાસ્ત્રની આખી દુનિયા બદલાય ગઈ છે, બલ્કે આધુનિક દ્રષ્ટિકોણમાંથી ડાર્વિનના દ્રષ્ટિકોણને મોર્ડન વિજ્ઞાન રદ કરી રહ્યુ છે. કારણ કે હવે પૃથ્વીની ઉંમર કેટલી છે, તેને વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી વૈજ્ઞાનિકો સાબિત કરી રહ્યા છે. બીજી તરફ વાંદરાથી માનવીમાં રૂપાંતર થવાની વૈજ્ઞાનિક પ્રક્રિયા એટલી જટીલ અને એટલા હજારો વર્ષો લઈ લે છે, જે પ્રમાણે વૈજ્ઞાનિક વિરોધાભાસ સર્જાય જાય છે, માટે આધુનિક વૈજ્ઞાનિકો તેને રદ કરી રહ્યા છે. બલ્કે હવે મૃત્યુ બાદ બીજા જીવનને (આખિરતને) પણ વૈજ્ઞાનિકો માની રહ્યા છે. હઝ. મૌલાના તકી ઉષમાની સાહેબ (દા.બ.) 'દુન્યાકે ઉસ પાર' શિર્ષક હેઠળ ઘણા યુરોપિયનોના દાખલા ટાંકીને મૃત્યુ બાદ જીવન સાબિત કર્યુ છે. તે સિવાય યુરોપિય વૈજ્ઞાનિકોના પણ આ બાબતે લેખો આવી રહ્યા છે.

આ સાથે ઈસ્લામની રાજકીય વ્યવસ્થા અને વર્તમાન લોકશાહી

વ્યવસ્થામાં ફર્ક તથા ઇસ્લામની આર્થિક નિતિઓ અને વર્તમાન મૂંડીવાદ વચ્ચેનો ફર્ક અને કાયદાશાસ્ત્ર (ઉસૂલે કાનૂન)માં માનવજ્ઞાનની મર્યાદાઓ તથા ખુદાઈ કાનૂન (કુર્આન શરીફ, હદીષ શરીફ)ની સર્વોપરિતા સાબિત કરવી તથા વર્તમાન મેડીકલ (દવાઓ) વિશે હલાલ-હરામનો ફર્ક જાણવા માટેની થોડી વૈજ્ઞાનિક જાણકારી, જે મૂફતીઓ માટે અત્યંત જરૂરી છે, તેનાથી આપણા તલબાને માહિતગાર કરવા જરૂરી છે. જેથી તે ઉમ્મતની સહીહ રહનુમાઈ કરી શકે અને હઝ. મૌલાના સજ્જાદ સા.ના જામિઅહ કાસિમીયહ ખરોડમાં ઉલમાએ ગુજરાત માટેના ઐતિહાસિક પ્રવચનના સાર પ્રમાણે ઇસ્લામના બન્નેય મોરચાઓ હિફાઝતી તથા ઈશાઅતી (સ્વરક્ષણ તથા પ્રચાર) લાઈનમાં મદદગાર સાબિત થાય.

ગ્રિક (યુનાની) ફિલોસોફીનું બની ઉમય્યાના અંત અને અબ્બાસીઓના પ્રારંભના યુગમાં જ્યારે અરબીમાં ભાષાંતર થઈ આવવા માંડયુ, તો શરૂમાં મુહદ્દિસીને તેનાથી મુસ્લિમોને દૂર રહેવાનું કહયુ. પરંતુ જ્યારે તેઓ ઇસ્લામ ઉપર બૌધ્ધિક અને તાર્કિક દલીલોને આધારે આક્ષેપો કરવા માંડયા, અને વહીની વાતોને પણ બુધ્ધિની કસોટીએ પારખવા લાગ્યા તો, પછી ઉલમાએ કિરામે તેના જવાબો આપવા માંડયા. ખાસ કરીને મુસ્લિમોની એક જમાઅત "મુઅતઝિલા" જે દીનના ઈલ્મમાં પારંગત અને નિષ્ણાંત ન હતી. અને તેમણે જવાબો આપવામાં યુનાનીઓથી અંજાઈને ઈસ્લામના બુન્યાદી અકીદાઓમાં ફેરફાર કરવાનું ચાલુ કર્યુ, તો ઉલમાએ કિરામે યુનાની ફિલોસોફી અને તર્કશાસ્ત્ર (મન્તિક) બન્નેવને પ્રાપ્ત કરી તેના જવાબો આપી ફિલોસોફી ઉપર પોતાનો એવો કબ્ઝો જમાવ્યો કે ઈમામ ગઝાલી (રહ.)ની કિતાબોના જવાબ આપવાની ફિલોસોફરો સેંકડો વર્ષો સુધી હિંમત ન કરી શક્યા હતા. મુઅતઝિલા ઈસ્લામના બચાવ માટે જ મહેનત કરતા હતા, પરંતુ તેમને કુર્આન શરીફ અને હદીષ શરીફનું પારંગત અને મઝબૂત જ્ઞાન ન હતું, માટે તે ફિલોસોફીથી અંજાઈ ગયા. [જેમકે આજકાલ યુરોપિય સંસ્કૃતિથી અંજાઈને અમુક એજ્યુકેટેડ લોકો કુર્આન શરીફ અને હદીષ શરીફની ગલત વ્યાખ્યા કરવા લાગે છે. તે ઇસ્લામ વિશે કાચા જ્ઞાનની

દલીલ છે. તેમણે આ કામ ઉલમાએ કિરામને હવાલે કરવું જોઈએ.]

કહેવાનો આશય એ કે, જેમ આપણા બુઝુર્ગો ઈમામ ગઝાલી, ઈમામ રાઝી (રહ.) વગેરેએ ફિલોસોફીનું જ્ઞાન સંપૂર્ણ પ્રાપ્ત કર્યુ અને પછી તેના જવાબો આપ્યા. તેમ આજના ઉલમાએ કિરામની જવાબદારી છે કે તે હાલની યુરોપિય-અમેરિકી ફેલોસોફી, સંસ્કૃતિ, આચાર-વિચારને સમજે. બલ્કે તેના માટે યુરોપિય સંસ્કૃતિ અને ધર્મનો બે હજાર વર્ષિય ઈતિહાસ ચર્ચ અને રાજાઓના ઝુલ્મ-અત્યાચાર તથા હઝરત ઈસા અલયહિસ્સલામના આસમાન ઉપર ઉઠાવી લેવા બાદ સેન્ટપોલનો ઈસાઈ ધર્મમાં ફેરફાર કરવો, ઈસાઈઓના અલગ-અલગ સંપ્રદાયો થઈ જવા, ત્યાર બાદ કોસ્ટોન્ટિનોપોલ રાજાના સમયમાં ફરીથી ખ્રિસ્તી ધર્મને જડમૂળમાંથી બદલી કાઢવો, અને યુરોપમાં ઝબરદસ્તીથી આ ફેરફાર કરેલ માન્યતાઓ ફેલાવવા અત્યાચાર કરવા વગેરે ઈસ્લામ પૂર્વના ઈતિહાસથી માહિતગાર થવુ જરૂરી છે. હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ “સૂરએ રૂમ”ની શરૂની આયતોની તફસીરમાં આ બાબતો ટૂંકમાં દર્શાવી છે.

ઇસ્લામના આગમન પછી સ્પેનમાં ઇસ્લામી હુકૂમતની સ્થાપનાને લઈ યુરોપમાં વિજ્ઞાન-ફિલોસોફીનું પહોંચવુ, ત્યાર બાદ સ્પેનથી મુસ્લિમ હુકૂમતનું પતન થવુ, તેની સાથે યુરોપમાં ચર્ચની ધાર્મિક અદાલતો કાયમ થવી, અને વૈજ્ઞાનિકો ઉપર ચર્ચનો અમાનુષી અત્યાચાર થવો, જેને લઈ વૈજ્ઞાનિકો પ્રથમ ખ્રિસ્તી ધર્મની નફરત કરવા લાગ્યા. અને ત્યાર બાદ રિએકશનમાં બધા જ ધર્મોથી નફરત કરી ધિક્કારવા માંડયા. અને ધર્મની વિરોધ બોલવાને ફેશન સમજવામાં આવી. આ બધી બાબતો મીસ્ટર ડ્રેપરના પુસ્તક [Conflcif between Science and Religion]માં છે, જેનું ઉર્દૂમાં ભાષાંતર થઈ ચૂકયુ છે, કિતાબનું નામ “મઅરકએ મઝહબો સાયન્સ” છે.

ગ્રિક ફિલોસોફીમાં તો ફકત અમુક અકીદાઓ ઉપર આક્ષેપ હતો,પરંતુ હાલની યુરોપિય સંસ્કૃતિ તો ઈસ્લામની સંપૂર્ણ વ્યવસ્થા ઉપર આક્ષેપ લગાવે છે. અને ગ્લોબ્લાઈઝેશનના બહાના હેઠળ સમગ્ર ઈસ્લામી માળખાને છિન્ન-ભિન્ન કરવા માંગે છે. તો શું આ ગંભીર સમસ્યા હલ કરવા ઈમામ રાઝી,

ગઝાલીના ફરીથી પેદા થવાની રાહ જોઈશું ? હરગીઝ નહી ? તેના માટે તો આપણે જ આગળ આવવુ પડશે.

હવે જ્યારે વિચારવાનું સમગ્ર માળખુ જ બદલાઈ ગયુ છે, તો ઉલમાએ કિરામે યુરોપિય ફિલોસોફીના મહત્વના અંશો અને તેમના ધાર્મિક તથા વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણ, વિચાર પધ્ધતિ તથા ઇસ્લામ ઉપર આક્ષેપ ઉત્પન્ન થવાના વિભિન્ન કારણો ઉપર ધ્યાન કેન્દ્રિત કરવુ પડશે, કારણ કે યુરોપ સિવાય બીજા દેશોમાં પણ ઇસ્લામી શિક્ષણ ઉપર જે આક્ષેપો થાય છે, તે બધા એકસરખા જ હોય છે. કારણ કે ભારતીય લેખકો પણ વધુ પડતા અંગ્રેજી માધ્યમોના લખાણનું જ ભાષાંતર કરી છાપી દે છે.

તેના માટે ઈંગ્લીશ ભાષા તથા યુરોપિય રહેણીકરણી, તેમનું અર્થતંત્ર, તેમનો અભ્યાસક્રમ, આચાર વિચારો અને તેમના કાનૂનનો બારીકાઈથી અભ્યાસ કરી, તેના જવાબો તેમની ભાષા તથા તેમની દલીલોથી આપવામાં આવે. જેમકે ઈમામ ગઝાલી (રહ.)એ કર્યુ હતું. અને તેની તુલનામાં ઈસ્લામી તઅલીમનું વર્ણન કરી ઇસ્લામના વિશ્વ રહમત, વિશ્વવ્યાપી અને દરેક બાબતના સઘળા સારા-નબળા પાસાઓનો ખ્યાલ રાખી દરમ્યાની (ઉમ્મતે વસત) હુકમ આપવાની ઈસ્લામની જે મહાનતા અને બૌધ્ધિકતા છે, તેને વિગતવાર રજૂ કરવામાં આવે. ઈન્શાઅલ્લાહ ઉમ્મીદ છે કે ઉલમાએ કિરામ આ બાબતને પણ ધ્યાનમાં રાખશે.

આ સાથે કાપોદ્રામાં થયેલ તઅલીમી મિટીંગના મહત્વના મુદ્દાઓ પણ આ અંકમાં રજૂ કરૂં છું, જેમાં આપણી તઅલીમી મઝબૂતી માટેના સરળ ઉપાયો રજુ કરવામાં આવ્યા છે. અલ્લાહપાક આપણને બધાને તેના ઉપર અમલ કરવાની તૌફીક આપે, આમીન.

## મદ્રસાઓમાં શૈક્ષણિક તથા નૈતિક પારદર્શકતાની તાતી જરૂરિયાત

કાપોદ્રામાં વિવિધ દારૂલ ઉલૂમોના ઉલમાએ કિરામ તરફથી તઅલીમી તથા તરબિયતી સ્તર જાળવી રાખવા માટેના જે સૂચનો રજૂ કરવામાં આવ્યા

હતા, તેમાં મહત્વના મુદ્દાઓ નીચે પ્રમાણે હતા....

- આજના ભૌતિકવાદ અને દુન્યા તલબીના યુગમાં ચારેવ તરફ માદ્દીયત અને દુન્યાની મુહબ્બતને લઈ મદ્રસાઓના તાલિબે ઈલ્મો તથા ઉસ્તાદોમાં પણ થોડા અંશે નિય્યતોનો ફર્ક આવી ગયો છે. જેને લઈ મદ્રસાઓમાં પઢવા-પઢાવવાનું આખુ માળખુ (સિસ્ટમ) એક રિવાજ બની રહ્યું છે. અને અસલ હેતુથી દૂર હટી રહયા છે. પરિક્ષાની સિસ્ટમમાં ફેરફાર કરી પારદર્શકતા માટે વધુથી વધુ કોશિશ કરવામાં આવે. નીચલા વર્ગોમાં સખ્તીથી પરીક્ષા લેવામાં આવે. આવશ્યકતા હોય તો નાપાસ પણ કરવામાં આવે. પરિક્ષાની જવાબપોથી ઉપર નામ લખવાની સિસ્ટમ કાઢી નાંખીને રોલ નંબર રાખવાથી વિદ્યાર્થીઓ તથા ઉસ્તાદોમાં જવાબદારીનો એહસાસ થશે. વિદ્યાર્થીને ન્યાય મળી શકશે અને મહેનતનો માહોલ પેદા થશે. પાસ થવા માટેના માર્કસનો માપદંડ ઉંચો રાખવામાં આવે. વિદ્યાર્થીઓની દેખરેખ, સબકોની હાજરી, રાત્રિ વાંચન અને બીજી પ્રવૃત્તિઓ ઉપર ચાંપતી નજર રાખવામાં આવે.
- મદ્રસામાં દાખલ થવાના નિયમો તથા ત્યાર બાદ બોર્ડિંગ, લોજીંગના નિયમોનું પાલન બરાબર થાય છે કે નહીં તેની ચકાસણી કરવી.
- છોકરાઓ એક મદ્રસો છોડી બીજો મદ્રસો અને ત્રીજા મદ્રસો બદલતા રહે છે. તેના ઉપર કાયદાકિય સામુહિક રીતે અંકુશ લાવવો જોઈએ. તથા વર્ષ દરમ્યાન ગમે ત્યારે દાખલ કરવા બાબતે વિચારવું જોઈએ.
- સબકો તથા દૌર (પુનરાવર્તન) સાંભળવાનું ખાસ ધ્યાન રાખવું.
- વારંવાર આ પ્રમાણેની વાતોથી સુધારણા થઈ શકે છે. થોડા થોડા દિવસે મદ્રસાના ઉસ્તાદો અથવા બહારના મોટા આલિમોને બોલાવી તઅલીમી, તરબિયતી બયાનો રાખવામાં આવે.
- પ્રાથમિક ફારસી તથા અરબીની કલાસો સારા અને અનુભવી ઉસ્તાદોને સોંપવામાં આવે.

- દાખલ કરતી વખતે બીજા મદ્રસાનું ઈજાઝતનામુ તથા આગલા વર્ષનું રિઝલ્ટ પણ અવશ્ય માંગવુ.
- દાખલાનું કામ પુરૂ કરી ૧૫ શવ્વાલથી સબકો શરૂ થઈ જવા જોઈએ.
- સબકોમાં ગેરહાજરીને બિલ્કુલ ચલાવવામાં ન આવે. વગર જરૂરતે રજા પણ ન આપવામાં આવે.
- દર ગુરૂવારે સાંજે ઘેર અથવા બહાર જવા ઉપર અંકુશ રાખવો ખૂબ જરૂરી છે. ગુજરાતના મદ્રસાઓમાં તઅલીમી કમઝોરી તથા ઈલ્મી શૌક ન પેદા થવામાં જુમ્આની છૂટ્ટીમાં ઘેર જવાનો મહત્વનો ભાગ છે. જેને લઈ દૂરના છોકરાઓનો માહોલ પણ બગડે છે.
- ઉસ્તાદો પઢાવવામાં બ્લેકબોર્ડનો ઉપયોગ કરે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ) ઉદાહરણો, નકશાઓ અને આકૃતિઓ વડે સમજાવતા હતા. પઢાવવાના ટાઈમ સિવાય પણ તાલિબે ઈલ્મોની બીજી પ્રવૃત્તિઓ ઉપર ધ્યાન રાખે. ઉસ્તાદો જે તે વિષયની મોટી અને ઉંચી કિતાબોનું વાંચન કરે અને તલબામાં ઉંચું ધોરણ અને સ્તર જળવાઈ રહે તેની કોશિશ કરે.
- પોતાની સલાહિય્યત, લાયકાત અને અનુભવ મદ્રસાની દરેક પ્રકારની તરક્કીમાં ખર્ચ કરે.
- મુતાલઆ (આગળથી લેકચરની તૈયારી) વગર ન પઢાવે. જે કિતાબો ન પઢાવી શકતો હોય તેના વિશે મોહતમિમ સાહેબને જાણ કરે. અને વ્યવસ્થાપકો પણ તહકીક પછી જ કોઈ પણ વિષયની કિતાબ સોંપે. સબકો સાંભળવામાં પાબંદી કરે. તલબાને કિતાબને લગતા મહત્વના સવાલો નોટબુકમાં લખાવી જવાબ શોધી લાવવાની જવાબદારી સોંપવામાં આવે. પૂરો પિરિયડ મહેનતથી પઢાવે. નીચેની કલાસોના છોકરાઓને ઉપરના કલાસોની વાતો ન બતાવવી જોઈએ. તેમની સમજ પ્રમાણે બતાવવામાં આવે.
- તઅલીમ પાકી અને મજબૂત કરવામાં જે કિતાબોની મહત્વની ભૂમિકા

હોય છે, તેનો સંપૂર્ણ રીતે હક અદા કરી તેને પૂરી કરવામાં આવે તથા તે વિષયના કાયદાઓ, ઈસ્તિલાહો (પરિભાષાઓ) વગેરેને મોઢે યાદ કરાવવામાં આવે.

- મદ્રસાઓની તઅલીમ સંપૂર્ણ મફત હોવાને લઈ વાલીઓ તથા તાલિબે ઈલ્મો તરફથી બેદરકારી વધુ જોવા મળે છે. સ્કુલ-કોલેજોની મોટી ફીસ આપવામાં વિલંબ થતો નથી. અને મદ્રસાઓમાં મધ્યમવર્ગ બલ્કે માલદાર વર્ગના વાલીઓ પણ ઝકાતની રકમથી પોતાના બાળકોને પઢાવવામાં સંકોચ અનુભવતા નથી. અને તેનો ખ્યાલ સુધ્ધાં નથી રાખતા. પોતાના બાળકોની તઅલીમનું સ્તર, તે ક્યા વર્ગ કે કલાસમાં પઢે છે, તેનું વેકેશન કેટલા દિવસનું છે, બલ્કે મદ્રસા તરફથી રિઝલ્ટ મોકલવામાં આવે છે, તેને પણ વાલીઓ વાંચતા નથી. જેમાં બાળકોની ગેરહાજરી, વર્તણૂંક તથા તઅલીમી સ્તરની સંપૂર્ણ માહિતી દર્શાવવામાં આવે છે. માટે અમૂક અંશે તેમની પાસેથી ફીસ લેવામાં આવે. કિતાબો મફત આપવાને લઈ તાલિબે ઈલ્મ કે વાલીઓ કિતાબો પણ ખરીદતા નથી. માટે કિતાબો તેમને ખરીદવાનું કે અમૂક રકમ લઈ કિતાબો આપવાનું વિચારવુ જોઈએ.
- મધ્યમ તથા કમઝોર લાયકાતવાળા છોકરાઓ તરફ ઉસ્તાદો ખાસ ધ્યાન આપે. રાત્રે મગરિબ બાદ, ઈશાં બાદ કે બીજા ટાઈમે તેમને અલગથી લઈને મહેનત કરે.
- પ્રાથમિક ક્લાસોમાં અરબી વ્યાકરણ ઉપર પૂરતુ ધ્યાન આપવુ. અરબી ત્રણ સુધી સખત મહેનત કરાવવી. આ દરજાના ઉસ્તાદો અનુભવી-નિષ્ણાંત હોવા જોઈએ. દરેક તાલિબે ઈલ્મને લેખિત સાથે મૌખિક ઉચ્ચાર કરાવવા જોઈએ. જેથી ગલતીની ખબર પડે.
- અરબી કાયદાઓમાં પ્રેકટીકલ ઉદાહરણો અને શાનદાર અરબીના વાકયો, શેઅરો વગેરે મોઢે કરાવવા. ભાષા શિખવાડવાના જે નવા નવા પ્રયોગો થઈ રહ્યા છે, તેનાથી વાકિફ થઈ તલબા ઉપર તેની

પ્રેકટીકલ મહેનત કરવી જોઈએ. આ પ્રમાણે વિવિધ તરકીબોથી પોતાના સબકને દિલચશ્પ બનાવવો જોઈએ.

- અરબી વ્યાકરણ, સાહિત્ય બલ્કે બધા જ વિષયોની હરિફાઈ યોજી તલબાને પ્રોત્સાહિત કરવા.
- અલગ-અલગ વિષયોના કાબેલ (નિષ્ણાંત) અનુભવી આલિમોને વારાફરતી કોઈ એક મદ્રસામાં બોલાવી બધા દારૂલ ઉલૂમોના તે વિષયના ઉસ્તાદોને જમા કરવામાં આવે. અને તેમના વિષયને લગતા પ્રશ્નોની છણાવટ તથા તે વિષય પઢાવવાની સરળ પ્રક્રિયા વગેરે બાબતે ખુલ્લા મને ચર્ચા કરવી. તે વિષયોને લગતી નવી-જુની કિતાબોની માહિતીની આપ-લે કરવી.
- નવા ઉસ્તાદોની ટ્રેનીંગ માટેની પણ ખાસ વ્યવસ્થા કરવી. તેમને વિદ્યાર્થીઓની નફસિય્યાત (મનોવિજ્ઞાન), વિચારશૈલી, સમજવાની બુધ્ધિ, મારપીટ કેટલી હદે હોય, વગેરે બાબતોથી વાકેફ કરવા.
- મોહતમિમ આલિમે દીન બલ્કે સારી ઈલ્મી લાયકાત અને શૌખવાળા હોવા જરૂરી છે.
- મુદર્રિસોની નિમણુંક તેમની ઈલ્મી, અખ્લાકી લાયકાત મુજબ થાય. તથા તેમને પઢાવવા માટેની કિતાબો પણ વિષયથી તેમની દિલચસ્પી, નિપૂણતા અને ઝૌક પ્રમાણે આપવામાં આવે.
- મોંઘવારી અને જરૂરતો પ્રમાણે ઉસ્તાદોનો પગાર પણ વધારવામાં આવે.
- સ્પેશિયલ (તખસ્સુસ) વિભાગો કાયમ કરવા અને ફારિગ થયેલ મહેનતુ આલિમોને આ વિભાગોમાં તેમની સલાહિયત પ્રમાણે સારો વઝીફો આપી બે-ત્રણ વર્ષ સુધી આ વિષયમાં પરિપૂર્ણ કરવા. જેથી આપણને બધી જ લાઈનના સારા આલિમો મળી રહે.
- બીજા મદ્રસામાં નાપાસ થયેલ તાલિબે ઈલ્મને પરિક્ષા લઈને લાયક હોય તો જ આગળની કલાસમાં દાખલ કરવો.

- મદ્રસાઓમાં આવતી રકમો લેવામાં એહતેયાતથી કામ લેવુ. હરામ કમાઈ મદ્રસામાં ન આવે તેની કાળજી રાખવી.
- છેલ્લા વર્ષના તાલિબે ઈલ્મોને ૨૯-૩૦ સિપારા તજવીદ સાથે મોઢે યાદ હોય, તથા જુમ્આ, ઈદના ખુત્બા પણ મોઢે યાદ હોય તો જ પરિક્ષા લઈ સનદ આપવી.
- ઉસ્તાદો તથા તલબાનો સબંધ આધ્યાત્મિક (રૂહાની) હોવો જોઈએ, રસ્મી ન હોય. તલબાની ખૈરખ્વાહી દર્શાવવી તથા તેમની જરૂરિયાતનો ખાસ ખ્યાલ રાખવો.
- મગરિબ અને ઈશાં બાદની તઅલીમી નિગરાની સખ્ત કરવામાં આવે અને ઉસ્તાદોને ખાસ અલગથી તેનો પગાર ચૂકવવામાં આવે. બાંધકામ-ની જગ્યાએ તઅલીમ પાછળ પૈસા વાપરવામાં આવે.
- ઉસ્તાદો પઢવા-પઢાવવાને સૌથી વધુ મહત્વ આપી જીવન મિશનરૂપી મહેનત કરે. આને ધંધાકીય બાબત ન સમજે. જેથી આપણા વિદ્યાર્થીઓ દીનના સહીહ દાઈ અને ઉમ્મતના ફાયદાકારક આલિમ બની આપણા માટે આખિરતમાં નજાતનો ઝરીઓ બને.
- તલબામાં હેતુલક્ષી પરિવર્તન લાવવા માટે થોડા થોડા દિવસે પાછલા બુઝુર્ગોના તઅલીમી મહેનતના કિસ્સાઓનું વર્ણન કરવામાં આવે.
- વ્યવસ્થાપકોની તઅલીમથી દિલચસ્પી હોવી જરૂરી છે. તથા ઉસ્તાદોએ પણ જરૂરત સિવાયની બાહ્ય પ્રવૃત્તિઓથી પોતાને દૂર રાખવા.
- નીચેની કલાસોમાં તો મહેનત તથા પરિક્ષામાં નાપાસ થવાના ડરથી તઅલીમી સ્તર સારૂ હોય છે, પરંતુ ઉપરની કલાસોમાં દાખલા માટેની ઈલ્મી-અખ્લાકી સલાહિયત જોવામાં આવતી નથી. તેમજ ઉપરની કલાસોમાં સબકો સાંભળવામાં કોર્ષ પુરો થઈ શકતો નથી. માટે છમાસિક, વાર્ષિક પરિક્ષા સિવાય તેમની લેખિત કે મૌખિક પરિક્ષાની કોઈ અલગ સિસ્ટમ હોવી જોઈએ.

# બાળકોની કેળવણી માટે જરૂરી સૂચનો

- તરબિયત (કેળવણી) માટે ન વધારે કડકાઈ હોય, ન તો વધારે નરમાઈ હોય. વિવેકની જરૂર છે.
- બાળકની સારસંભાળ રાખનારે એ જાણવું જોઈએ કે તેને બહાર કાંઈ ખવડાવે-પીવડાવે નહીં. જો બાળકને કોઈ કંઈક આપે તો પહેલાં ઘેર લાવે અને જાણ કર્યા વગર ન ખવડાવે.
- જ્યારે બાળકને થોડી સમજ આવે તો તેને પોતાના હાથથી ખાવાની ટેવ પાડે અને ખાવાથી પહેલાં હાથ ધોવડાવે. જમણા હાથથી ખાવાનું શિખવાડે અને તેને ઓછું ખાવાની ટેવ પાડે, જેથી તે બીમારી તથા લાલચથી બચેલો રહે.
- બાળકને એ ટેવ પાડે કે પોતાના વડીલો સિવાય અન્ય કોઈથી કોઈ વસ્તુ ન માંગે તેમજ વડીલોની પરવાનગી વગર કોઈએ આપેલી ચીજ પણ ન લે.
- બાળકને શિખવાડો કે બધાની સામે અને ખાસ કરીને છોકરીઓ, સ્ત્રીઓની સામે ઈસ્તિન્જા (લઘુશંકા) ન કરે.
- જો તમારૂં બાળક કંઈક ભૂલ કરે તો તમે ક્યારેય તમારા બાળકની તરફેણ ન કરો. ખાસ કરીને જ્યારે તમારું બાળક ત્યાં હાજર હોય ત્યારે. આમ કરવાથી બાળકોને ખરાબ સંસ્કાર મળે છે.
- તમારા બાળકો પર નજર રાખો. જેથી તેઓ તમારા નોકરો કે તેમના બાળકોને ત્રાસ ન આપે. કારણ કે એ લોકો આમન્યા જાળવવાના કારણે મોઢાથી તો કાંઈ નહીં કહેશે, પરંતુ તેમના દિલમાંથી જરૂર બદ્દુઆ નીકળશે અને જો બદ્દુઆ નહીં કરશે તો અત્યાચારનો ગુનો તો જરૂર થશે.
- જ્યાં સુધી શક્ય હોય, જે જ્ઞાન વિદ્યા કે કળા શિખવાડે, તો એવા માણસ દ્વારા શિખવાડે, જે પોતાના વિષયનો પૂરેપૂરો જાણકાર હોય કે

પોતાના જ્ઞાનને પૂરેપૂરૂં આચરણમાં મૂકતો હોય. અમુક લોકો ઓછા પગારવાળા શિક્ષકો રાખી ભણાવે છે, જે પોતાના વિષયમાં નિપૂણ નથી હોતા. તેનાથી પાયાનું જ શિક્ષણ બગડી જાય છે, પછી તેને સુધારવાનું બહુ મુશ્કેલ થઈ જાય છે.

- ગુસ્સામાં કોઈને મારે નહીં. ન સંતાનોને, ન શાગિર્દોને. બલ્કે ગુસ્સા વખતે તેને સામેથી હટાવી દે અથવા તો પોતે ત્યાંથી ચાલ્યો જાય. પછી જ્યારે ગુસ્સો ઉતરી જાય, ત્યાર પછી ત્રણ વખત વિચાર્યા પછી જ યોગ્ય સજા આપે.
- કોઈ બાળક કે શિષ્યને શારીરિક શિક્ષા આપવી હોય તો જાડી લાકડી કે લાત-મુક્કાથી ન મારો. અલ્લાહ તઆલા બચાવે, જો ક્યાંક નાજુક જગ્યાએ વાગી જશે તો લેવાના દેવા થઈ જશે. માથા પર અને મોઢા ઉપર પણ મારે નહીં.
- એ વાત ઠીક નથી કે (મોલ્વી ક્લાસની) પ્રાથમિક કિતાબો માટે મામુલી માણસ પુરતો સમજવામાં આવે છે. લોકો એમ સમજે છે કે, ‘મીઝાન’માં શું રાખ્યું છે. હું કહું છું કે, પ્રાથમિક શિક્ષણ માટે ઘણી જ કાબેલિયતની જરૂર છે. એટલે ‘મીઝાનુસ્સર્ફ’ ભણાવનાર પણ ઉચ્ચ કક્ષાનો આલિમ જ હોવો જોઈએ.
- બાળકોને માં-બાપ, બલ્કે દાદા-દાદીનું પણ નામ (બલ્કે પુરૂ એડ્રેસ) યાદ કરાવી દો અને ક્યારેક પૂછતા પણ રહ્યા કરો, જેથી તેને યાદ રહે. એમાં એ ફાયદો છે કે, ખુદા ન કરે બાળક ખોવાય જાય અને જો તેનાથી કોઈ પૂછે કે તારા માતા-પિતા કોણ છે ? તો જો બાળકને નામ-એડ્રેસ યાદ હશે, તો બતાવી દેશે. પછી કોઈને કોઈ તેને તમારી સુધી પહોંચાડી દેશે.
- ભણતા બાળકોને કોઈ એવી વસ્તુ કે જે દિમાગને બળ આપનારી હોય તે હંમેશા ખવડાવતા રહો.
- જે છોકરીઓ બહાર નીકળે છે, તેઓને ઘરેણાં ન પહેરાવો. (સાચા

હોય કે ખોટા) તેનાથી જાન-માલ બન્ને ચીજો જવાનો ભય રહે છે.

- છોકરીઓને ભારપૂર્વક કહો કે છોકરાઓ સાથે ન રમે. કારણ કે તેનાથી બન્નેની ટેવ બગડે છે. બહારના છોકરાઓ ઘરમાં ન આવે તેની તકેદારી રાખો, ભલે તે ઉંમરમાં નાનો કેમ ન હોય. અને જો મજબૂરીથી છોકરા-ઓને બોલાવવા પડે તો તે વખતે છોકરીઓએ ત્યાંથી હટી જવું જોઈએ.
- જો તમે ટ્યુશન કરાવતા હોય તો ટ્યુશનના બાળકોથી તમારા ઘરનું કામ ન કરાવો અથવા ટ્યુશનના બાળકોને પોતાના બાળકોને રમાડ-વાનું કામ ન સોંપો. બહારના બાળકોને પણ પોતાના બાળક સમાન રાખો. એ વાતનું ખાસ ધ્યાન રાખો કે, ટ્યુશનના બાળકોને પણ બધા જ પ્રકારનું જ્ઞાન-કળા-કારીગરી આવડી જાય. જો છોકરીઓ તમારા હાથ નીચે હોય તો તેમને સીવણ-ગૂંથણ તથા રાંધવાનું પણ શીખવાડો.
- ઘણી બાબતો શીખવાડ્યા વગર માત્ર સાહજીક ધોરણે જાણી શકાતી નથી. દા.ત. પેશાબ, પાખાના (લઘુ શંકા-ગુરૂ શંકા) વખતે કિબ્લા તરફ મોઢું કે પીઠ નહીં રાખવી કે હાથ-પાણી કેવી રીતે લેવું એ બાબતો શીખવાડવાની જ છે.
- માત્ર મોટેરાંઓને દઅવત હોય અને બાળકોને લાવવાની વાત કહેવામાં આવી ન હોય, તો જાણી જોઈને જબરદસ્તીથી બાળકોને દઅવતમાં ન લઈ જવા. એનાથી બાળકોને ખરાબ ટેવ પડે છે.
- એક ભાઈએ બહુ સમજદારીની વાત કરી, સોનાના પાણીથી લખવા લાયક છે. તે એ કે, જો બાળક કંઈક વસ્તુ માંગે, તો તેની માંગણી પહેલી જ ક્ષણે પૂરી કરી દો અને જો પહેલી ક્ષણે ના કહી દીધું તો પછી બાળક જેટલી પણ જીદ કરે, તેની જીદ હરગિજ પૂરી નહીં કરે. નહીંતર બાળકને એવી ટેવ પડી જશે કે, ના કહ્યા પછી પણ જીદ વડે તેની માંગણી પૂરી કરવામાં આવે. સારાંશ કે, બાળકોની કેળવણી માટે ઘણી જ સમજદારીની જરૂર છે.
- આજકાલ ઘણા લોકો પોતાના સંતાનોની કેળવણી એવી રીતે કરે છે,

જેવી રીતે કે કસાઈ પોતાના જાનવરની સંભાળ રાખે છે. તેને ખવડાવે છે, પીવડાવે છે, અહીં સુધી કે તે બરાબર હૃષ્ટપુષ્ટ થઈ જાય છે, ત્યારે તેનો અંજામ એ આવે છે કે તેના ગળા પર છરી ફેરવવામાં આવે છે. આવી જ રીતે આ લોકો પોતાના બાળકોને એશ-આરામથી પાળે છે, અને તેનો અંજામ એ આવે છે કે, તેઓ જહન્નમના કોળીયા બની જતા હોય છે. અને તેના કારણે વાલીની પણ ધરપકડ કરી લેવામાં આવે છે. કારણ કે આ એશ-આરામભર્યા જીવનના લીધે ઔલાદને ન નમાઝની જાણ હોય છે, ન રોઝાની કાંઈ પડી હોય છે. અને કેટલાક નાસમજ તો હદ વટાવી જાય છે કે, તેઓને ઈસ્લામની કોઈ પણ વાતની જાણકારી નથી હોતી.

- હું તો એમ કહું છું કે, સ્કૂલો કે કોલેજોમાં જે બાળકો ભણે છે, તેઓને રજાઓમાં અલ્લાહવાળાઓની સોહબત (સંગ)માં રાખવામાં આવે. ભલે ત્યાંની બધી આચારસંહિતાઓ ન પાળે, પરંતુ અકીદાઓ તો બરાબર થશે. આજકાલ વિચાર સ્વતંત્રતા વધી રહી છે, જે પહેલાં અંગ્રેજી ભણનારાઓમાં પણ ન હતી. કારણ કે તેમનો ઉછેર દીનદારોના હાથોમાં થતો હતો અને આજના બાળકોનો ઉછેર બેદીનોના હાથમાં થઈ રહ્યો છે. આવનારા સમયમાં આ સ્વચ્છંદતા વધવાનો વધારે ભય છે. હમણાં બાજી સંભાળી લેવાનો સમય છે. બહુ નાજુક સમય છે.
- કેટલા અફસોસની વાત છે કે, ક્રિકેટ માટે સમય છે, પરંતુ સંસ્કાર કે કેળવણી માટે સમય નથી. એટલે પોતાના સંતાનો માટે એ નક્કી કરી દો કે, ફલાણી મસ્જિદમાં, ફલાણી જગ્યાએ, ફલાણા બુઝુર્ગની પાસે જઈ થોડીક વાર બેસે. જેવી રીતે અન્ય કામો માટે સમય નક્કી કરવામાં આવે છે, તેનો પણ સમય નક્કી કરી દો. માં-બાપ ખુશ છે કે, અમે નમાઝના પાબંદ છીએ. જો કે તેઓને ખબર નથી કે, કયામતના દિવસે તેઓ સંતાનોના સબબ નર્ક ભેગા થશે. આ મુસ્લિમોના બાળકો છે, મુસ્લિમ માતાઓના ખોળામાં ઉછરેલા છે, અને જહન્નમ (નર્ક)ના ખોળામાં જઈ રહ્યા છે. તમે ખુશ છો કે, છોકરા-છોકરીએ બી.એ;

એમ.એ. કરી લીધું, જો કે તમે તેને જહન્નમ (નર્ક)ની પગદંડી પર છોડી આવ્યા અને આંખો પર એવી પટ્ટી બાંધી દીધી કે, જન્નતનો રાજમાર્ગ દેખાય જ નહીં.

## મુસ્લિમ વિદ્યાર્થીઓ-વિદ્યાર્થીનીઓ માટે હોસ્ટેલની વ્યવસ્થા

શિક્ષણ તથા કેળવણી (સંસ્કાર) વચ્ચે જો કે ગાઢ સબંધ છે, પરંતુ મૂળભૂત રીતે બન્નેનું અર્થઘટન અલગ-અલગ છે. શિક્ષણનો અર્થ માહિતી ઉપલબ્ધ કરાવવાનો છે, અને કેળવણીથી મુરાદ તેને વ્યવહારિક જીવનમાં ઉતારવાનું છે. શિક્ષણ દ્વારા માનવી જાણે છે અને કેળવણી વડે માનવીની અંદર આજ્ઞાપાલનની ક્ષમતા પેદા થાય છે. કુર્આન મજીદે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ની મહત્વપૂર્ણ જવાબદારીઓનો ઉલ્લેખ કરતાં ત્રણ વાતો દર્શાવી છે : (૧) કુર્આન શરીફની આયતોની તિલાવત, (૨) કુર્આન શરીફનું તેમજ ડહાપણનું શિક્ષણ આપવું અને (૩) અનુયાયીઓની આત્મશુદ્ધિ (દિલની ઈસ્લાહ) કરવી.

પહેલા બેથી શિક્ષણના વિભાગો તરફ ઈશારો છે, અને આત્મશુદ્ધિથી કેળવણી તરફ ઈશારો છે. આ બન્ને બાબતો જરૂરી છે. શિક્ષણથી વંચિત હોવું, ઈમાનથી મહરૂમ (વંચિત) હોવા પછી સૌથી મોટું નુકસાન છે. જે માણસ દેખાવે સુંદર હોય, પરંતુ તે જ્ઞાન (ઈલ્મ)થી વંચિત હોય તે એ માણસ જેવો છે, જે સુંદર-સ્વસ્થ તો હોય, પરંતુ આંધળો હોય. અને જે માણસ શિક્ષિત હોય, પરંતુ તેની બરાબર કેળવણી નહીં થઈ હોય, તે એવા માણસ જેવો છે, જેની આંખો તો હોય, પરંતુ તે અત્યાચારી અને અત્યાચાર-પીડિત વચ્ચે ભેદ પારખી શકતો ન હોય. વળી, તેના હાથોમાં એક ધારદાર ખંજર આપી દેવામાં આવ્યું હોય. પહેલો માણસ ખુદને નુકસાન પહોંચાડશે અને બીજો માણસ સમાજને. આ કારણ આપણે દરરોજ જોઈએ છીએ. શિક્ષણથી વંચિત લોકો પછાત અવસ્થામાં જીવન પસાર કરવા માટે મજબૂર થઈ જાય છે, અને ચારિત્ર્યહીન લોકો શિક્ષિત હોવા છતાં આખા સમાજ

માટે માથાનો દુઃખાવો બની જાય છે. એ લોકોનો ઘમંડ, એ લોકોનું તોછડા-પણું, બીજાઓના અધિકારો ઝૂંટવી લેવા, રિશ્વતની લેવડદેવડ સમગ્ર સંસારને અશાંત બનાવી દે છે.

એટલે જ ઈસ્લામે શિક્ષણ તથા સંસ્કારના સિંચન (તરબિયત)ને સરખું મહત્વ આપ્યું છે. ઈસ્લામે જેવી રીતે પોતાના વ્હાલસોયા બાળકોને શિક્ષણથી સુશોભિત કરવા માટે ભાર આપ્યો છે, તેવી જ રીતે કુટુંબ તથા સમાજના આગેવાનોને પોતાના નાના ભૂલકાંઓને કેળવવાની પણ બહુ ભારપૂર્વક ભલામણ કરી છે. અલ્લાહ તઆલા ફરમાવે છે : "તમે તમારી પોતાની જાતને અને પોતાના ઘરવાળાઓને નર્કની આગથી બચાવો." *(અત્તહરીમ-૬)*

કુર્આન શરીફમાં માત્ર નમાઝનો આદેશ આપવામાં નથી આવ્યો, બલ્કે એમ કહેવામાં આવ્યું કે, "પોતાના ઘરવાળાઓને પણ તમે નમાઝનો આદેશ આપો." *(તાહા : ૧૩૨)* બાળકોની કેળવણીનો અલ્લાહપાકના રસૂલ (સલ.)ને એટલો ખ્યાલ હતો કે, આપ (સલ.) ફરમાવ્યા કરતા હતા કે, બાળકો સાત વર્ષના થઈ જાય તો તેઓને નમાઝ પઢવાનો હુકમ આપો. તેમજ જ્યારે તેઓ દસ વર્ષના થઈ જાય અને નમાઝ નહીં પઢે તો તેને શારીરિક સજા કરો. અને આ ઉંમરે તેમની પથારી અલગ કરી દો. ભાઈ-બહેનોને એકસાથે ન સૂવડાવો. *(અબૂ દાવૂદ, હદીષ-૪૯૫)*

વાલિદ (પિતા)ની જવાબદારીઓનો ઉલ્લેખ કરતાં આપ (સલ.)એ ખાસ કરીને કેળવણી સબંધી પાસાંનો ઉલ્લેખ કર્યો. અને બાપ ઉપર સંતાનોનો એ અધિકાર દર્શાવ્યો કે, તેઓ પોતાના સંતાનોને સારા (અર્થસભર) નામ રાખે. અને તેમની અંદર સંસ્કારનું સિંચન કરે. *(મુસ્નદે બઝ્ઝાર : ૮૫૪)* આપ (સલ.)એ એમ પણ ઈર્શાદ ફરમાવ્યો કે, કોઈ બાપે (પિતાએ) પોતાના સંતાનોને સારા સંસ્કારથી વધારે સારી કોઈ ભેટ નહીં આપી. *(તિરમિઝી-૧૯૫૨)* હઝ. જાબિર બિન સમુરહ્ (રદી.)થી રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, કોઈ માણસ પોતાના બાળકને કેળવે અને તેમને સારા સંસ્કાર આપે, તો આ દરરોજ ગરીબોને અડધો સાઅ્ (૧ કિલો ૭૫૦ ગ્રામ) ઘઉં સદકો કરવાથી વધારે સારૂં છે. *(મુસ્નદે બઝ્ઝાર : ૪૨૭૫)*

અલ્લાહપાકના રસૂલ (સલ.) બાળકોને દરેક પાસાંથી કેળવતા હતા. અહીં સુધી કે ખાવા-પીવામાં પણ. આપના સાવકા પુત્ર ઉમર બિન સલમા ખાતી વખતે ભાણામાં આમ-તેમ હાથ નાંખી રહ્યા હતા, તો આપ (સલ.)એ ફરમાવ્યું : "સર્વપ્રથમ 'બિસ્મિલ્લાહ' પઢો, જમણા હાથથી ખાઓ અને પોતાની સામેથી ખાઓ." *(બુખારી શરીફ : ૫૩૭૬)*

એવી જ રીતે આપ (સલ.) બાળકોને સારી સારી નસીહતો કરતા હતા. એવી નસીહતો જે જીવનના દરેક તબક્કામાં કામ આવે. અને બાળકો તેમજ યુવાનોના જીવનની દિશાને બરાબર રાખે. એક વખત હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)ને નસીહત (બોધવચન) આપતાં ફરમાવ્યું કે, "હું તને કેટલીક વાતો શીખવાડું છું, અલ્લાહ તઆલાને યાદ રાખો, અલ્લાહ તઆલા તને યાદ રાખશે. અલ્લાહપાકને યાદ કરશો તો અલ્લાહ તઆલાને તમારી સામે મહેસૂસ કરશો. કોઈ વસ્તુ માંગવી હોય તો અલ્લાહ તઆલાથી માંગો, મદદ જોઈએ તો અલ્લાહ તઆલાથી જ મદદ માંગો. અને જાણી લો કે, બધા લોકો મળીને તને કોઈ ફાયદો પહોંચાડવા માંગે તો પણ એ જ ફાયદો પહોંચાડી શકશે, જે તેના માટે અલ્લાહપાકે લખી નાંખ્યો હશે. અને જો બધા માનવીઓ મળીને તને કંઈક હાનિ પહોંચાડવા માંગે, તો એટલી જ હાનિ પહોંચાડી શકશે, જેટલી અલ્લાહ તઆલાએ લખી રાખી છે. સુખમાં અલ્લાહપાકને યાદ રાખશો, તો દુઃખમાં અલ્લાહ તઆલા તમને યાદ રાખશે. જાણી લો કે અલ્લાહપાકની મદદ સબર (ધૈર્ય)ની સાથે છે. અને મુસીબતની સાથોસાથ રાહત તથા સંકડાશની સાથોસાથ મોકળાશ છે." *(તિરમિઝી શરીફ : ૨૫૧૬)*

નાના ભૂલકાંઓની તરબિયત (કેળવણી) પૂરતી નથી, બલ્કે જયારે બાળકો મોટા થઈ જાય, તે વખતે પણ તેમની અંદર સંસ્કાર સીંચવાનો ખ્યાલ રાખવો માતા-પિતાની જવાબદારી છે. એટલે જ આપ (સલ.)એ ફરમાવ્યું : "જયારે બાળકો યુવાન (બાલિગ) થઈ જાય તો તેમની શાદી કરાવી દો. જો કોઈ પિતાએ આ બાબતે ગફલત કરી અને પુત્ર (વ્યભિચાર)ના ગુનાહમાં પડી ગયો, તો તેના ગુનાહનો બોજો તેના માતા-પિતા ઉપર પણ

હશે.''*(હદીષ : ૮૨૯૯)* એટલે અલ્લાહપાકના રસૂલ (સલ.)નું બાળકોની સાથોસાથ નવયુવાનોની કેળવણી ઉપર પણ વિશેષ ધ્યાન રહેતું હતું. આપ (સલ.)એ યુવાનોને નસીહત કરતાં ફરમાવ્યું કે, ''તમારામાંથી જે શાદી પછીની જરૂરિયાત પૂરી કરવા સક્ષમ હોય તેણે શાદી કરી લેવી જોઈએ. આ નજરોને નીચી રાખનાર અને ચરિત્રની સુરક્ષા કરનાર છે. અને જે શાદી કરવાની આર્થિક ક્ષમતા ધરાવતો ન હોય તો તેણે શારીરિક આવેગને શાંત કરવા માટે રોઝા રાખવા જોઈએ. એટલા માટે કે રોઝો ગુનાહોથી બચવા માટે એક ઢાલ છે.''*(બુખારી શરીફ : ૪૭૭૯)*

એક વખતે આપ (સલ.)એ એક માણસને નસીહત કરતાં ફરમાવ્યું : ''પાંચ વસ્તુઓની પાંચ વસ્તુઓ પહેલાં કદર કરી લો. વૃદ્ધાવસ્થા પહેલાં યુવાનીની, બીમારીથી પહેલાં તંદુરસ્તીની, ગરીબી પહેલાં માલદારીની અને વ્યસ્તતા (મશ્ગૂલી) પહેલાં નવરાશની.''*(મુસ્તદર હાકિમ : ૭૮૪૬)* આ બધી નસીહતો (બોધવચનો) દરેક માનવી ખાસ કરીને યુવાનો માટે બહુ મહત્વપૂર્ણ છે. કારણ કે યુવાન સામાન્યપણે તંદુરસ્ત પણ હોય છે, કમાવવાની ક્ષમતાના લીધે સમૃદ્ધ પણ હોય છે. અને ઉંમર વધવાની સાથોસાથ જેવી રીતે જવાબદારીઓ વધે છે. એ હિસાબથી એને નવરાશનો થોડોક વધારે સમય પણ મળેલો હોય છે. જો તે આ સમયગાળાને સાચવીને પસાર કરીલે તો સાચી વાત એ છે કે, તેનાથી વધારે ભાગ્યવાન બીજો કોઈ નથી.

કેળવણીમાં સામાન્યપણે ત્રણ પરિબળો મહત્વપૂર્ણ ભૂમિકા અદા કરે છે. શિક્ષકો, માં-બાપ અને મિત્રો. શિક્ષકથી તેના શિષ્યો માત્ર તે વિષયો જ નથી શીખતા, જે અભ્યાસક્રમનો એક ભાગ હોય છે, બલ્કે તે પોતાના ઉસ્તાદો પાસેથી વાત કરવાની, મુલાકાત કરવાની શૈલી, વેશભૂષા, ત્યાં સુધી કે હંસી-મજાકની રીત પણ શીખે છે. અને શાગિર્દો પર ઉસ્તાદની ઉંડી છાપ પડતી જતી હોય છે. પરંતુ અફસોસ કે આજના શિક્ષકો ધંધાદારી અભિગમથી કામ કરે છે. વિદ્યાર્થીઓ તેમની ખૂબીઓ ગ્રહણ કરવાના બદલે તેમની ખામીઓની અસર ઝીલે છે. કામચોરી, અભદ્ર ભાષાપ્રયોગ, અયોગ્ય વર્તન અને ફરજચૂકના પાઠ ઘણી વખત તેઓ પોતાના શિક્ષકો(?)

પાસેથી જ શીખે છે, અને પોતાના જીવનમાં તેને દોહરાવે છે.

માતા-પિતા પર સંતાનોની કેળવણીની ખાસ જવાબદારી છે. કારણ કે દરેક માનવી એમ ઈચ્છે છે કે, ભલે તે કેવો પણ હોય, પરંતુ તેના બાળકો સંસ્કારી હોય. શરાબનું સેવન કરનારાઓને પણ એ વાત પસંદ નથી હોતી કે તેના બાળકો શરાબ પીએ. પરંતુ ત્રણ વાતો સંસ્કાર સિંચનમાં બાધક બને છે. એક તો માં-બાપની અજ્ઞાનતા. મુસ્લિમ સમાજમાં આજે મોટી સંખ્યા એવા માં-બાપોની છે, જે પોતાના સંતાનોને કેળવવાની ક્ષમતા જ નથી ધરાવતા. બીજી, રોજી-રોટી રળવા માટે વધી ગયેલી વ્યસ્તતા અને મનોરંજક સાધનો સમક્ષ સમય પસાર કરવાની માનસિકતા. શહેરોમાં મોટી સંખ્યા એવા જ વાલીઓની છે. તેમની પાસે સમય જ નથી કે તેઓ તેને પોતાના સંતાનોને કેળવવા માટે આપી શકે. તેમના જીવનનો એક જ હેતુ છે કમાવવું, કમાવવું અને કમાવવું. ત્રીજા તે લોકો છે, જેઓ શિક્ષિત પણ છે, બાળકોના શિક્ષણ તથા સંસ્કાર બાબતે તેઓ ચિંતિત પણ છે, પરંતુ કેળવણીનો અર્થ તેમના મતે માત્ર એ છે કે, સંસારિક જીવનની સુવિધાઓ માટે બાળકોને તૈયાર કરવામાં આવે. નૈતિક (અખ્લાકી) કેળવણીનું તેમને ત્યાં કોઈ મૂલ્ય નથી. હા, જ્યારે તેઓ વૃદ્ધાવસ્થા સુધી પહોંચી જાય છે, અને પોતાના સંતાનોની ગફલત તેમને રડાવે છે, ત્યારે તેઓને પોતાની ભૂલ સમજાય છે.

કેળવણીનું ત્રીજું માધ્યમ માનવીના મિત્રો-સ્નેહીઓ છે. માણસ પર તેના સંગાથીઓની બહુ ઉંડી છાપ પડે છે. બલ્કે ક્યારેક માનવી શિક્ષકો અને માં-બાપોથી પણ વધારે પોતાના મિત્રોની અસર ઝીલે છે. અલ્લાહ પાકના રસૂલ (સલ.)એ એક હદીષમાં સારા સંગાથી (મિત્ર)ને અત્તર વેચનાર સાથે અને ખરાબ મિત્રને લુહાર સાથે સરખાવ્યો છે. પહેલાંની પાસે બેસવાથી કોઈ ફાયદો નહીં થશે તો પણ ખુશ્બૂ તો આવતી જ રહેશે અને બીજાની પાસે બેસવાથી કોઈ નુકસાન નહીં થાય તો પણ ધુમાડો તો પેટમાં જશે જ.

*(બુખારી શરીફ : ૫૨૧૪)*

વર્તમાનકાળમાં સામાજીક દૂષણનું કારણ સામાન્યપણે શૈક્ષિણક સંસ્થા

-ઓમાં યુવાનો-યુવતીઓને જે સંગત મળે છે, એ તેઓને ફાયદો બહુ ઓછો અને નુકસાન બહુ વધારે પહોંચાડે છે. એટલે કેળવણીનું તત્વ બિલ્કુલ ખતમ થતું જઈ રહ્યું છે. આના લીધે જેમ જેમ સમાજમાં શિક્ષણ વધતું જાય છે, નૈતિક મૂલ્યોનું પતન પણ એટલું થતું જઈ રહ્યું છે. ભણીગણીને (?) એક વિદ્યાર્થી આવક રળનારો માણસ તો બની જાય છે, પરંતુ તે એક સુશીલ માનવી નથી બનતો.

આ સ્થિતિ તે વખતે ઓર વધારે ચિંતાજનક બને છે, જ્યારે યુવાનો-યુવતીઓ પ્રાથમિક શિક્ષણ મેળવ્યા પછી ઉચ્ચ શિક્ષણ મેળવવા માટે અન્ય શહેરોમાં જાય છે. અને ત્યાં તેઓને એવા શિક્ષકો નથી મળતા, જે સ્નેહપૂર્વક તેમની અંદર સંસ્કાર સિંચનનું કર્તવ્ય નિભાવે. ન ત્યાં કોઈ પણ સ્તરે માતા-પિતાની દેખરેખ હોય છે, ન તો સારા મિત્રોની સંગત હોય છે. આ સ્થિતિ તેઓને બહુ ઝડપથી બગાડ તરફ લઈ જાય છે. આજકાલ ઘણાં બધા વિદ્યાર્થીઓ પોતાના ઉચ્ચ શિક્ષણ માટે ગામડાંથી શહેર તરફ અને નાના શહેરોમાંથી મોટા શહેરો તરફ પ્રયાણ કરે છે, અને દેખરેખ તથા કેળવણીની યોગ્ય વ્યવસ્થા ન હોવાના કારણે જે પ્રકારે અનિચ્છનીય ઘટનાઓ ઘટે છે, તે રાત-દિન અખબારોમાં જોઈ શકાય છે. એટલે આ બહુ વિચારણીય મુદ્દો છે કે, યુવાનોની કેળવણી કેવી રીતે કરવામાં આવે. અને ખાસ કરીને તે નવયુવાન વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ જે શૈક્ષણિક હેતુસર પોતાના વતનથી દૂર છે, તેઓને કેવી રીતે સંભાળવામાં આવે ?

આ સંદર્ભમાં એક જુનું સૂચન વિખ્યાત સંશોધક અને શિક્ષણશાસ્ત્રી મૌલાના સય્યિદ મુનાઝિર હસન ગીલાની (રહ.)નું છે. જેનો ઉલ્લેખ તેમણે પોતાના વિદ્વતાપૂર્ણ પુસ્તક "ઇસ્લામકા નિઝામે તઅલીમો તરબિયત" (ઇસ્લામની શિક્ષણ તથા સંસ્કારની વ્યવસ્થા)માં કર્યો છે. જેનો સાર એ છે કે, શહેરોમાં મુસ્લિમ વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ ઉભી કરવામાં આવે. વર્તમાનકાળમાં આ સૂચન વધારે મહત્વપૂર્ણ બની ગયું છે કે, વિદ્યાર્થીઓ માટે પણ અને વિદ્યાર્થીનીઓ માટે પણ દીની માહોલ સાથે મુસ્લિમોની પોતાની હોસ્ટેલ હોય. જેમાં તેઓને પાયાની દીની તઅલીમ આપવામાં

આવે. જેવી રીતે દીની મદ્રસાઓમાં બાળકોને કેળવવામાં આવે છે, તેવી જ રીતે તેમને કેળવવામાં આવે. અકીદા, અઅ્માલ અને અખ્લાકની ત્રિમુખી કેળવણી પર ભાર આપવામાં આવે. વિદ્યાર્થીનીઓની હોસ્ટેલમાં પરદાની ખાસ વ્યવસ્થા કરવામાં આવે. એ વાત ઉપર પણ નજર રાખવામાં આવે કે ઈલેક્ટ્રોનિક માધ્યમોનો દુરૂપયોગ ન થાય. નીતિભ્રષ્ટ કરનાર સાઈટ્સ બંધ કરી દેવામાં આવે અને એવા જામર લગાડવામાં આવે, જેને માત્ર જરૂરી સમય પૂરતા ખોલવામાં આવે. આ સૂચન પહેલાં પણ મહત્વપૂર્ણ હતું, પરંતુ આજે સ્થિતિ એ છે કે, લોકોએ ખાનગી ધોરણે જે હોસ્ટેલો ઉભી કરી રાખી છે, તેમનો હેતુ માત્ર ભાડુ વસૂલ કરવાનો છે. તેમાં દીની શિક્ષણ કે સંસ્કારનું કોઈ ખાનું નથી. બે-ચાર વિદ્યાર્થીઓ વ્યક્તિગત રીતે કોઈ રૂમ ભાડાપેટે મેળવી લે છે, તો ત્યાં નૈતિક અધઃપતનના સંજોગો ઓર વધી જાય છે. સરકારી હોસ્ટેલો જેવી હોવી જોઈએ તેવી દેખરેખ નથી હોતી. અને વર્તમાનકાળમાં ત્યાં અનેકદેવવાદી કામો (શિર્ક)નો પ્રચાર-પ્રસાર પણ કરવામાં આવી રહ્યો છે. દેશબાંધવોના તહેવારો મનાવવા માટે પણ પ્રોત્સાહન આપવામાં આવે છે, અને મૂર્તિઓ પણ લગાડવામાં આવે છે. એટલે જરૂરત છે કે, મુસ્લિમ સંસ્થાઓ દ્વારા ગામડાઓ અને નાના શહેરોથી આવતા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ માટે યોગ્ય તથા ઓછા ભાડા પર રહેવાની વ્યવસ્થા કરવામાં આવે. જો દીની મદ્રસાઓ પોતાના પ્રાંગણમાં વિદ્યાર્થીઓ માટે અને છોકરીઓના મદ્રસાઓ વિદ્યાર્થીનીઓ માટે હોસ્ટેલ ઉભી કરે તો એ બહુ લાભકારક રચના હશે. અને આમ આપણે કૌમના ઘણા બધા છોકરા-છોકરીઓને ગુમરાહ થવાથી બચાવી શકીશું. અને જે લોકો આધુનિક શિક્ષણથી સજ્જ થઈ આવનારા સમયમાં સરકારી નોકરીઓ મેળવશે અને બની શકે છે કે સરકારમાં ઉંચા હોદ્દાઓ પર બિરાજમાન થાય, તો તેઓ ઈસ્લામી માનસિકતા સાથે પોતપોતાના કામો અંજામ આપશે.

## શૈક્ષણિક સંસ્થાઓ અને મુસ્લિમ મેનેજમેન્ટ

મુસ્લિમોના સંચાલન હેઠળ ચાલતી સ્કૂલ-કોલેજોમાં એક મોટી જરૂરિયાત અભ્યાસક્રમમાં એવા વિષયોનો સમાવેશ કરવાની છે, જે મુસ્લિમ વિદ્યાર્થીઓ

તેમજ વિદ્યાર્થીનીઓને ઈસ્લામ વિશે માહિતી પણ પૂરી પાડે અને તેઓને લઘુતાગ્રંથીથી પણ બચાવે. માત્ર બે-ચાર દુઆઓનું યાદ કરાવી દેવું પૂરતું નથી. બલ્કે તવહીદ, શિર્ક, રિસાલત, સામાજીક જીવન વ્યવહાર અને આખિરત વિશે માહિતી પણ તેઓને પૂરી પાડવામાં આવે. નબી (સલ.)ના જીવનચરિત્ર અને ઈસ્લામી ઈતિહાસ વિશે જે ગેરસમજો ઉભી કરવામાં આવી રહી છે, તે સબંધી હકીકતોથી તેઓ વાકેફ હોય. ભારતનો સાચો ઈતિહાસ કે મુસ્લિમોએ આ દેશને શું આપ્યું તે ભણાવવામાં આવે. બાબર, ગઝનવી તથા ઘૌરી અને હઝરત ઔરંગઝેબ આલમગીર (રહ.) વગેરે મુસ્લિમ શાસકો વિશે અપપ્રચાર કરવામાં આવે છે, તેની હકીકત સમજાવ-વામાં આવે જેથી આજે નવેસરથી ઈતિહાસ લખવાની જે કોશિશ કરવામાં આવી રહી છે, તેના ઝેરથી મુસ્લિમ યુવામાનસને સુરક્ષિત રાખી શકાય. આ વિષય ઉપર ઘણા બધા લેખો મૌજૂદ છે, અને જો જરૂર પડે તો આ દૃષ્ટિબિંદુથી કેટલાક પુસ્તકો લખવામાં આવે. આ સમયની અત્યંત મહત્વપૂર્ણ જરૂરત છે. જે ક્લાસિસમાં બોર્ડની પરીક્ષા આપવાની હોય છે, તે કલાસિસને છોડીને જો બીજા કલાસિસમાં એવા પુસ્તકો રાખવામાં આવે તો કદાચ તેમાં કોઈ તકલીફ નહીં પડે.

એક અફસોસજનક વાત એ છે કે, શિક્ષણ જે લોકસેવાનું એક માધ્યમ હતું, આજે તે સૌથી મોટો વ્યાપાર છે. ખ્રિસ્તી મિશનરીઓ તો આ વ્યાપારથી લોકોનો ધર્મ ખરીદે છે અને પોતાના ધર્મનો પ્રચાર કરે છે. પરંતુ મુસ્લિમ મેનેજમેન્ટ આ વ્યાપારનો ઉપયોગ પોતાના વ્યક્તિગત હિત અને વધારેમાં વધારે ધનદૌલત કમાવવા માટે કરે છે. બલ્કે ક્યારેક ગરીબ મુસ્લિમોને તે ઉત્સાહવર્ધક મશ્વેરાથી નવાજવામાં આવે છે કે, ભણાવવું જ શું જરૂરી છે ? રિક્ષા ચલાવડાવી લો. જો આપણી સ્કુલોનો મકસદ માલદાર મુસ્લિમોથી પૈસા વસૂલ કરવા અને તેમના બાળકોને ભણાવવાનો જ હોય તો ચોક્કસ જ આ સંસ્થાઓ બિનફાયદાકારક છે. અને આ મકસદ તો બિનમુસ્લિમ સંચાલન હેઠળ ચાલતી સ્કુલોથી મેળવી શકાય છે, અને મેળવાય પણ છે.

આશ્ચર્ય થાય છે કે, સારી એવી પ્રવેશ ફી અને શૈક્ષણિક ફી લેવા છતાં

તે સ્કુલોમાં સામાન્યપણે શિક્ષકોનો પગાર બહુ ઓછો હોય છે. ઓછો પગાર શિક્ષકો માટે અસંતોષનું કારણ બને છે, એટલે તેઓ પણ બીજી જગ્યાની શોધમાં રહે છે કે, કદાચ આ તેમના પગારમાં કંઈક વધારાનું કારણ બની શકે. આ અસંતોષના કારણે વારંવાર શિક્ષકો બદલાય છે. અને આ વાત સ્પષ્ટ છે કે, વારંવાર શિક્ષકોને બદલવું શિક્ષણ માટે અત્યંત નુકસાન-કારક છે. કારણ કે શિક્ષણ માટે વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચે મનમેળ બલ્કે પ્રેમ જરૂરી છે. અને દરેક માણસની સમજાવવાની શૈલી જુદી જુદી હોય છે. ભાષા તથા બોલીમાં પણ ફરક હોય છે. અઠવાડિયુ, દસ દિવસ તો વિદ્યાર્થીને નવા શિક્ષક સાથે તાલમેલ બેસાડવામાં લાગી જતા હોય છે. અને નવા શિક્ષક માટે વિદ્યાર્થીઓની વ્યક્તિગત ક્ષમતા તથા માનસિકતા ઓળખવામાં તો એનાથી પણ વધારે સમય જોઈએ છે. ત્યાર પછી જ શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચે શૈક્ષણિક સબંધ સ્થપાય છે. જો શિક્ષકો વારંવાર બદલાતા હોય કે ખુદ વિષયો એક શિક્ષક પાસેથી બીજા શિક્ષકને હવાલે થતાં રહે, તો તેનું પરિણામ એ આવશે કે સારો એવો સમય એકબીજાને સમજવામાં જ નીકળી જશે.

મુસ્લિમ મેનેજમેન્ટની માનવીય, ઈસ્લામી તેમજ નૈતિક ફરજ બને છે કે, શૈક્ષણિક ખર્ચાઓ એટલા સંતુલિત રાખે કે ગરીબ મુસ્લિમ કુટુંબના વિદ્યાર્થીઓ પણ શિક્ષણ મેળવી શકે. અને 'નહીં નફો, નહીં નુકસાન' કે 'ઓછામાં ઓછો નફો'ના આધાર પર સંસ્થાઓ ચલાવવામાં આવે, તો જ આપણે ગરીબ અને પછાત મુસ્લિમોને શિક્ષણથી સુશોભિત કરી શકીશું અથવા ઓછામાં ઓછું એટલું તો કરવામાં આવે કે દરેક વિદ્યાર્થીની ફીમાં થોડોક ભાગ 'Poor Fund' માની લેવામાં આવે. દા.ત. જો આપણે ૧૦૦૦ પ્રવેશ ફી લઈએ છીએ, તો ૯૦૦ પ્રવેશ ફી અને એકસો રૂપિયા "ગરીબોના ફંડ"ના સમજવામાં આવે. અને દરેક દસ વિદ્યાર્થીઓ પર એક ગરીબ વિદ્યાર્થીઓને મફત પ્રવેશ આપવામાં આવે. આમ, ઓછામાં ઓછા દસ ટકા પ્રવેશ ગરીબ બાળકોના પણ થઈ શકશે.

વર્તમાન સ્થિતિમાં એક મહત્વપૂર્ણ મુદ્દો ઉર્દૂ ભાષા શીખવવાનો પણ છે. એમાં શંકાને કોઈ સ્થાન નથી કે ઉર્દૂ એકમાત્ર ભાષા છે, જેને મુસ્લિમોએ

અસ્તિત્વ આપ્યું છે. ઉર્દૂ ભાષામાં લગભગ ૭૫% શબ્દો અરબી અને ફારસીના છે. ખુદ કુર્આનના ઘણા બધા શબ્દોનો ઉર્દૂમાં સમાવેશ થયો છે. ઈસ્લામી પરિભાષાઓ અને રૂઢિપ્રયોગો જેટલા પ્રમાણમાં ઉર્દૂ ભાષામાં જોવા મળે છે, અરબી ભાષા સિવાય બીજી કોઈ ભાષામાં નથી. એક બિનમુસ્લિમ પણ જ્યારે ઉર્દૂ ભાષામાં લખે-બોલે છે, તો માશાઅલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ, સુબ્હાનલ્લાહ વગેરે શબ્દો તેને પણ લખવા-બોલવા પડે છે.

પછી ઉર્દૂ ભાષામાં ઈસ્લામી વિદ્યાઓનો ખજાનો એટલી બધી માત્રામાં જોવા મળે છે કે, અરબી ભાષા સિવાય બીજી કોઈ ભાષા નથી, જે આટલી 'સંપત્તિવાન' હોય. તફસીર, કુર્આન-હદીષના તર્જુમાઓ, હદીષની સમજૂતિ, ઈસ્લામી કાયદાશાસ્ત્ર, અધ્યાત્મ (તસવ્વુફ), ઈતિહાસ તથા આપ (સલ.)ના જીવનચરિત્ર (સીરત). સારાંશ કે બધી જ ઈસ્લામી વિદ્યાઓ પર ઉર્દૂ ભાષામાં એક વિશાળ ગ્રંથાલય (લાયબ્રેરી) તૈયાર થઈ ચૂક્યો છે. એક જમાનામાં અરબી પછી સૌથી વધારે ઈસ્લામી સાહિત્ય ફારસી ભાષામાં હતું, પરંતુ હવે ઉર્દૂ ભાષા ફારસીથી આગળ વધી ગઈ છે.

એ પણ એક હકીકત છે કે, ઉર્દૂ એક આંતરરાષ્ટ્રીય ભાષા છે, જે આજે એશિયાથી લઈ અમેરિકા સુધી પોતાનું સ્થાન બનાવી ચૂકી છે. ભારતિય દ્વિપકલ્પ આબાદીના હિસાબથી અત્યંત ભરચક વિસ્તાર છે. ભારતિય દ્વિપકલ્પના ઘણા બધા વિસ્તારોમાં ઉર્દૂ સમજવામાં આવે છે. એક સંતુલિત અંદાજ મુજબ ભારત, પાકિસ્તાન અને બાંગ્લાદેશમાં ૬૦ કરોડ મુસ્લિમો વસે છે. એમાંથી ૫૦ કરોડ લોકો એવા છે, જેઓ ઉર્દૂ સમજે છે. અને ઓછામાં ઓછા ૪૦ કરોડ તો એવા છે, જેઓ ઉર્દૂ લખે-બોલે છે. આ એક વિશાળ વર્ગ છે. જો આખા વિશ્વમાં ઉર્દૂ બોલવા-સમજવાવાળાઓની સંખ્યા પચાસ કરોડ જ માની લેવામાં આવે તો ઉર્દૂ ભાષીઓનું પ્રમાણ આંતરરાષ્ટ્રીય ભાષાઓના મુકાબલે બહુ ઉંચું છે.

જો આપણાં બાળકો (જેઓ અરબી-ફારસી નથી જાણતાં) ઉર્દૂ ભાષાથી પણ અજાણ રહી જાય તો એનો અર્થ એ છે કે, તેઓ બહુ વિશાળ ઈસ્લામી સંપત્તિથી વંચિત થઈ જશે. અને ઈસ્લામી સાહિત્યથી તેમનો સંપર્ક કપાય

જશે અને પોતાના પૂર્વજો સાથે તેમનો સબંધ વિચ્છેદ થઈ જશે. ઈસ્લામ વિશે તેઓ પાસે ક્યાં તો કોઈ માહિતી નહીં હશે, ક્યાં તો તેઓ પોતાની જાણકારી માટે એવા લોકોના લખાણો-પુસ્તકો પર નિર્ભર રહેશે, જેઓ વાસ્તવમાં ઈસ્લામના વિરોધી છે. અને જેમનાથી ઈસ્લામનું સાચું ચિત્ર રજૂ કરવાની આશા રાખી ન શકાય. એટલે મુસ્લિમ મેનેજમેન્ટ હેઠળ ચાલતી સ્કુલોમાં ઉર્દૂ ભાષાનું શિક્ષણ સમયની મહત્વપૂર્ણ જરૂરત છે. અને તેનાથી આંખ મીંચામણાં આવનાર પેઢીઓથી હાથ ધોઈ નાંખવાને મંજૂરી આપવા બરાબર છે. આ એક અફસોસજનક હકીકત છે કે, જે લોકો ઉર્દૂ ભાષાની સુરક્ષા ખાતર ચળવળ ચલાવે છે, દીનદાર છે, દીની ઉલૂમ સાથે જોડાયેલા છે, ઉર્દૂ ભાષા વડે રોજી-રોટી રળે છે, ઉર્દૂમાં પ્રવચન આપે છે, કવિતા-ગઝલ લખે છે, ખુદ તેમના બાળકો ઉર્દૂને ''અછૂત'' સમજે છે. એટલે જરૂર તો એ વાતની છે કે, ઉર્દૂ માધ્યમની બની શકે તેટલી સ્ટાન્ડર્ડ સ્કુલો સ્થાપવામાં આવે. પરંતુ જો મેનેજમેન્ટ પોતાની અંદર આટલી હિંમત નહીં ધરાવતા હોય, તો ભલે અંગ્રેજી માધ્યમની સ્કુલ હોય, સેકન્ડ લેંગ્વેજની હેસિયતથી ઓછામાં ઓછું ઉર્દૂને અભ્યાસક્રમમાં શામેલ કરે. આના માટે સારી રીતે કેળવાયેલ શિક્ષકો રાખવામાં આવે અને તેને પુરૂં મહત્વ આપતાં ભણાવે. હાલની આ સ્થિતિમાં આવનારી પેઢીઓને ઈસ્લામ પર બાકી રાખવા અને મુસ્લિમ બાળકોનો ઈસ્લામથી સબંધ જોડવા માટે અત્યંત જરૂરી છે.

આધુનિક શાળાઓ-કોલેજોના વિદ્યાર્થીઓની કેળવણી તથા માનસ ઘડતરમાં દીની મદ્રસાઓ પણ મહત્વપૂર્ણ ભૂમિકા અદા કરી શકે છે. જો દીની મદ્રસાના બાળકો પ્રાથમિક તબક્કામાં પહેલા ધોરણથી સાતમા ધોરણ સુધી સરકારી અભ્યાસક્રમની સાથોસાથ ઈસ્લામી વિષયો ભણી લે તેમજ ઈસ્લામી અકાઈદ તથા ઈતિહાસ ઉપર પણ કોઈ પુસ્તક તેમના માનસિક સ્તર મુજબ પઢાવી દેવામાં આવે અને તેમને કેળવવા ખાતર ઈસ્લામી વાતાવરણ પુરૂ પાડવામાં આવે તો આ અત્યંત ફાયદાકારક તથા મુબારક કદમ હશે. આમ, ઘણા બધા તે માં-બાપો કે જેઓ પોતાના સંતાનોને સાચા અર્થમાં મુસલમાન જોવા માંગે છે, અને તે માનસિક સ્તરની ઈસ્લામ

વિમુખતા (ઝહની ઈરતિદાદ)ની ફરિયાદ કરે છે, જે આજકાલ મિશનરી સ્કુલોની સામાન્ય બીમારી છે, તેઓ પણ આનાથી લાભ ઉઠાવી શકશે. જો બાળકોનું પ્રાથમિક તબક્કામાં જ માનસ ઘડતર કરી દેવામાં આવે, અને તેમને સાચી કેળવણી મળી જાય. ત્યાર પછી તેઓ જે કાંઈ ભણે કે બને, એક મુસલમાનની હૈસિયતથી બનશે અને ઈન્શાઅલ્લાહ તેઓને કોઈ પરિબળ સલમાન રશદી, તસ્લીમા નસરીન અને તારિક ફતહ બનાવવામાં સફળ નહીં થઈ શકશે. ખુદ પેલા દીની મદ્રસાઓ માટે પણ આ અત્યંત લાભકારક અને પરિણામદાયી કદમ હશે. અને મદ્રસામાં ભણેલા લોકો વિશે સામાન્ય-પણે જે ફરિયાદો છે કે તેઓ આધુનિક જ્ઞાન નથી ધરાવતા અને પોતાના વાતાવરણ વિશે પણ માહિતી નથી ધરાવતા, આ ફરિયાદ પણ ઈન્શાઅલ્લાહ દૂર થઈ જશે અને મદ્રસાની ચાર દીવાલોમાંથી નીકળ્યા પછી ખુદને માહોલમાં અજાણ્યા અને નવઆગંતુક મહેસૂસ નહીં કરી શકશે.

## શિક્ષણના કેટલાય વિભાગો એવા છે, જેમાં આપણી ભાગીદારી ઓછી છે

અલ્લાહપાકે અન્ય જીવોના મુકાબલે માનવીને આગવી ક્ષમતાઓથી નવાજ્યો છે. તેમાંથી એક મહત્વપૂર્ણ વિશેષતા એ છે કે તેની અંદર જ્ઞાન -પ્રાપ્તિની ક્ષમતા છે. જ્ઞાનની મહત્વતાનો અંદાજો એનાથી લગાવી શકાય છે કે, અલ્લાહ તઆલાએ કુર્આન મજીદમાં ખુદ પોતાના જ્ઞાનરૂપી ગુણનો ઓછામાં ઓછો ૨૧૨ વખત ઉલ્લેખ કર્યો છે...

હઝરત આદમ (અલૈ.)ને જે આ સંસારનું પ્રતિનિધિત્વ અર્પણ કરવામાં આવ્યું છે, તે એટલા જ માટે કે તેમની અંદર જ્ઞાન મેળવવાની લાયકાત હતી. એટલે અલ્લાહપાક તરફથી ફરિશ્તાઓ સાથે તેમની કસોટી કરવામાં આવી અને ખુદાપાકના દરબારમાં થનાર આ કસોટીમાં પ્રથમ માનવી હઝ. આદમ (અલૈ.)ને અલ્લાહપાક તરફથી કઈ કઈ વસ્તુઓનું જ્ઞાન આપવામાં આવ્યું હતું ? કુર્આન મજીદે આ સંદર્ભમાં ટૂંકી પરંતુ સર્વસમાવેશક વાત કહી છે કે, હઝ. આદમ (અલૈ.)ને બધા નામોના જ્ઞાનથી નવાજવામાં

આવ્યા હતા. *(સૂ.બકરહ : ૩૧)* 'ઈસ્મ'નો અર્થ તો માત્ર નામનો છે, જે કોઈ વસ્તુનો નિર્દેશ કરે છે. પરંતુ કેટલાક તફસીર (ભાષ્ય)કારોએ લખ્યું છે કે, આનાથી મુરાદ માત્ર નામ નથી, બલ્કે સૃષ્ટિની તે બધી વસ્તુઓ છે, જેના નામ રાખી શકાય એમ છે. જાણે કે જ્ઞાનનો જે છૂપો ભંડાર અજ્ઞાનતાના પદડામાંથી નીકળી નીકળીને બહાર આવી રહ્યો છે, અને જે પ્રલયકાળ (કિયામત) સુધી આવતો રહેશે, જેને સમજવા અને સમજાવવા માટે માનવી તેના વિવિધ નામો રાખે છે. આ બધી ચીજોનું જ્ઞાન હઝ. આદમ (અલૈ.)ની પ્રકૃતિમાં રાખી દેવામાં આવ્યું હતું, જેનું દરેક કાળની જરૂરિયાતના હિસાબથી પ્રાગટ્ય થતું રહ્યું છે અને થતું રહેશે.

ઈસ્લામની નજરમાં મૂળભૂત રીતે જ્ઞાનના બે પ્રકારો છે. એક તે જ્ઞાન, જે માનવી માટે લાભકારક હોય. ચાહે દુન્યા માટે હોય કે આખિરત (પરલોક)ના ફાયદા માટે હોય. અને બીજું તે જ્ઞાન, જે બિનફાયદાકારક હોય. પહેલું જ્ઞાન ઈચ્છનીય છે, અને તેને મેળવવાની કોશિશ કરવી જોઈએ. અને બીજા પ્રકારનું જ્ઞાન નિંદાપાત્ર તથા અણગમતું છે. આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, "અલ્લાહ તઆલાથી લાભકારક જ્ઞાન માંગો અને બિનફાયદાકારક જ્ઞાનથી પનાહ માંગો." *(ઈબ્ને માજહ્ : ૩૮૪૩)*

આજકાલ માનવીની બરબાદી અને દુન્યાને તબાહ કરવા માટે જે હથિયારો તૈયાર કરવામાં આવી રહ્યા છે, તે ચોક્કસ બિનફાયદાકારક જ્ઞાનમાં શામેલ છે. અને કોઈ દેશ પ્રતિકાર માટે હથિયાર વાપરવા મજબૂર બની જાય, તે સ્થિતિને બાદ કરતાં માનવીએ પોતાના સંશાધનો રચનાત્મક હેતુઓ સિદ્ધ કરવાના બદલે આવા ખંડનાત્મક કામોમાં ખર્ચ નહીં કરવા જોઈએ. પશ્ચિમી સત્તાઓ જેવી રીતે પોતાની શ્રેષ્ઠ ક્ષમતાઓ વિનાશક હથિયારો બનાવવામાં વાપરી રહી છે, ચોક્કસ જ આને દુર્ભાગ્ય કહેવામાં આવશે.

અલ્લાહ તઆલાએ જ્ઞાનની એ વિશેષતા રાખી છે કે, જેવી રીતે ઈમાન (અલ્લાહપાક પર શ્રદ્ધા) માનવી માટે ઉચ્ચતા પ્રાપ્ત કરવાનું સાધન છે. એવી જ રીતે જ્ઞાન પણ વ્યક્તિ તથા સમૂહની સરબુલંદી અને સુર્ખરૂઈ માટે ચાવીરૂપ ભૂમિકા ભજવે છે. જે વ્યક્તિ જ્ઞાનથી સુશોભિત હોય કે જે

કૌમ જ્ઞાનની દૌલતથી માલામાલ હોય, તેઓ અને જે વ્યક્તિ અને કૌમ જ્ઞાનથી વંચિત હોય, બન્ને સરખા નથી હોય શકતા. *(મુજાદલહ્ : ૧૧)* શું જે લોકો જ્ઞાન ધરાવે છે, અને જે લોકો જ્ઞાન ધરાવતા નથી, બધા એકસમાન હોય શકે છે ? બોધ તો સમજદાર લોકો જ ગ્રહણ કરે છે. *(અઝ ઝુમર : ૯)*

જ્ઞાનની જરૂરિયાત જેવી રીતે આખિરતની સફળતા માટે છે, તેવી જ રીતે દુન્યામાં સન્માનપૂર્વક જીવવા માટે પણ છે. અલ્લાહપાકે નબીઓમાંથી હઝ. દાવૂદ (અલૈ.) અને હઝ. સુલયમાન (અલૈ.)ને નુબૂવ્વતની સાથોસાથ શાસન કરવાની સમજ પણ આપી હતી. અને જીવજગત સાથે સંકળાયેલી કેટલીક એવી વિદ્યાઓ પણ શીખવી હતી, જ્યાં સુધી સામાન્ય માનવીની પહોંચ નથી હોતી. હઝરત દાવૂદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.) જ્ઞાનની આ નેઅમત પર અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરે છે કે, જ્ઞાનની આ દૌલત નવાજી અલ્લાહપાકે અમને ઘણા બધા બંદાઓ પર ઉચ્ચતા (ફઝીલત) આપી છે. *(અલ નમ્લ : ૧૫)*

દુન્યામાં સત્તાની અંદર ભાગીદારી, સરકારી કામોમાં સામેલગીરી અને કોઈ પણ વ્યવસ્થા ઉભી કરવામાં પણ જ્ઞાન-વિજ્ઞાન તથા માહિતી ઉપલબ્ધ હોવી બહુ જરૂરી છે. એટલે જ હઝરત યૂસુફ (અલૈ.)એ જ્યારે મિસ્ર (ઈજીપ્ત)ના રાજા સમક્ષ વાત મૂકી કે જે આર્થિક સંકટ ભવિષ્યમાં ઉભું થશે, અને જે આખા દેશને એક હિસાબથી દાણાં દાણાંનો મોહતાજ બનાવી મૂકશે, એમાંથી ઉગરવા માટે હું આપની મદદ કરી શકું છું. અને આપના ખઝાના (રાજકોષ)ની જવાબદારી હું સંભાળી શકું છું. તો આ રજૂઆતની સાથે આપ (અલૈ.)એ એ દલીલ આપી કે મારી અંદર સરકારી ભંડોળની સુરક્ષાની ક્ષમતા છે. અને હું જ્ઞાન પણ ધરાવું છું. *(યૂસુફ : ૫૫)* સરકારનું મહત્વ દરેક દેશમાં છે, પરંતુ જ્યાં મુસ્લિમો લઘુમતિમાં હોય, ત્યાં સત્તા તથા તંત્રમાં ભાગીદારી મુસ્લિમોની સામાજીક સુરક્ષા માટે અત્યંત જરૂરી છે. કારણ કે સામાન્યપણે બહુમતીઓ એમ ઈચ્છે છે કે, તેઓ લઘુમતિઓને ગળી જાય, તેની ઓળખ ખત્મ કરી નાંખે, શૈક્ષણિક તેમજ આર્થિક હિસાબથી તેઓને પ્રગતિ કરવાની તક આપવામાં ન આવે. ભારતમાં મુસ્લિમો આજ-

કાલ આવી જ સ્થિતિના શિકાર છે. તેમની આર્થિક, સામાજીક અને શૈક્ષણિક પછાતપણાંનું ઉદાહરણ આપવામાં આવે છે. જે કૌમે આ દેશ પર સદીઓ સુધી શાસન કર્યું, તે આજે એક મામૂલી સમૂહ તરીકે જીવન પસાર કરી રહી છે. આ સ્થિતિમાંથી બહાર નીકળવા માટે જેવી રીતે દીન સાથે ઉંડો સબંધ તેમજ પરસ્પર એકતા જરૂરી છે, તેવી જ રીતે એ પણ જરૂરી છે કે, આ ઉમ્મત જ્ઞાન-વિજ્ઞાનના ક્ષેત્રમાં આગળ વધે અને જીવનના વિવિધ ક્ષેત્રોમાં અસરકારક ભૂમિકા અદા કરવા લાયક બની જાય.

અલ્લાહપાકનો શુક્ર-એહસાન છે કે, મુસ્લિમો જુદા જુદા હાદસાઓથી પાઠ લેતા રહ્યા છે. અને જ્યારે પણ કોઈ મુસીબત તેમની ઉપર ત્રાટકી છે, ગમગીન હોવાની સાથોસાથ તેમણે નવી હિંમત સાથે કદમ પણ આગળ વધાર્યો છે. ભાગલા પછી જ્યારે કોમવાદી હુમલાઓ શરૂ થયા, પોલીસ અને રમખાણકારોએ મુસ્લિમોના ખૂનથી હોળી રમવી શરૂ કરી, તો ૧૯૭૧ સુધી મુસ્લિમોની સ્થિતિ એ રહી કે લોકો રમખાણકારોનો મુકાબલો કરવાના બદલે નાસભાગ મચાવતા હતા. અને ઘણી વખત તેમની મંઝિલ વર્તમાન બાંગ્લાદેશની ભૂમિ બનતી. તેઓ તેને પોતાના માટે એક સલામત સ્થળ સમજતા હતા. પરંતુ જ્યારે પાકિસ્તાનની અદૂરદર્શિતાના પરિણામે બાંગ્લા-દેશનું સર્જન થયું, તો તેઓને લાગ્યું કે હવે કોઈ પણ સંજોગોમાં તેઓએ અહીં જ જીવવા-મરવાનું છે. એટલે તેમણે હિંમત એકઠી કરી અને એના કારણે રમખાણોના પરિણામો અને વસ્તીઓના જથ્થાબંધીકરણમાં એક હકારાત્મક પરિવર્તન દેખાવા લાગ્યું. પછી ૧૯૭૨માં જ્યારે ભારત સરકારે એડોપ્શન (દત્તક) સબંધી એક કાનૂન ઘડવાની કોશિશ કરી, જે ઇસ્લામી શરીઅત વિરૂદ્ધ હતો. અને મુસ્લિમોને લાગ્યું કે સરકાર જાન તથા માલ પછી હવે મુસ્લિમોના દીન-ઈમાન પર પણ હાથ નાખવા માંગે છે, તો તેમણે અંદરો-અંદરના મતભેદો અવગણી એકસાથે બેસવાનો અને સંયુક્ત બાબતો માટે સંયુક્ત પ્રયત્નો કરવાના પાઠ શીખ્યા. અને આમ ઑલ ઈન્ડીયા મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડ જેવો સંયુક્ત પ્લેટફોર્મ અસ્તિત્વમાં આવ્યો.

૧૯૯૨માં બાબરી મસ્જિદની શહાદતની હ્રદયદ્રાવક ઘટના ઘટી, જેણે

આખા મુસ્લિમ સમાજને હચમચાવી મૂક્યો. આ અકસ્માત પછી મુસ્લિમોએ એક નવું પડખું ફેરવ્યું. તેઓને લાગ્યું કે, તેમને જાણી જોઈને ન્યાયથી વંચિત રાખવામાં આવે છે. અને તેઓ પોતે જ પોતાના પ્રયાસો વડે આ દેશમાં એક સન્માનનીય સમાજની હેસિયતથી જીવન પસાર કરી શકે છે. એટલે દેશના વિવિધ વિસ્તારોમાં આર્થિક અને પ્રયાસો હાથ ધરવામાં આવ્યા. મુસ્લિમોએ સરકારી નોકરી પર ભરોસો કરવાના બદલે વ્યાપાર, લઘુઉદ્યોગ અને ફોરેનની નોકરીઓ પર ધ્યાન આપ્યું. વ્યાજ વગર કરજની સંસ્થાઓ ઉભી કરી અને તેના વડે મુસ્લિમોને રોજગારના હિસાબથી પગભર બનાવ-વાની કોશિશ કરવામાં આવી. અલ્હમ્દુલિલ્લાહ ! આ પ્રયાસોના સારા પરીણામો આવી રહ્યા છે.

શિક્ષણ તરફ પણ મુસ્લિમોનું ધ્યાન વધ્યું છે. તેમણે પ્રાયમરીથી લઈ ડિગ્રી સ્તરની અનેક સંસ્થાઓ ઉભી કરી છે. દેશના વિવિધ ભાગોમાં અને ખાસ કરીને દક્ષિણ ભારતમાં ધંધાલક્ષી શિક્ષણની ઘણી સંસ્થાઓ સ્થાપી. હવે હજારોની સંખ્યામાં મુસ્લિમ વિદ્યાર્થીઓ મેડીકલ, એન્જીનિયરીંગ, એમ.બી.એ; સી.એ. અને આઈ.ટી. વગેરેના પ્રમાણપત્રો લઈને નીકળી રહ્યા છે. ભલે ઉચ્ચ શિક્ષણની ઘણીખરી સંસ્થાઓ દેશના દક્ષિણીય વિસ્તારમાં સ્થિત છે, પરંતુ તેનો લાભ આખા દેશના યુવાનોને પહોંચી રહ્યો છે. આ એક ચોક્કસ આવકારદાયક બાબત છે. અને આશા છે કે, ભવિષ્યમાં તેના સારા પરિણામો આવશે.

પરંતુ વિચાર કરવાનું એક બીજુ પાસું એ છે કે, આધુનિક શિક્ષણના જે વિભાગો તરફ મુસ્લિમોનું ધ્યાન વધ્યું છે, સામાન્યપણે તેનો લાભ તેમને અથવા તેમના કુટુંબને પહોંચી શકશે. અને એ પણ એક હકીકત છે કે, આ જમાનામાં કુટુંબની સંકલ્પના બહુ મર્યાદિત થઈ ગઈ છે. પતિ-પત્ની અને બાળકો સિવાય મુશ્કેલીથી માતા-પિતાનો તેમાં સમાવેશ કરવામાં આવે છે. ભાઈ-બહેનનો તો પ્રશ્ન જ નથી. શિક્ષણના આ વિભાગોમાંથી પાસ થનારા યુવાનો પોતાને નોટો છાપવાની મશીન સમજે છે. સામાજિક સમસ્યાઓ સાથે તેમનો કોઈ સબંધ નથી હોતો.

એટલે આ એક વાસ્તવિક્તા છે કે, તેમનું શિક્ષણ સમાજને કોઈ ખાસ ફાયદો પહોંચાડી રહ્યું નથી, બલ્કે જે લોકો આવા યુવાનો પર સહાયરૂપે પોતાની મૂડી ખર્ચ કરે છે, તેઓ પણ મહેસૂસ કરવા માંડ્યા છે કે, ઉમ્મતનો જે માલ તેમની પર ખર્ચ કરવામાં આવી રહ્યો છે, સમાજને તેનો કોઈ ખાસ ફાયદો પહોંચી નથી રહ્યો. અને એક એવો સમૂહ તૈયાર થઈ રહ્યો છે, જેના ઘણાંખરા સભ્યો સ્વાર્થ તથા ભૌતિકવાદમાં લિપ્ત થઈ જાય છે. કાશ ! કે જે સંગઠનો શિક્ષણના આ વિભાગોમાં યુવાનોને મદદ ઉપલબ્ધ કરાવે છે, તે તેમની નૈતિક કેળવણી તરફ પણ ધ્યાન આપે.

પરંતુ હમણાં એક મહત્વપૂર્ણ જરૂરિયાત એ છે કે, આધુનિક શિક્ષણ મેળવતા વિદ્યાર્થીઓને એવા વિભાગમાં લાવવામાં આવે, જેનાથી સમાજની સમસ્યાની રજૂઆત અને ન્યાય મેળવવાના કાર્યમાં તેમનો સમાવેશ સરળ બનાવી શકે. આ સંદર્ભમાં ખાસ કરીને કેટલાક વિભાગોનો ઉલ્લેખ કરવો યોગ્ય હશે. જેવી રીતે કાનૂનનો વિભાગ છે, સુપ્રિમ કોર્ટમાં સારા મુસ્લિમ વકીલો, જેમનો અદાલતમાં વજન મહેસૂસ કરવામાં આવે નહીં જેટલા થઈ ગયા છે. હાઈકોર્ટોની સ્થિતિ પણ આનાથી વિપરિત નથી. એટલે અદાલતોમાં મુસ્લિમ ન્યાયાધિશોની સંખ્યા ઓછી થતી જઈ રહી છે. કેટલાક લોકોનું માનવું છે કે, દેશની આ માનનીય સંસ્થા કોમવાદના ઝેરથી ઝેરીલી થતી જઈ રહી છે. અને ક્યારેક ન્યાયને લજાય જવું પડે. જો કાનૂનના વિભાગમાં આપણું અસરકારક પ્રતિનિધિત્વ નહીં રહેશે, તો આપણા માટે ન્યાયની જંગ જીતવી મુશ્કેલથી ઘણી મુશ્કેલ બની જશે.

એવી જ રીતે વર્તમાનકાળમાં પ્રસાર માધ્યમો, ખાસ કરીને અંગ્રેજી અને સ્થાનિક ભાષાના માધ્યમોની ખાસ્સી મહત્વતા છે. એના વગર અપ-પ્રચારના યુદ્ધમાં ઈજ્જત બચાવવી મુશ્કેલ છે. એવા અંગ્રેજી સાહિત્યકારોની પણ જરૂર છે, જેમને અંગ્રેજીના વિશ્વસનીય સાહિત્યકાર અને લેખકનો દરજ્જો પણ પ્રાપ્ત હોય અને રાષ્ટ્રીય સ્તરે સ્વીકૃત પણ હોય. ડૉક્ટર શરીરનો ઈલાજ કરી શકે છે, એન્જીનિયર બિલ્ડીંગો અને મશીનો બનાવી શકે છે, પરંતુ માનસઘડતરનું કામ સારા પત્રકાર અને સક્ષમ લેખક તથા પ્રખર

ઈતિહાસવિદ વડે જ અંજામ પામી શકે છે. પરંતુ આ વિભાગોથી મુસ્લિમો દૂર છે. અને એટલે જ મુસ્લિમોમાં આ પ્રકારનું આધુનિક શિક્ષણ મેળવનારા વિશેષજ્ઞો નથી રહ્યા, જે મુસ્લિમ મતને તર્કબધ્ધ રીતે રજૂ કરી શકે. પ્રસાર માધ્યમો મુસ્લિમો સમક્ષ એવી ભૂમિકા લે છે, જાણે કે તેઓ મુસ્લિમોનો વિરોધપક્ષ હોય. ઈતિહાસ એવો લખાય રહ્યો છે કે, જેમાં મુસ્લિમો વિરૂદ્ધ નફરતની ભાવના ઉભારવામાં આવી રહી છે. ભાષા તથા વર્ણનશૈલીના હિસાબથી ગુણવત્તાસભર અને લોકપ્રિય પુસ્તકો એ પ્રકારના આવી રહ્યા છે, જે ઇસ્લામ અને મુસ્લિમો વિશે ગેરસમજો ઉપજાવે છે. અહીં આપણે ખાસ કરીને સિવિલ સર્વિસીઝનો ઉલ્લેખ કરીશું, જેમાં મુસ્લિમોનો દર બહુ ઓછો છે. અને આ સંખ્યાની કમી એટલા માટે નથી કે, મુસ્લિમોની વધારે સંખ્યા ભાગ લે છે, પરંતુ પ્રમાણમાં ઓછા લોકો સફળ થાય છે. બલ્કે હકીકત એ છે કે, પરીક્ષામાં બેસનારા મુસ્લિમ ઉમેદવારોની સંખ્યા જ ઓછી હોય છે. આનાથી જાણવા મળ્યું કે, સમસ્યા 'ઓછી લાયકાત'ની નથી, બલ્કે 'ઓછી હિંમત'ની છે, 'ઓછી મહેનત'ની છે. તેમજ માનસિકતા એ બની ગઈ છે કે, ઉંચા નિશાન પર પહોંચવાના બદલે એ તબક્કા પર સંતોષ માની લેવામાં આવે કે, જેનાથી કમાણી થવા લાગે અને સમૃદ્ધિ મળી જાય. જો કે જે લોકો એ સ્થાન (સિવિલ સર્વિસિસ) સુધી પહોંચે છે, તેઓ સમાજને ન્યાય અપાવવામાં મહત્વની ભૂમિકા અદા કરી શકે છે. અને રાજકીય પ્રતિનિધિઓ (નેતાઓ)થી પણ વધીને કોમ તથા સમાજ માટે પોતાની સેવા આપી શકે છે. એટલે જરૂરત એ છે કે, હવે શિક્ષણના આ વિભાગો તરફ ધ્યાન આપવામાં આવે. યુવાનોને આ સંદર્ભમાં પ્રોત્સાહન આપવામાં આવે અને તેમની અંદર એટલી ક્ષમતા પેદા કરવામાં આવે કે તેમની લાયકાતનો ફાયદો માત્ર તેમના સુધી કે તેમના કુટુંબ સુધી મર્યાદિત ન રહે, બલ્કે આખા સમાજને તેમનો ફાયદો પહોંચે. તેઓ માત્ર નોટ છાપવાની મશીન નહીં બની જાય, બલ્કે સમાજની સરબુલંદીનું પણ નિમિત્ત બને.

